# પ્રપંચ જાળ.



લખનાર :—

રતનલાલ આત્મારામ શાહ,

કુસુમ સુંદરી, પ્રભાવતી, સરસ્વતી, વસંત લીલા,
કુડક બંગાળી, ત્રણ વર્ષમાં ત્રણ લાખ
પુનર્લગ્નનો પશ્ચાતાપ, વીગેરેના
કર્તા.

ઈ૦ સ૦ ૧૯૧૩.

---

કીં૦ રૂ૦ ૧-૪-૦.

"સાંજ વર્તમાન" પ્રેસમાં માલેકને માટે રૂ. ન. વાચ્છાગાંધી
એ છાપી છે, મીંટ રોડ, કોટ, મુંબઇ; અને
રતનલાલ આત્મારામ શાહે, નં૦ ૪૨-૪૩ અમૃતવાડી,
ગીરગામ બૅક રોડ ઉપર પ્રગટ કરી છે.



# પ્રસ્તાવના.



ગુજરાતી ભાષામાં નવલકથાઓ ટગલાબંધ બાહેર પડે છે તેનો મોટો ભાગ એવા પ્રકારનો હોય છે કે વાંચકને તે પુસ્તક વાંચ્યા પછી તેના લેખક માટે દયા આવે છે. પોતાના ભેજામાંથી એક સારી નવલકથા લખી કાહડવી એ શકતી ગુજરાતીમાં ઘણી ઓછી જોવામાં આવે છે પણ બંગાળી, મરાઠી વીગેરે બીજી ભાષાઓમાંથી જે નવલકથાઓના ભાષાંતર કરવામાં આવે છે તેમાં પણ પુસ્તકની પસંદગીમાં ઘણા હલકા પ્રકારનો શોખ બતાવવામાં આવે છે. આવી નવલકથાઓ ગુજરાતી ભાષામાં હોંશથી વાંચવામાં આવે છે એમ કેટલાક લેખકો માને છે પણ મારી ખાત્રી થઇ છે કે વાસ્તવીક સ્થિતી તેથી ઉલટી છે. એક ખરાબ નવલકથા થોડા વખતમાં પ્રજામાં જાણીતી થાય છે, કેટલાક વીષયી પુરૂષો રસ લઇ વાંચે છે પણ નવલકથાનું આયુષ્ય ઘણું ટુંકું જણાય છે અને આવા લેખકને હાથે બીજું પુસ્તક બહાર પડતાં તેનો ઉઠાવ થતો નથી. આવી નવલકથાઓ એક સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર પડે તો તે પુસ્તક પોતાના કુટુંબમાં વાંચવા આપવું કે નહિ તે પુરૂષ વર્ગ વિચાર ચલાવી શકે છે પણ દલગીરી સાથે જોવામાં આવે છે કે આવા પ્રકારની નવલકથાઓ હવે ગુજરાતી વર્તમાનપત્રોમાં દાખલ થવા લાગી છે અને હાલમાં એક અઠવાડીક પત્રે શરૂ કરેલી નવલકથા તરફ સમજુ વાંચકો તરફથી કેવો તિરસ્કાર બતાવવામાં આવે છે તે ઉપરથી વર્તમાન પત્રના માલેકોએ પોતાના પત્રમાં આવતી નવલકથાન. સંબંધમાં કેવી સંભાળ રાખવાની જરૂર છે તે જણાઇ આવે છે.

કેટલીક મુદત થયાં "સાંજ વર્તમાન" ના માલેક અને અધિપતી મી૦ રૂસ્તમ એન. વાચ્છાગાંધીએ દર બુધવારે

પોતાના પત્રમાં હિંદુ સંસારી નવલકથા લખવાનું મને સોંપ્યું છે અને મારી નવલકથાઓ તે પત્રમાં પુરી થવા પછી તે પુસ્તક આકારે પ્રગટ થતાં તેને જે આવકાર અત્યાર સુધીમાં મળ્યો છે તે બતાવી આપે છે કે પોતાના વાંચકોને માટે આ અદના કલમને વારતાના કોલમો સ્વાધીન કરવાથી તે પત્રના અધિપતીને જાહેર પ્રજાને હાથે કાંઇ સહન કરવું પડયું નથી એવી મને ઘણી સંતોષ લેવાજોગ બીના છે.

સઘળાજ લેખકો મરહુમ સ્વ૦ સાક્ષર ગોવર્ધનરામની જેમ ઉત્તમ નવલકથાઓમાં લખી શકતા નથી તેથી સામાન્ય લેખકોએ પોતાની કલમ ચલાવવી નહિ એમ કાંઇ કરી શકતું નથી પણ પોતાના વિષયની ચુંટણીમાં લેખક તરફથી જો પુરતી સંભાળ લેવામાં આવે તો મારી ખાત્રી છે કે ગુજરાતી પ્રજા તેને સારો આવકાર આપે છે.

મારી આ નવલકથા પણ મરાઠી ઉપરથી ઘટતો ફેરફાકરી લખવામાં આવી છે તેથી તેમાં ચર્ચાવેલા વિષયની ઉત્તમતા માટે તે મુળ લેખકને શાબાસી ઘટે છે. મારા આ પુસ્તકને પણ આગલા પુસ્તકની જેમ આવકાર મળશે તો આ દીશામાં ગુજરાતી વાંચકોની વધુ સેવા બજાવવાનો હું ઇરાદો રાખું છું.

પુસ્તકોને લખવાનું તથા છપાવવાનું કામ સહેલું છે પણ તે ખપાવવાનું કામ ઘણું મુસ્કેલ છે–ઘણા લેખકોને આ કારણને લીધે નિષ્ફળતા મળી છે પણ આ બાબદમાં મી૦ એમ. એન. ત્રીપાઠી જેવા ગુજરાતી પ્રજાના પ્રથમ પંકતીના બુકસેલરની જે સાહય મને મળે છે તેને પણ મારા પુસ્તકોની ફતેહ કેટલે દરજજે આભારી છે એમ હું માનું છું.

રામનવમી,<br>તા૦ ૧૫ મી એપ્રીલ<br>૧૯૧૩. } કર્તા.

# પ્રપંચ જાળ.

## અંતે ધર્મો જય.

### પ્રકરણ પહેલું.

### નિદ્રા.

દિવસ તદન ખરા ઉન્હાળાનો હતો. સાંજના ચાર પાંચ વાગવાનો વખત થયો હતો તો પણ સખત ઉકળાટને લીધે શરીરમાં ધામ પુષ્કળ થતો હતો. આ વખતે એક સતર અઢાર વર્ષની સર્વાંગ સુંદર કુમારિકા અવંતીપુર નામના ગામમાં પોતાના ઘરની એક ખોલીમાં પલંગ ઉપર કાંઈ વિચાર કરતી બેઠી હતી. તે કાંઈ ચિંતાગ્રસ્ત હોવી જોઈએ એમ તેના તરફ જોનારને સહેજમાં કલ્પના થાય તેમ હતું. તેનાં વિશાળ ચક્ષુમાં સતેજ અશ્રુ ચમકતાં હતાં. આ વખતે આ યુવતિએ અતિ નિર્મળ શ્વેત વસ્ત્ર પહેર્યું હતું. તેના હાથમાં બબે કાચની બંગડીની વચમાં એક એક સોનાની બંગડી પહેરેલી હતી. તેના ગળામાં એક સોનાની કંઠી હતી

અને કાનમાં માણેકની ખુટીઓ હતી. આથી વધુ અલંકાર તેના શરીર ઉપર પહેરેલાં નહોતાં. તેનો ચહેરો ગૌર વર્ણ-નો હતો. તેના નેત્રો વિશાળ પણ મનોહર હતાં. તે નેત્રોમાં સલજ્જપણાનો ભાવ ખુલ્લો જણાતો હતો. લીનતાની તો તે પ્રત્યક્ષ મૂર્તિજ હતી. તેને નિર્માણ કરતી વખતે વિધાતાએ અત્યંત કાળજી લીધેલી હોવાથી તે ઘણીજ મનોહર દેખાતી હતી. તેની રમણીય મૂર્તિ જોઇને બ્રહ્મદેવની અગાધ કારીગરી માટે ભારે અજાયબી ઉપજ્યા વગર રહેતી નહોતી.

આ કુમારિકા જે ખોલીમાં બેઠી હતી તે ખોલી નાના પ્રકારની ઉપયુકત વસ્તુથી સુશોભીત કરેલી હતી. ઇતિહાસીક મહાન પુરૂષોની તસ્બીરો, પ્રેક્ષણીય સ્થળોના દેખાવો, કેટલાક દેશના નકશાઓ, એ પ્રમાણે મનને આનંદ આપનારી અનેક વસ્તુ આ ખોલીમાં વ્યવસ્થિત રીતે ગોઠવેલી હતી. ખોલીમાં બે ત્રણ સુંદર નાનાં કબાટો હતા અને તે પુસ્તકોથી ભરેલાં હતાં. એક સુંદર પલંગ પણ ખુણામાં બીછાવેલો હતો. પલંગની નજદીક એક નાનું ટેબલ અને એક ખુરશી હતાં અને ટેબલ ઉપર લેખનસામગ્રી સુવ્યવસ્થિત રીતે ગોઠવેલી હતી. લાંબો વખત સુધી વિચાર કરીને તે એક પત્ર લખવા બેઠી અને ખુરશી ઉપર બેસી ટેબલના ખાનામાંથી લખવાના નોટપેપર લીધા અને ખાનું પાછું બંધ કર્યું અને પત્ર લખવા માંડયો. પત્રમાં શું લખવું તેનો તેણે આગળથી વિચાર કર્યો હોવો જોઇએ કેમકે કાંઇ પણ લાંબો વિચાર નહીં કરતાં સપાટાબંધ લખતી હતી. એક નોટપેપર ખલાસ થતાં બીજું લીધું અને તે પ્રમાણે પાંચ નોટપેપર ભરાય

તેટલો લાળીલચ પત્ર લખી કાઢયો. આ સઘળા નોટપેપરની સંભાળથી ઘડી કરી એક પાકીટમાં નાખી પાકીટ બંધ કર્યું અને તે પાકીટ ઉપર "કૃષ્ણરાવ" એ પ્રમાણે નામ લખ્યું, અને તે પાકીટ પલંગ ઉપર મુકી પોતે પલંગ ઉપર જરા સુતી.

એકાદ મહત્વની બાબદનો મનુષ્યને વિચાર કરવાનો હોય ત્યારે તેને એકાંત સ્થળની ઘણી આવશ્યકતા જણાય છે. આ તરૂણીની ખોલી તદન એકાંતમાં હતી તો પણ તે પોતાનું મુખકમળ બે હાથે ઢાંકી તદન એકાંત વિચારમાં પડી હતી. તે પલંગ ઉપર ઉંધે મોઢે અવ્યવસ્થીત પડેલી હતી. આથી તેણી જાણે વિચારલહરીમાં તણાતી હતી એમ દેખાતું હતું. તે પોતાના વિચારમાં પૂર્ણ મગ્ન પડી હતી. આસપાસ શું થાય છે તેનું તેને બીલકુલ ભાન નહોતું. આ પ્રમાણે તે વિચારલહરીમાં ગરક હતી તેવામાં તેની ખોલીના બારણા આગળ એક તરૂણ પુરૂષ આવીને ઉભો રહ્યો. તેણે બારણાની ફાટમાંથી જોતાં તે તરૂણી ઉંધે મોઢે સ્વસ્થ પલંગમાં ઉંઘતી હતી એમ તેને લાગ્યું.

આવી સ્થિતીમાં તે તરૂણીની ખોલીમાં જવું કે ન જવું તે વિષે પેલા આવનારને વિચાર પડયો. ખોલીનાં બારણાં અમસ્થાં અટકાવેલાં હતાં. અંદરથી કડી મારેલી નહોતી. આથી પેલા આવનાર તરૂણના મનમાં એમ થયું કે ધીમેથી બારણું ઉઘાડી અંદર જાઉં. પણ કુલીન અને તેમાં વળી તરૂણ કુમારિકાની ખોલીમાં તેની પરવાનગી વગર કેમ જવું એવી તેને તરતજ શંકા થઇ. શું કરવું તે તેને કેટલોક વખત

સુધી સુઝયું નહિ. કેટલોક વખત સુધી બારણાની બહાર ઉભા ઉભા લમણે હાથ દઇ વિચાર કર્યો. છેવટે તેણે એવો વિચાર કર્યો કે તે તરૂણીને હાંક મારી જાગૃત કરવી અને પછી અંદર જવું. આ વિચાર કાયમ થતાં આ તરૂણે હળવેથી "વેણી" એમ હાંક મારી. આ ધીમેથી જે હાંક મારવામાં આવી તેની કાંઇ પણ અસર આ તરૂણી ઉપર થઇ નહિ. તે જેમની તેમ પલંગમાં સ્વસ્થ પડી રહી હતી. આથી તે તરૂણને એમ લાગ્યું કે તે ભર નિદ્રામાં છે. છેવટે તેણે ખોલીનું બારણું ઉઘાડી અંદર જઇ તે તરૂણીને હાંક મારવાનું નક્કી કર્યું. આ વિચાર તેના મનમાં નક્કી થતાં તરતજ ખોલીનું બારણુ ઉઘાડી તે અંદર ગયો.

પેલો તરૂણ ધીમે પગલે પલંગ પાસે ગયો. પલંગપર વિચારલહરીમાં ગરક થયેલી આ યુવતિને આ વિષે કાંઇ પણ ખબર પડી નહિ. ખોલીમાં દાખલ થયેલા યુવાનનો ચહેરો ગંભીર અને સતેજ હતો. તેની અંગ કાંતિ સતેજ અને ગોર વર્ણની હતી. તેનાં નેત્ર તેજપૂર્ણ અને તેની દ્રષ્ટી પ્રેમાળ દેખાતી હતી. તેનું કપાળ વિશાળ હતું અને તેના ઉપર વાળના ગુચ્છા આવી રહ્યા હતા. શરીરનો બાંધો ઉંચ હતો. તેના શરીરમાં આ વખતે ઝાઝાં કપડાં નહોતાં. ખમીસ પહેરેલું હતું અને માથું ઉઘાડું હતું. તેના જમણા હાથની આંગળીમાં હિરણ્યમય સુવર્ણની અંગુઠી ઝળકતી હતી. આ તરૂણની ઉમર સુમારે વીસ એકવીશ વર્ષની હતી. તે કોઇને ખબર આપ્યા વગર આ ખોલીમાં દાખલ થયો હતો તો પણ તેના ચહેરાની સતેજતા કાયમ રહી હતી. આ ઉપરથી ખો-

લીમાં દાખલ થવામાં તેનો કાંઇ પણ ખરાબ હેતુ નહોતો એમ સ્પષ્ટ થતું હતું.

ઉપર જણાવેલો તરૂણ પેલી તરૂણીના પલંગ આગળ જઇ સ્તબ્ધ ઉભો રહ્યો. તેની દ્રષ્ટિ એકસરખી તે સુંદરી તરફ હતી. ઘણા દિવસે આપણી પ્રેમની વસ્તુ દષ્ટિએ પડતાં એકસરખી નજરે આપણે તેના તરફ જોઇ રહીએ છીએ તે પ્રમાણે પલંગ ઉપર સુતેલી સ્ત્રી તરફ આ તરૂણ એકસરખી દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. લાંબો વખત સુધી આ તરૂણીને જોઇ રહ્યા છતાં તેને તેથી સંતોષ વળ્યો નહિ. સંતોષ નહિ વળ્યો તેમાં અજાયબ થવા જેવું પણ નહોતું. આ યુવતી પોતાનું મુખ કમળ ઢાંકીને સુતેલી હોવાથી તે તેનાથી જોઇ શકાતું નહોતું. આ તરૂણીનું મુખ કમળ જોવા માટે તે ઘણો ઉત્સુક જણાતો હતો. આવે વખતે ઉંઘમાં પડેલી જોઇ તેને જરા અજાયબી પણ લાગી. તેના મોઢાસાંથી અકસ્માત "કેવી ચમત્કારિક ઉંઘ" એટલા શબ્દો નિકળી પડયા; તો પણ તે ઉંઘમાંથી જાગૃત થઇ નહિ. સાધારણ નિયમ એવો હોય છે કે જે વસ્તુને માટે આપણે વધુ ઉતાવળા થઇએ તે વસ્તુ થવામાં ઢીલ થાય છે. આ તરૂણને પણ તેમજ લાગવા માંડયું. ખરૂં પુછો તો આ ખોલીમાં દાખલ થવાને ઘણો વખત થયો નહોતો; પરંતુ આ તરૂણી સાથે બે શબ્દ વાત કરવાને તે એટલો તો ઉત્સુક હતો કે એક એક પળ તેને ઘડી સમાન લાગવા માંડી. સભ્યતા, આદર વિગેરે સદ્ગુણ આ તરૂણમાં નહિ હોત તો તેણે આવતાં વારજ તેનો હાથ

સુધી સુઝયું નહિ. કેટલોક વખત સુધી બારણાની બહાર ઉભા ઉભા લમણે હાથ દઇ વિચાર કર્યો. છેવટે તેણે એવો વિચાર કર્યો કે તે તરૂણીને હાક મારી જાગૃત કરવી અને પછી અંદર જવું. આ વિચાર કાયમ થતાં આ તરૂણે હળવેથી "વેણી" એમ હાક મારી. આ ધીમેથી જે હાંક મારવામાં આવી તેની કાંઇ પણ અસર આ તરૂણી ઉપર થઇ નહિ. તે જેમની તેમ પલંગમાં સ્વસ્થ પડી રહી હતી. આથી તે તરૂણને એમ લાગ્યું કે તે ભર નિદ્રામાં છે. છેવટે તેણે ખોલીનું બારણું ઉઘાડી અંદર જઇ તે તરૂણીને હાંક મારવાનું નક્કી કર્યું. આ વિચાર તેના મનમાં નક્કી થતાં તરતજ ખોલીનું બારણું ઉઘાડી તે અંદર ગયો.

પેલો તરૂણ ધીમે પગલે પલંગ પાસે ગયો. પલંગપર વિચારલહરીમાં ગરક થયેલી આ યુવતિને આ વિષે કાંઇ પણ ખબર પડી નહિ. ખોલીમાં દાખલ થયેલા યુવાનનો ચહેરો ગંભીર અને સતેજ હતો. તેની અંગ કાંતિ સતેજ અને ગોર વર્ણની હતી. તેનાં નેત્ર તેજપૂર્ણ અને તેની દ્રષ્ટી પ્રેમાળ દેખાતી હતી. તેનું કપાળ વિશાળ હતું અને તેના ઉપર વાળના ગુચ્છા આવી રહ્યા હતા. શરીરનો બાંધો ઉંચ હતો. તેના શરીરમાં આ વખતે ઝાઝાં કપડાં નહોતાં. ખમીસ પહેરેલું હતું અને માથું ઉઘાડું હતું. તેના જમણા હાથની આંગળીમાં હિરણ્યમય સુવર્ણની અંગુઠી ઝળકતી હતી. આ તરૂણની ઉમર સુમારે વીશ એકવીશ વર્ષની હતી. તે કોઇને ખબર આપ્યા વગર આ ખોલીમાં દાખલ થયો હતો તોપણ તેના ચહેરાની સતેજતા કાયમ રહી હતી. આ ઉપરથી ખો-

લીમાં દાખલ થવામાં તેનો કાંઇ પણ ખરાબ હેતુ નહોતો એમ સ્પષ્ટ થતું હતું.

ઉપર જણાવેલો તરૂણ પેલી તરૂણીના પલંગ આગળ જઇ સ્તબ્ધ ઉભો રહ્યો. તેની દ્રષ્ટિ એકસરખી તે સુંદરી તરફ હતી. ઘણા દિવસે આપણી પ્રેમની વસ્તુ દ્દષ્ટિએ પડતાં એકસરખી નજરે આપણે તેના તરફ જોઇ રહીએ છીએ તે પ્રમાણે પલંગ ઉપર સુતેલી સ્ત્રી તરફ આ તરૂણ એકસરખી દ્દષ્ટિએ જોઇ રહ્યો હતો. લાંબો વખત સુધી આ તરૂણીને જોઇ રહ્યા છતાં તેને તેથી સંતોષ વળ્યો નહિ. સંતોષ નહિ વળ્યો તેમાં અજાયબ થવા જેવું પણ નહોતું. આ યુવતી પોતાનું મુખ કમળ ઢાંકીને સુતેલી હોવાથી તે તેનાથી જોઇ શકાતું નહોતું. આ તરૂણીનું મુખ કમળ જોવા માટે તે ઘણો ઉત્સુક જણાતો હતો. આવે વખતે ઉંઘમાં પડેલી જોઇ તેને જરા અજાયબી પણ લાગી. તેના મોઢામાંથી અકસ્માત "દૈવી ચમત્કારિક ઉંઘ" એટલા શબ્દો નિકળી પડયા; તો પણ તે ઉંઘમાંથી જાગૃત થઇ નહિ. સાધારણ નિયમ એવો હોય છે કે જે વસ્તુને માટે આપણે વધુ ઉતાવળા થઇએ તે વસ્તુ થવામાં ઢીલ થાય છે. આ તરૂણને પણ તેમજ લાગવા માંડયું. ખરૂં પુછો તો આ ખોલીમાં દાખલ થવાને ઘણો વખત થયો નહોતો; પરંતુ આ તરૂણી સાથે બે શબ્દ વાત કરવાને તે એટલો તો ઉત્સુક હતો કે એક એક પળ તેને ઘડી સમાન લાગવા માંડી. સભ્યતા, આદર વિગેરે સદ્દગુણ આ તરૂણમાં નહિ હોત તો તેણે આવતાં વારજ તેનો હાથ

પકડી તેને ઉઠાડી હોત. પરંતુ સભ્યતા, આદર, વિનય, નમ્રતા, વિગેરે સદ્ગુણ આ તરૂણના હૃદય ઉપર સજજડ મુદ્રિત થયેલા હોવાથી હાથ ઝાલીને તેને ઉઠાડવાનું તો બાજુએ રહ્યું પણ મોટા અવાજથી 'વેણી' એમ હાક મારવાનું પણ તેનામાં ધૈર્ય નહોતું. પલંગની નજદીકમાં એક પુસ્તકનું કબાટ હતું તેને અઢેલી તે સ્તબ્ધ ઉભો હતો. તેની દૃષ્ટિ તો પલંગમાં પડેલી ચંદ્રિકા તરફ એકસરખી હતી. તે તરૂણીએ મોઢું લગભગ ઢાંકેલું હતું તો પણ જે બાજુએ આ તરૂણ ઉભો હતો તે તરફના મીંચેલા ડોળા અને ગુલાબી ગાલ દેખાતા હતા. આ રમણીના આ રમણીય અવયવો તરફ તરૂણની દ્રષ્ટિ પડતાં તે તરૂણીના ગુલાબી ગાલ ઉપર અશ્રુના બે ટીપાં જણાયાં. આ અશ્રુનાં ટીપાં જોતાંજ આ તરૂણનો સતેજ ચહેરો ફીકકો પડી ગયો. તે પોતાના મનમાંજ બબડયો કે "વેણી કાંઇ પણ શોકવિચારમાં મગ્ન હોવી જોઇએ." તેણે જરા મોટેથી પણ પ્રેમાળ સ્વરે હાંક મારી—"વેણી."

આ શબ્દ સાંભળી વેણી ઘણી ચકિત થઇ. તે ઝટ લઇ ઉઠીને બેઠી થઇ જુવે છે તો સામે કૃષ્ણરાવ ઉભો હતો. તેને જોતાંજ તે સલજ્જ અને વિનયભરી પલંગપરથી ઉઠી પલંગની પાસે ઉભી રહી. કૃષ્ણરાવ અંદર આવ્યો અને તેને ખબર પડી નહિ તેથી તેને અજાયબી લાગી. તોફાનમાં સપડાયેલું વ્હાણ પવન જોગ લઇ જાય છે તે પ્રમાણે વેણી વિચાર તરંગમાં દુર તણાઇ ગઇ હતી. વ્હાણ ભટકતું એકાદ બંદરે

આવી લાગે છે અથવા ખડક ઉપર અથડાઇ તુટી જાય છે પણ વેણી ભટકતી ભટકતી પોતે જે બંદરથી નિકળી હતી તે બંદરે આવી પહોંચી હતી. વિચારલહરીની વહન ગતિ એવી હોય છે કે તે મનુષ્યને પાછું પુર્વ ઠેકાણે લાવીને મુકે છે. વેણી પુર્વ ઠેકાણે આવી અને પેલા તરૂણે "વેણી" એમ હાંક મારી, તે બન્ને એકજ વખતે થયું અને તેથી તે ઝટ ઉઠીને બેઠી થઇ. ઉઠતાંની સાથે સલજજ અને પ્રેમાળ નજરે તે તરૂણ તરફ જોયું. આટલાથી પેલા તરૂણને ઘણી ધન્યતા લાગી. એકમેકના દર્શનથી બન્તેને આનંદ થયેલો દેખાયો. એટલામાં પેલા તરૂણની નજર પલંગ ઉપર પડેલા પત્ર ઉપર ગઇ. તેના ઉપર "કૃષ્ણરાવ" એવું શીરનામું જોઇ તેને વિલક્ષણ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. વેણીના લક્ષમાં તે વાત આવતાં તે તરૂણની નજર ચુકાવી તે પત્ર સંતાડવાનો તે પ્રયત્ન કરવા લાગી. તેણે પેલો પત્ર ઉચકી પોતાના લુગડામાં સંતાડી દીધો. તે એમ ધારતી હતી કે પેલા તરૂણની નજર તે ઉપર પડી નથી પણ તેની દ્રષ્ટિ તો તે તરફ હતી. પણ તે સંબંધી એક શબ્દ નાહ બોલતાં તે બોલ્યો—"હું આવીને કયારનો ઉભો છું પણ કાંઇ દાદજ લાગતી નથી."

વેણીને શું બોલવું તે સુજે નહિ. પત્ર કેવી રીતે છુપાવવો તે વિચારમાં ત પડી હતી. તેણે પેલો પત્ર પોતાના કપડામાં સંતાડયો હતો પણ તેમાંથી તે દેખાતો હતો. તેણે હળવેથી તે પત્ર તળાઇ નીચે દાબી દીધો. વેણી પત્ર છુપાવવાને

જે ગભરાટમાં પડી હતી તે જોઇ પેલા તરૂણની જીજ્ઞાસા વધુ અદિપ્ત થઇ. તે ઘણી ઉત્સુકતાથી બોલ્યો–"પેલો કોનો પત્ર છે?"

વેણી તદન ગભરાઇ ગઇ. શું ઉત્તર આપવો તેના મોટા વિચારમાં પડી. વાત ઉડાવી નાખવાના હેતુથી તે બોલી–"છે, કૃષ્ણરાવ તે પત્ર નથી. તમે આ ખુરસી ઉપર બેસો. અહીંયા આવી તમોને ઘણો વખત ઉભા રહેવું પડયું કેમ?"

વાંચનાર, આ તરૂણનું નામ કૃષ્ણરાવ હતું. પત્રનો વિષય છોડી દઇ વેણીએ બીજોજ વિષય કાઢયો એટલે તેણે પણ તે સંબંધી નહિ પુછતાં ચાલુ વિષય ઉપર બોલવા માંડયું. તે બોલ્યો—"મને અહીંયા કેટલો વખત ગયો તેની ફીકર તને કયાં છે? હુંજ દીવાનો છું કે ગાડીમાંથી ઉતર્યો તેવો અહીંયા આવ્યો."

વેણી મધુર સ્વરે બોલી—"તમને આટલો ગુસ્સો ઉપજે તેવો મારા તરફથી શું અપરાધ થયો? જો કંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરો."

કૃષ્ણરાવ આશ્ચર્ય પામી જરા હસ્યો અને બોલ્યો, "પણ તારા તરફથી મહા અપરાધ થયો હોય તો પણ તારા ઉપર ગુસ્સે થવાનો મને અધીકાર કયાં છે?"

વેણી નીચું જોઇને બોલી—"એમ કેમ કૃષ્ણરાવ? જેનો અપરાધ થયો હોય તેને સ્વભાવીક ગુસ્સો આવેજ! મારાથી જો તમારો કાંઇ અપરાધ થયો હોય તો મારે શું તમારી પાસે ક્ષમા નહી માંગવી?"

કૃષ્ણરાવે હસતાં હસતાં કહ્યું–"હા, હા, તેમ ખરૂં. પણ આવા પ્રકારનો અપરાધ આજ સુધી મેં કોઇ ઠેકાણે જોયો નથી. તેથી તારા હાથથી થયેલા અપરાધની ક્ષમા આપી શકાય કે નહીં તે મને ખબર નથી."

વેણી ખેદકારક સ્વરે બોલી–"કૃષ્ણરાવ, આવી રીતે મને ગુંચવાડો છો શું કામ? મારાથી કાંઇ અપરાધ થયો હોય તો મને જણાવવો કે નહી?"

કૃષ્ણરાવ વેણી તરફ જોઇ બોલ્યો—"વેણી, અપરાધ કાંઇ જેવો તેવો નથી. મહા અપરાધ થયો છે! તારો ચહેરો હમેશાં પ્રફુલ્લીત હોય તે મને જોતાંજ તેં ખીન્ન કરી નાંખ્યો. ગાલ ઉપરનો ગુલાબી રંગ મને જોતાંજ સંતાડી દીધો. તારો સાકર જેવો મધુર સ્વર મને જોતાંજ છુપાવી દઇ આર્ત સ્વરે બોલવાનો આરંભ કર્યો અને હું જલદીથી પાછો જાઉં તે માટે ડોળામાંથી ગંગા જમના વહેવા શરૂ કર્યાં. આ એક બે અપરાધ શું ઓછા છે? કહે તો એથી વધુ ગણાવું? આ અપરાધ શું નાનાસુના છે?"

વેણીથી આ શબ્દો સહન થઇ શક્યા નહિ. તે એકદમ ગભરાઇ ગઇ. તેની છાતી ભરાઇ ગઇ. તેના ડોળા પાણીથી ભરાઇ આવ્યા. અને તેના ગુલાબી ગાલ ઉપરથી ખરેખર અશ્રુ ઉતરવા લાગ્યાં. એક દીર્ઘશ્વાસ કાઢી કોમળ અને આર્ત સ્વરે તે બોલી–"કૃષ્ણરાવ, અરે એ મારૂં નશીબ! એમાં અપરાધ કેવો અને મહા અપરાધ કેવો! એ તો દુર્દૈવ! એ કર્મભોગ!! એ સઘળો નશીબનો ખેલ!!! તમે આ સંબંધી કાંઇ પણ નહીં પુછો તો સારૂં!"

વેણી મહા કષ્ટથી બોલતી હતી. તેનો ચહેરો હવે ખરે-ખર તદન નિસ્તેજ દેખાતો હતો. તે વિનીત મસ્તકે સ્તબ્ધ ઉભી રહી હતી. તેણીની આવી સ્થિતી જોઇ કૃષ્ણરાવને ઘણી દલગીરી ઉપજી. તેનું કોમળ અંતઃકરણ વિના કારણ દુખવ્યું તે માટે તેને ઘણો ખેદ થયો. પોતાને હાથે થયેલા પ્રમાદ માટે ક્ષમા માગવાના હેતુથી તે બોલ્યો,

"વેણી, તારૂં કોમળ અંતઃકરણ દુખાવવા માટે મને દલગીરી ઉપજે છે, તારો અપરાધ બતાવવા જતાં મારા હાથે ખરો અપરાધ થયો છે. તે માટે મને ક્ષમા કર. મારા બોલવાનો તને ગુસ્સો તો નથી ઉપજ્યો કેની ?"

વેણી તદન ખીન્ન થઇ ઉભી રહી હતી. પરંતુ કૃષ્ણરાવના આ મોહક બોલવાથી તેની ખીન્નતા નાશ પામી. તે પોતાના ડોળા લુછતી લુછતી કંચિત સ્મીત વદને બોલી–"કૃષ્ણરાવ, તમે ભળતુંજ બોલો છો, તમે કાંઇ બોલો તેનો મને જરા પણ ગુસ્સો આવશે નહિ.–"

કૃષ્ણરાવ હસતો હસતો બોલ્યો.–"હા, તે પણ ખરૂં છે. મારા બોલવાથી ગુસ્સો ઉપજે તેવું કઠોર અંતઃકરણ ઇશ્વરે તને આપ્યું નથી."

વેણી જરા શરમાઇને બોલી–"માણસની ફક્ત સ્તુતી કરવી એ ટેવ કાંઇ સારી નહી."

કૃષ્ણરાવ તેના જવાબમાં કાંઇ પણ નહિ બોલતાં લાંબો વખત સ્તબ્ધ બેસી રહ્યો. તેના મનમાં તે આવ્યો ત્યારથી પેલા પત્રનો વિષય રમી રહ્યો હતો. તેથી તેણે ચાલુ વિષય છોડી દઇ પત્રનો વિષય કાઢયો. તે બોલ્યોઃ– "ઠીક, પણ પત્ર કયાં છે?"

પત્રની વાત નીકળતાં વેણીની સ્થિતી પાછી ચમત્કારિક થઇ. તે મુઢની જેમ સ્તબ્ધ ઉભી રહી. કૃષ્ણરાવને શું જવાબ આપવો તે તેને સુજતું નહોતું. કાંઇ પણ જવાબ આપી વખત સંભાળી લેવાના ઇરાદાથી તે બોલી–"કેવો પત્ર! કયાં હતો તે?"

કૃષ્ણરાવે જવાબ આપ્યો–"તેં જયારે સંતાડયો છે ત્યારે તે કયાં છે તે કેમ કહી શકાય?"

વેણીએ તકરાર કરતી હોય તેમ જવાબ આપ્યો–"પણ પત્ર જયારે અહીંયા બીલકુલ હતો નહિ તો તે છુપાવેલો કેવી રીતે કહેવાય?"

કૃષ્ણરાવે જરા હિમ્મતથી જવાબ આપ્યો–"મારે નિષ્કારણ ખોટું બોલી શું કામ છે? હું અહીં આવ્યો ત્યારે તે પત્ર મેં જોયો હતો અને હજી તે આ ખોલીની બહાર ગયો નથી એમ હું ખાત્રીથી કહું છું."

વેણીએ ધીમેથી જવાબ આપ્યો. "તમને પત્રનો ભાસ થયો હશે!"

"હજુ એટલાં મારી આંખે અંધારાં આવ્યાં નથી. જો પત્ર શોધીશ તો આટલામાંજ કાંઇ મળી આવશે."

પોતાનો છુપાવેલો પત્ર મળશે નહિ એવા ભરોસાથી વેણી બોલી–"કૃષ્ણરાવ, તે પત્ર મળવાનો જો સંભવ હોય તો તે શોધી કાઢવાને તમને કોઇની મનાઇ નથી."

કૃષ્ણરાવે કહ્યું:–"મને ગમે ત્યાંથી શોધી કાઢવાની પરવાનગી છે કે ?"

વેણી ફરી ઘોટાળામાં પડી. તેને લાગ્યું કે કૃષ્ણરાવ ખરેખર શોધશે તો પત્ર મળી આવશે, તેથી તે બોલી–"પણ કૃષ્ણરાવ, એવો કોઇનો પત્ર જોઇને તમને શું કામ છે ? પોંકોના પત્ર જોવા નહિ જોઇએ."

કૃષ્ણરાવ તરતજ બોલી ઉઠયો–"છી, મારે બીજાનો પત્ર શું કામ જોવો જોઇએ ? તે પત્ર મારો પોતાનો હતો તેથી આટલી કાળજીથી તેની તપાસ કરૂં છું."

વેણીએ આશ્ચર્ય પામી કહ્યું–"તે પત્ર તમારો હતો એમ તમે શા ઉપરથી કહો છો ?"

કૃષ્ણરાવે કહ્યું–"તે પત્ર ઉપર 'કૃષ્ણરાવ' એમ લખ્યું હતું એ ઉપરથી."

માણસ હારી જતાં જેમ શરમાઇ જાય છે તેમ વેણી તદન શરમાઇ ગઇ. તે નિરૂત્તર બની જઇ સ્તબ્ધ ઉભી રહી હતી. તેના ઉત્તરની રાહ ન જોતાં કૃષ્ણરાવ બોલી ઉઠયો– "મારો પત્ર મને આપતાં આટલો ગભરાટ કેમ ?"

વેણી અસ્પષ્ટ પણ મધુર સ્વરે બોલી–"કૃષ્ણરાવ, તે પત્ર વગર તમારૂં એટલું શું અટકી રહ્યું છે ? જો તે પત્ર તમારો હશે તો તે તમને મળ્યા સિવાય રહેશે નહિ. ફોકટની ઉતાવળ શા માટે કરો છો ? "

"આટલો વખત તો પત્ર નહોતો; પછી 'તમારો છે એમ શા ઉપરથી કહો છો?', અને હવે કહે છે કે તમારો હશે તો તમને મળશે. આ ત્રણ વાત તેં જણાવી તેમાં મારે કઇ ખરી માનવી? ચલ, હવે તો પત્ર આપી દે."

વેણી ભારે ગભરાટમાં પડી, પણ બોલી–"પણ તે હાલમાં આપવાને કાંઇ પ્રયોજન નથી."

પત્ર આપવામાં વેણી તરફથી જે અડચણો લેવામા આવી તેથી કૃષ્ણરાવને પત્ર માટે ભારે ચટપટી લાગી હતી. કાંઇ પણ યુક્તિ કરી પત્ર લીધા વગર જવું નહિ એવો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે કહ્યું–"જો હાલમાં પત્ર આપવો નહિ હોય તો વાંચી સંભળાવ એટલે થયું."

શું કરવું તે વેણીને સુજે નહિ. તેણે જે પત્ર લખ્યો હતો તે કૃષ્ણરાવના હાથમાં આપવાની હિમ્મત ચાલતી ન હોતી. એટલુંજ નહિ પણ પોતાના દેખતાં કૃષ્ણરાવે તે પત્ર વાંચવો નહીં એવી તેની ઇચ્છા હતી, એટલા માટે તે પત્ર આપવાની તે ટાળાટાળી કરતી હતી. કદાચ એમ પણ હોય કે પત્ર લખતી વખતે તેના જે વિચાર હતા તે કૃષ્ણરાવને જોતાંજ બદલાઇ ગયા હોય. અથવા એકાદ મનોવ્યથા ઉત્પન્ન કરનારી બીના જેટલી મોડી ખબર પડે તેટલી સારી એવા હેતુથી તે કૃષ્ણરાવને પત્ર હાથમાં આપવામાં ઢીલ કરતી હતી અથવા તો તે પત્ર હવે ફાડી નાખવાનો તેણે વિચાર કર્યો હશે, પણ આ તરફ કૃષ્ણરાવ તે પત્ર જોવા માટે અતિ ઉત્સુક થઇ રહ્યો હતો. પત્ર મેળવવામાં જેમ જેમ ઢીલ થતી

હતી તેમ તેમ તેની જીજ્ઞાસા વધતી જતી હતી. પત્રમાં શું હશે ? પત્ર કેમ આપતી નથી ? પત્રમાં શું લખ્યું હશે ? તે કેમ કહેતી નથી ? આવા અનેક પ્રશ્નો તેના મનમાં એકસરખા રમી રહ્યા હતા. કૃષ્ણરાવની આવી સ્થિતી જોઇ વેણી બોલી–"કૃષ્ણરાવ, તે પત્ર તમારે માટેજ લખ્યો છે; પણ તે તમારા હાથમાં આપતાં મને કાંઇ કાંઇ થઇ જાય છે."

કૃષ્ણરાવે કહ્યું, " એવું એ પત્રમાં શું જાદુ ભર્યું છે ? તે પત્ર તારૂં કાળજું એક સરખું ચીરે છે એમ દેખાય છે. પત્રનો વિષય નિકળ્યો ત્યારથી તારા ચહેરા ઉપર ખિન્નતા આવી છે. મને એમ ખાત્રીથી લાગે છે કે એ પત્રમાં કાંઇ પણ અશુભ બીના હોવી જોઇએ."

વેણી ખિન્ન સ્વરે બોલી–"એ પત્ર તમને મળનાર છે તો તે વિષે અત્યારથી એટલા તર્કવિતર્ક શા માટે કરો છો ? અને——"

વેણીના મનમાં કાંઇ વધુ બોલવાનું હતું; પણ તેની જીભ જ ઉપડતી નહોતી. સ્ત્રીઓનો પ્રાકૃતિક ધર્મ જે લજ્જા તેને લીધેજ તે પત્ર આપતી નહોતી, એ સિવાય બીજું કાંઇ પણ કારણ નહોતું. પત્ર કેવી રીતે આપવો તેનો ખરેખર તેને વિચાર પડયો હતો. કોઇ પણ મનુષ્યની સામે બોલવું ઘણી વખત મુશ્કેલ થઇ પડે છે. પણ તેજ જો લખી જણાવવુ હોય તો વાસ્તવિક લખાણ કરતાં પણ ચાર પાંચ લીટી વધુ લખી નખાય છે. વેણીએ પણ આ પત્રમાં આખું બ્રહ્માંડ ચિત્રી નાખ્યું હતું પણ પ્રત્યક્ષ કૃષ્ણરાવને જોતાંજ તે લ

ખાણુ કાયમ રાખવું કે નહિ તેનો તેને વિચાર પડયો હતો. "અને" એમ કહી તે અટકી પડી એટલે કૃષ્ણરાવે કહ્યું–"વેણી, આ પત્ર આપવામાં તું જેમ ઢીલ કરે છે તેમ એ પત્ર વાંચ વાની મારી ઇચ્છા પ્રબળ થતી જાય છે. મને પત્ર આપ અથવા તેમાં શું લખ્યું છે તે કહે."

વાત તદ્દન હોઠ ઉપર ચઢી તેથી વેણી તદ્દન નિરૂપાય થઇ. તેણે પથારી તળે જે પત્ર સંતાડયો હતો તે કાઢી પોતાના હાથમાં પકડયો. કૃષ્ણરાવને આપવા માટે પત્ર કાઢયો હતો પણ તેને આપવાની હિમ્મત થતી નહોતી. તે પત્ર હાથમાં પકડી ચિંતાતુર ઉભી રહી. કૃષ્ણરાવથી તેટલી પણ ઢીલ સહન થઇ શકી નહિ. તે બોલ્યો–"પત્ર આપવો ન હોય તો વાંચી બતાવ."

વેણીએ જવાબ આપ્યો.–"કૃષ્ણરાવ, આ પત્ર હું આપને આપું છું; પણ મારી રૂબરૂ નહિ વાંચશો તો મારા ઉપર ઉપકાર થશે."

વેણીએ ધ્રુજતે હાથે કૃષ્ણરાવના હાથમાં પત્ર આપ્યો. હાથમાં પત્ર મળતાં કૃષ્ણરાવને ધીરજ વળી. પત્ર ખિસામાં નાખતાં તે બોલ્યો–"વેણી, તું હવે મને ઘેર જવાની રજા આપ. કારણ કે આ પત્ર કયારે વાંચું એમ મને થઇ રહ્યું છે."

વેણી કાંઇ બોલી નહિ–તેણે ડોકું હલાવી જવાની રજા આપી. કૃષ્ણરાવ ઉઠીને જવા નિકળ્યો ત્યારે વેણી અસ્પષ્ટ અવાજે બોલી–"કૃષ્ણરાવ, આ પત્ર મેં પથ્થર જેવું કઠણ અંતઃકરણ કરી લખ્યો છે."

કૃષ્ણરાવ જતાં જતાં વેણી તરફ જોઇ હસતાં હસતાં બોલ્યો–"પણ તારા પથ્થર કરતાં પણ કઠણ અંતઃકરણને માખણ કરતાં વધુ નરમ બનાવવાનું સામર્થ્ય મારામાં છે."

કૃષ્ણરાવ આટલું બોલી ચાલતો થયો. પોતાની દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી વેણી તેને જોઇ રહી હતી. તે દેખાતો બંધ પડયો એટલે પોતાના ડોળામાં આવેલાં આંસુ લુછતી લુછતી તે પોતાના મન સાથે બબડી–"મેં પથ્થર કરતાં પણ કઠણ કરેલું અંતઃકરણ ખરેખર નરમ થતું જાય છે. શું કૃષ્ણરાવે કહ્યું તે ખરૂં હશે?"

---

## પ્રકરણ બીજું.

---

### પત્ર.

કૃષ્ણરાવનું ઘર વેણીના ઘરથી ઘણું દુર હતું. પત્ર વાંચવાની જીજ્ઞાસા ઘણી વધેલી હોવાથી તે ઘણી ઝડપથી ઘેર જતો હતો. તે પત્ર કયારે વાંચું એમ તેને થઇ રહ્યું હતું. આ વખતે સૂર્ય અસ્ત થયાને ઘણો વખત થયો હતો. આસપાસ અંધારૂં પથરાઇ રહ્યું હતું; પણ કૃષ્ણરાવનું તે તરફ બીલકુલ લક્ષ નહોતું. રાત કેટલી ગઇ, અંધારૂં કેટલું થયું છે, પોતાને કેટલું લાંબે જવાનું છે એ કૃષ્ણરાવના ધ્યાનમાં બીલકુલ નહોતું. કોકણના ગામડામાં આસપાસ ઝાડો-ની ઘટા હોય છે, અને રસ્તા ખાડા ખાબોચીઆવાળા હોય છે.

કૃષ્ણરાવ ઠોકરાતો ઠોકરાતો ચાલ્યો જતો હતો. રસ્તામાં જતા જતાં પણ ખિસ્સામાં પત્ર છે કે નહિ તેની તે ખાત્રી કરી જોતો હતો. તેનું સઘળું ધ્યાન પત્રમાંજ રોકાઇ ગયું હતું. તેના હૃદયમાં આ વખતે પત્ર શિવાય બીજો વિષય નહોતો. અવન્તીપુર એ ગામ જો શહેર હોત તો કૃષ્ણરાવે તે પત્ર મ્યુનિસિપાલિટીના ફાનસવતી પણ તે વાંચ્યો હોત, અથવા બીડી પીવાનું વ્યસન હોત તો દિવાસળી ઘસીઘસીને પણ તે પત્ર વાંચ્યો હોત. આ બન્ને વસ્તુ નહિ હોવાથી ઘેર જઇ પત્ર વાંચ્યા શિવાય તેનો ઉપાય નહોતો. તેથી ઉતાવળો ઉતાવળો ઘેર ગયો. ઘરમાં ગયો કે એકદમ તે પોતાના ઓરડામાં ગયો. દિવાનખાનામાં પણ હજુ સુધી અંધારૂં હતું. કૃષ્ણરાવે બુમ મારી ઘાટીને દિવો કરવા કહ્યું. કૃષ્ણરાવ આટલા દિવસ મુંબઇ હતો તેથી તેના ઓરડામાં વસ્તુઓ આડીઅવળી પડી હતી તે બરાબર ગોઠવી, દિવો કરી ઘાટી ચાલ્યો ગયો. કૃષ્ણરાવે ખિસ્સામાંથી પત્ર કાઢયો અને ટેબલ ઉપર મુકી, પાસે એક આરામ ખુરસી પડી હતી તે ઉપર કેટલોક વખત વિચાર કરતો પડયો. પછી તે પત્ર ફોડવાને માટે તેણે હાથમાં લીધો; પરંતુ તે પત્ર ફોડતાં કૃષ્ણરાવના હાથ થરથર ધ્રુજવા લાગ્યા. પત્રમાં જરૂર કોઇ પણ અશુભ ખબર હશે તેથી તે પત્ર વાંચવાથી મન દલગીર થશે અને રાત્રે ઉંઘ પણ નહિ આવે માટે પત્ર સવારે વાંચવો એવો તેને વિચાર આવ્યો પણ આ વિચાર લાંબો વખત ટકયો નહિ. પત્રમાં ગમે તે લખાણુ હોય પણ હમણાજ વાંચવું એવો નક્કી વિચાર કરી પાકીટ ફોડી તે પત્ર વાંચવો તેણે શરૂ કર્યો.

પત્ર નીચે મુજબ હતો:-

રા૦ રા૦ કૃષ્ણરાવ-

"તમને આ પત્રમાં શું લખવું તે મને સુજતું નથી. મારૂં હૃદય જણાવવા માટે પત્ર લખવા બેઠી; પરંતુ મારી કલમ ચાલતી નથી; પણ મનમાંની વાત મનમાં રાખી મુકવી અશકય લાગવાથી આ વાંકાચુકા લખાણથી આટલા દિવસ મનમાં ઉત્પન્ન થયેલી મનોવ્યથા તમોને લખી જણાવવાનું નકકી કર્યું છે.

તમારા સહવાસમાં આ અભાગણીના દિવસ જાય એમ દેખાતું નથી. તમે અને હું એક ઠેકાણે રહી કાળ નિરગમન કરીએ એવો વખત આવે એમ લાગતું નથી. આ બે પ્રફુલ્લ કુસુમની શોભા એક ઠેકાણે રાખી વધારવાની ઇચ્છા ઇશ્વરની જણાતી નથી. બન્નેને સહવાસસુખ મળે એમ જગદીસ્વરના મનમાં લાગતું નથી. સંસારથી મળનારી શાંત એકબીજાને એક બીજાથી મળે એવાં ચિન્હો દ્રષ્ટીએ પડતા નથી. તમારી સાથે મારૂં લગ્ન થાય અને લગ્નનું સુખ બન્નેને પ્રાપ્ત થાય એવો યોગ હવે રહયો નથી. આ સઘળી બિનાનું મુખ્ય કારણ દુષ્ટ સમાજ છે. સમાજના મુર્ખ લોક અને કેટલાકના હા થમાં રહેલી સત્તા એજ કારણરૂપ છે. આપણી સમાજનું સુત્ર ચલાવનારા કેટલાક લોક અતી દુષ્ટ છે. રાજય માર્ગ પર પડેલા કાંટા અને સમાજના આ માણસો તરફથી માણ સોને સરખોજ ત્રાસ થવાનો. આ લોકોનો પ્રયત્ન ઘણો મજ બુત અને દુષ્ટતા ઘણી ભયંકર છે, આ લોકોનો ન્યાય ઘણો ચમત્કારીક હોય છે, આ દુષ્ટ લોકોની વિરૂધ્ધ થઇ તમે મારી

સાથે લગ્ન કર્યા અથવા કરવાની ખટપટ કરી તો, તમારા ઉપર સંકટો આવી પડશે. તમે જ્ઞાતિબહાર મુકાશો અને એટલુંજ નહિ પણ સમાજ તમારા તરફ તિરસ્કારની દ્રષ્ટીએ જોશે. તમે લગ્નનો પ્રયત્ન કરશો તો તેનું પરિણામ ઘણું અનિષ્ટકારક આવશે એવી મારી ખાત્રી થઇ છે. લગ્ન કરવાથી આપણુ બન્નેને સમાજ તરફથી ત્રાસ થશે એટલુંજ નાહ પણ આપણી સતંતીને પણ ત્રાસ થવાનો સંભવ છે. આ સમાજના આઘાત અને પ્રત્યાઘાત સહન કરવાની શકતી જો આપણા બેમાં હોય તો પણ આપણી સંતતીમાં તે શકતી કયાંથી આવશે ? આ અને બીજા અનેક ભવિષ્યના સંકટોના વિચાર કરી મેં નકકી કર્યું છે કે આ સઘળા અનર્થનું મુળ જે લગ્ન તેજ કરવાં નહિ. લગ્ન કરવાથી મારા કરતા વધુ ત્રાસ આપને થનાર છે અને આપને ત્રાસ ન થાય એવી મારી ખરી મનઃપુર્વક ઇચ્છા હોવાથી આપે મારી સાથે લગ્ન નહિ કરવાં એવો વિનંતી કરવાની મને ફરજ પડે છે.

મારા ઉપર આપનો કેટલો બધો સ્નેહ છે. મારાપર આપનો કેટલો બધો પ્રેમ છે, મારે માટે આપ કેટલું બધું અભિમાન રાખો છો એ સઘળું મારા અંતઃકરણમાં હું સારી રીતે સમજુ છું. આ બધી વાત કદી પણ ભુલી શકાય તેમ નથી, તમારી સરળ અને પ્રેમળ વર્તણુંક એકસરખી મારી દ્રષ્ટી સનમુખ હોવાથી તમારે માટે મને અત્યંત માન ઉત્પન્ન થાય છે. તમારા કરતાં અધિક પ્રિય બીજું કાંઇ નથી; તમારો અગાધ સ્નેહ, તમારી અપ્રતિમ પ્રીતિ, તમારી અપાર

ઉદારતા, અને સમાન દ્રષ્ટી હું કદી પણ વીસરી શકું તેમ નથી. આપણા બન્નેના અકૃત્રિમ સ્નેહ માટે એકબીજાને કદી પણ સંશય આવવાનો નથી, એવી આપણી બન્નેની વર્તણુંક હતી; પણ આગળ માટે શું કહું?

આપણે બન્ને નહાનપણથી એક ઠેકાણે રહેલા, એકજ ઠેકાણે રમેલા, એટજ ઠેકાણે વિદ્યાભ્યાસ કરેલો, એ કાળ કેટલો બધો ગમતનો હતો! એ નાનપણના સુખી દિવસો કદી દ્રષ્ટી પડવાના નહિ. નાનપણમાં બનેલી વાતો હું ઘણી ખરી વીસરી ગઇ છું. તમે પણ આ વાત વીસરી જશો તો ઘણું સારૂં થશે. વેણી કોઇ દુનિયામાં થઇ નથી એમ માની લેશો તો મારા ઉપર ઘણો ઉપકાર થશે. તમે પુર્વે જેવા હતા તેવા હાલમાં છો, પરંતુ પુર્વે જે વેણી હતી તે હવે નથી. મને હવે આ જગતનો અત્યંત કંટાળો આવ્યો છે. પ્રેમ યાને પ્રણયનું સ્વરૂપ હવે મને અત્યંત બેસુર દેખાય છે અને આ એકંદર સમાજ વિષયે હું પૂર્ણ ઉદાસીન બની છું. તેમ છતાં મારા હૃદયમાં એક પણ ઇચ્છવાજોગ વસ્તુ હોય તો તે કૃષ્ણરાવ એકજ છે, જો કોઇ આનંદનો વિષય હોય તો તે કૃષ્ણરાવ એકજ છે, અને જો કોઇ વખત સુખમાં જતો હશે તો આજ સુધીના તમારા ચરિત્ર મનનમાં જતો હશે. એમ છતાં પણ મને તમારે માટે ઉદાસીનતા લાગે છે, અને તેનું કારણ સમાજ તરફથી તમોને ત્રાસ ન થાય એજ છે. મેં મારી આયુષ્યની દિશા તદન નક્કી કરી નાંખી છે.

મેં મારો વિચાર દ્રઢ કર્યો છે અને તમે પણ મારી જેમ તમારો વિચાર દ્રઢ કરો.

મેં તમોને દ્રઢ વિચાર કરવા લખ્યું પણ મનમાં દ્રઢતા લાવવાનું કામ ઘણું કઠણ છે. આ ભમતા મગજને સ્થિર કરવાનું કામ થોડો ઘણું કઠણ સમજે છે. મનુષ્યનું મન ઘણું ચમત્કારીક છે અને કયારે કયાં ઉડશે તેનો બીલકુલ નિયમ નથી. મનની ગાત મર્યાદિત નથી. મનના દોડવાના રસ્તા કેટલા છે તેની આજ સુધી કોઇએ ગણત્રી કરી નથી. મારા જેવી અજ્ઞાન છોકરીએ તે વિષે લખવું અશકય લાગે છે. તમારા અથાગ બુધ્ધિસામર્થ વિષે મને પુરતી ખાત્રી છે. પત્રમાં જે કાંઇ મેં લખ્યું છે તેનો હેતુ આપ સમજ્યા હશો. મારી ખાત્રી છે કે આપ મારી વિનંતી ઉપરથી આપનું મન કાબુમાં રાખશો. "હું ત્હારે માટે ગમે તે કષ્ટ ભોગવીશ." એમ નાનપણમાં આપ વારંવાર બોલતા હતા તે ત્હમારૂં બોલવું ખરેખર અંતઃકરણપુર્વકનું હશે તો આ વખતે આટલું માનસીક કષ્ટ ખાત્રીથી ઉઠાવશો. આ ત્હમારા ઉપકાર માટે હું ત્હમારી મરણ સૂધી આભારી થઇશ. જે વાતથી આપણે બન્નેને કષ્ટ થવાનો સંભવ હોય તે ન કરવું તે બન્નેને માટે શ્રેય ભર્યું છે. આ બાબદમાં ત્હમારી સમતી મળશે એટલે હું મને પોતાને ઘણી ભાગયશાળી સમજીશ.

આ દુષ્ટ સમાજ વિષે ત્હમોને જાણ કરવાની આવશ્યકતા છે એમ મને લાગતું નથી. આ સમાજ સાથે ત્હમને વિરોધ પડે અને ત્હમને ત્રાસ ન પડે તેવી મારી મનઃપુર્વક

ઇચ્છા છે અને તેટલા માટે વેણી કોઇ જન્મી નથી એમ માનવાને હું ત્હમને જણાવું છું. અમારા ઉપર આવી પડેલા સંકટની ત્હમોને ખબર પડી હશે. આ કપટ નાટકનો સુત્રધાર વિશ્વનાથ જાગીરદાર છે. તેણે મને અને મારી માતાને જ્ઞાતિબહાર મુકયાં છે. હવેથી બ્રાહ્મણોએ અમારી સાથે વ્યવહાર કરવો નહિ એમ તેણે ઠરાવ્યું છે. અમારા ઉપર નાના પ્રકારના કુભાડો તેણે રચવા માંડયા છે. મારી માતા અને મારા પિતા એક જ્ઞાતિના નથી એવો પુરાવો તેણે એકઠો કરવા માંડયો છે. હું મુંબઇમાં ઇંગ્રેજી સ્કુલમાં શીખતી હતી તે પણ જ્ઞાતિબહાર થવાનું એક કારણ અપાયું છે. અમને ગામના કુવામાંથી પાણી ભરવાની મનાઇ કરવામાં આવી છે. જાગીરદાર વિશ્વનાથે જો કે અમારા ઉપર આટલા કુભાડ રચ્યા છે તો પણ અમારા પાપ ધોઇ નાંખવાનો રસ્તો પણ એક તેવણે રાખેલો છે તે માટે ત્હેમનો અમારા ઉપર મોટો ઉપકાર ગણાવો જોઇએ ! જો મારી માતા વિશ્વનાથના શાળા માધવરાવ સાથે મારૂં લગન કરે તો અમારા સઘળાં પાપો ધોવાઇ જાય તેમ છે. પછી જુદું પ્રાયશ્ચિત લેવાની જરૂર નથી. વિશ્વનાથની આ રાક્ષસી કૃતિ જોઇ તમોને તેના તરફ ગુસ્સો ઉત્પન્ન થશે, પણ મારી એવી ઇચ્છા છે કે તેની સાથે બગાડી ત્હમારે સંકટમાં આવી પડવું નહિ. વિશ્વનાથનો સ્વભાવ, ત્હેની વર્તણુંક, તેનું એકંદર ચરિત્ર એ સઘળું તમને ખબર છે. તે કયારે શું કરે તેનો કોઇ નિયમ નથી. તે વિષારી સર્પ છે. તેની પુછડી ઉપર પણ પગ ન પડે તેની સંભાળ લેવી જોઇએ.

મેં આ જગતમાં સઘળી આશા છોડી દીધી છે. ત્હમે મને ઘણી વખત કહ્યું છે કે આ જગત્ કરતાં નિરાળુ સ્વર્ગ નામનું જગત્ છે. ત્યાં પક્ષપાત નથી, કપટ નથી, પાપ નથી, દુષ્ટ લોક નથી; ત્યાં હંમેશા સાધુજનોનો સહવાસ થાય છે. અહાહા ! કેટલું તે આનંદનું સ્થાન ! જગદીશ્વરની કૃપાથી થોડા દિવસ પછી હું ત્યાં જઇશ. તેજ પ્રમાણે સૃષ્ટીક્રમાનુસાર કેટલેક દિવસે તમે પણ આ જગત્માંથી કાળક્રમણ પૂરો કરી ત્યાં આવશો. આ દેવના સામ્રાજયમાં વિશ્વનાથ જેવા દુષ્ટ લોકો સ્વપ્ને પણ ત્યાં આવી શકશે નાહ. ત્યાં આપણે લગ્ન કરી સુખમાં કાળક્રમણ કરીશું. જે ઇચ્છા આ જગતમાં પૂરી થશે નહિ તે સ્વર્ગમાં પુરી થશે. આપણી બન્નેની ઇચ્છા ઇશ્વર ખાત્રીથી સ્વર્ગમાં પૂરી કરશે. તે સુખનો સમય આવે ત્યાં સુધી આવીજ રીતે હું અવિવાહીત રહીશ.

ત્હમે મારે માટે કાંઇપણ પ્રયત્ન કરતા નહિ. મારે માટે ત્હમારા મનમાં બીલકુલ ખેદ કરતા નહિ. હું દુઃખી છું એમ માની ત્હમારા સુખમાં કાંઇ ભંગ કરતા નહિ. વધુ નહિ પણ મારે માટે તમે દુઃખનો પણ નિશ્વાસ નાખતા નહિ. મારા લખ્યા પ્રમાણે વર્તવાને કબુલ કરશો તો મને ઘણું સમાધાન લાગશે. ત્હમને આનંદમાં જોઇ મને પરમાનંદ ઉપજશે.

આ દુષ્ટ સમાજની હાલની મારી સામેની વિરૂધ્ધતા જોઇને મારી એવી ખાત્રી થઇ છે કે મારૂં લગ્ન તમારી સાથે થાય તો આ સમાજ તરફથી સુખ મળવું શક્ય નથી. આ દુષ્ટ લોકો તરફથી પગલે પગલે તહમારા અકલ્યાણના પ્રયત્ન થશે. અને તે ગમતું નથી. આ જગત્માં મને તહમારી મંગળ કામના શિવાય બીજી કાંઇપણ કામના નથી તે છતાં તહમારી સાથે લગ્ન કરવા મને અત્યંત અનુચીત લાગે છે. આપના જેવા સર્વાંગ સુંદર પુરૂષ ઉપરથી પ્રેમદ્રષ્ટી દુર કરવી કઠણ છે; પણ આપના સુખને માટે હું મોટા આનંદથી કરીશ. તેટલા માટે મેં મારૂં હૃદય વજ્ર સરખું બળવાન, પથ્થર જેવું કઠણ અને પર્વત પ્રમાણે સ્થિર કરેલું છે.

મારે માટે તહમે દુઃખી થાઓ એવી મારી બીલકુલ ઇચ્છા નથી. સમાજના આઘાત અને પ્રત્યાઘાત સોસ્તા સોસ્તા મારા ઉપર હવે મર્મવાળા ભાષણોની કાંઇ અસર થતી નથી. મને કોઇ કાંઇ બોલ્યું તો તેની મારા ઉપર કાંઇ અસર થતી નથી, કારણ કે હું જાણું છું કે હું નિરઅપરાધી, નિષ્કલંક અને નિષ્પાપ છું, તેથી લોકોનો ત્રાસ મને કાંઇ કરી શકનાર નથી, પણ મારા માટે તમોને કોઇ કાંઇ બોલે, કોઇ ત્રાસ આપે અથવા સંકટમાં નાંખે એટલી હું દુષ્ટ અંતઃકરણની નથી. હું સમાજ તરફથી બહિષ્કૃત થઇ તેની મને ચિંતા નથી પણ આપ જેમ ખરેખર નિર્મળ છો તેમ

આખી સમાજ તમોને નિર્મળ કહે તેટલા માટે હું આપની સાથે લગ્ન કરવા માંગતી નથી. આપને કોઇપણ પ્રકારનો ડાઘ નહિ લાગે એજ મારો મુખ્ય પ્રયત્ન છે. લોકોમાં ચાલતી વાતો તમારા કાન ઉપર ગઇ હોય અને તમારૂં મન પણ મારે માટે બદલાયું હોય તો હું ઘણી ખુશી થઇશ.

મારે માટે ત્હમોને જો તિરસ્કાર આવ્યો હોય તો પણ મારી જેમ કુંવારા રહેવાનો વિચાર કરતા નહિ. એકજ કારણ માટે બન્નેએ દુઃખી થવાની કાંઇ જરૂર નથી. આપ લગ્ન કરી સુખ ભોગવો એવી મારી ખરી મનોવાંચ્છના છે. તમે કોઇપણ સારી છોકરી સાથે લગ્ન કરો એવો મારો તમને આગ્રહ છે, કારણ કે આ જગત્માં કાંઇ પણ સુખ સમાધાનની બાબદ હોય તો તમને સુખી જોઇ મારે સુખી થવું એજ છે. તમને સુસ્વરૂપ અને શુશિક્ષિત સ્ત્રી મળી એટલે મારો આનંદ ગગનમાં સમાશે નહિ. તમારો બન્નેનો સંસાર સુખી જોઇ હું મને ઘણી ભાગ્યવાન સમજીશ. તમને સુંદર બાળક આવે એટલે તેને રમાડતાં મને કેટલો આનંદ થશે !! તમારી સાથે મારો કાંઇ પણ સંબંધ રહેશે નહિ તો પણ તમારાં બચ્ચાંને રમાડી હું આનંદ માનીશ. ઇશ્વર તે સુખનો દિવસ જલદી દેખાડો.

આ દુષ્ટ સમાજની હાલની મારી સામેની વિરૂધ્ધતા જોઇને મારી એવી ખાત્રી થઇ છે કે મારૂં લગ્ન તમારી સાથે થાય તો આ સમાજ તરફથી સુખ મળવું શક્ય નથી. આ દુષ્ટ લોકો તરફથી પગલે પગલે ત્હમારા અકલ્યાણનાં પ્રયત્ન થશે. અને તે ગમતું નથી. આ જગત્માં મને ત્હમારી મંગળ કામના શિવાય બીજી કોઇપણ કામના નથી તે છતાં ત્હમારી સાથે લગ્ન કરવા મને અત્યંત અનુચીત લાગે છે. આપના જેવા સર્વાંગ સુંદર પુરૂષ ઉપરથી પ્રેમદ્રષ્ટી દુર કરવી કઠણ છે; પણ આપના સુખને માટે હું મોટા આનંદથી કરીશ. તેટલા માટે મેં મારૂં હૃદય વજ્ર સરખું બળવાન, પથ્થર જેવું કઠણ અને પર્વત પ્રમાણે સ્થિર કરેલું છે.

મારે માટે ત્હમે દુઃખી થાઓ એવી મારી બીલકુલ ઇચ્છા નથી. સમાજના આઘાત અને પ્રત્યાઘાત સોસ્તા સોસ્તા મારા ઉપર હવે મર્મવાળા ભાષણોની કાંઇ અસર થતી નથી. મને કોઇ કાંઇ બોલ્યું તો તેની મારા ઉપર કાંઇ અસર થતી નથી, કારણ કે હું જાણું છું કે હું નિરઅપરાધી, નિષ્કલંક અને નિષ્પાપ છું, તેથી લોકોનો ત્રાસ મને કાંઇ કરી શકનાર નથી, પણ મારા માટે તમોને કોઇ કાંઇ બોલે, કોઇ ત્રાસ આપે અથવા સંકટમાં નાંખે એટલી હું દુષ્ટ અંતઃકરણની નથી. હું સમાજ તરફથી બહિષ્કૃત થઇ તેની મને ચિંતા નથી પણ આપ જેમ ખરેખર નિર્મળ છો તેમ

આખી સમાજ તમોને નિર્મળ કહે તેટલા માટે હું આપની સાથે લગ્ન કરવા માંગતી નથી. આપને કોઇપણ પ્રકારનો ડાઘ નહિ લાગે એજ મારો મુખ્ય પ્રયત્ન છે. લોકોમાં ચાલતી વાતો તમારા કાન ઉપર ગઇ હોય અને તમારૂં મન પણ મારે માટે બદલાયું હોય તો હું ઘણી ખુશી થઇશ.

મારે માટે ત્હમોને જો તિરસ્કાર આવ્યો હોય તો પણ મારી જેમ કુંવારા રહેવાનો વિચાર કરતા નહિ. એકજ કારણ માટે બન્નેએ દુઃખી થવાની કોઇ જરૂર નથી. આપ લગ્ન કરી સુખ ભોગવો એવી મારી ખરી મનોવાંચ્છના છે. તમે કોઇપણ સારી છોકરી સાથે લગ્ન કરો એવો મારો તમને આગ્રહ છે, કારણ કે આ જગતમાં કાંઇ પણ સુખ સમાધાનની બાબદ હોય તો તમને સુખી જોઇ મારે સુખી થવું એજ છે. તમને સુસ્વરૂપ અને શુશિક્ષિત સ્ત્રી મળી એટલે મારો આનંદ ગગનમાં સમાશે નહિ. તમારો બન્નેનો સંસાર સુખી જોઇ હું મને ઘણી ભાગ્યવાન સમજીશ. તમને સુંદર બાળક આવે એટલે તેને રમાડતાં મને કેટલો આનંદ થશે ! ! તમારી સાથે મારો કાંઇ પણ સંબંધ રહેશે નહિ તો પણ તમારાં બચ્ચાંને રમાડી હું આનંદ માનીશ. ઇશ્વર તે સુખનો દિવસ જલદી દેખાડો.

ત્હમારે માટે મારૂં અંતઃકરણ હવે તદન સ્નેહસુન્ય થયું છે. ત્હમારે માટેના મારા આગલા વિચારો મેં સઘળા મારા મનમાંથી કાઢી નાંખ્યા છે. જે દ્રષ્ટીએ હું આગળ ત્હમારી તરફ જોતી હતી તે હવે રહી નથી. હું જે સ્નેહ આગળ ધરાવતી હતી તે હવે નથી. હું હવે આપને તદન જુદી દ્રષ્ટીએ જોઇશ.

છેવટે આ પત્ર પુરો કરતાં પહેલાં મારે ત્હમોને ફરી વનંતી એજ કરવાની છે કે આ સમાજની વિરૂધ્ધ જતા નહી. વિરૂદ્ધ જશો તો તમો ઉપર નાના પ્રકારના સંકટ આવી પડશે. મેં મારૂં મન દ્રઢ કરી જે વિચાર કાયમ કર્યો છે તે પ્રમાણે તમે ત્હમારૂં મન દ્રઢ કરી મારા કહેવા પ્રમાણે વર્તશો એવી હું આશા રાખું છું.”

લી૦

વેણી.

ઉપલો પત્ર વાંચી કૃષ્ણરાવ આરામ ખુરશી ઉપર હતાશ થઇ પડયો.

પણ ઠેકાણે જઇ કોઇ નોકરી ધંધો કરી એ પૈસા મેળવી પોતાના વૃધ્ધ માબાપની સંભાળ આવા વખતમાં નહિ લીધી તો પોતામાં અને પશુમાં કોઇ તફાવત નહિ એમ તેને લાગવા માંડ્યું. નોકરી કરવાનો વિચાર કરી માબાપ પાસે બહારગામ જવાની તેણે રજા માંગી. એકનો એક પુત્ર આ પ્રમાણે વૃધ્ધાવસ્થામાં પોતાના ડોળાથી દૂર થાય તે તેમને ઘણું કષ્ટમય લાગ્યું તોપણ પોતે જે મુશકેલીમાં હતાં તે જોઇ છોકરાને બહારગામ જવાની રજા આપી. રજા મળતાંજ, ગુજરાતી અને કાઠીયાવાડીની જેમ દાક્ષણીઓ પણ મોટી સંખ્યામાં મુંબઇ ઉતરી આવે છે, તેમ રામકૃષ્ણ પણ મુંબઇ ઉતરી આવ્યો.

મુંબઇ જેવું બકાલ શહેર, કોઇની ઓળખાણ નહિ, પાસે પૈસો નહિ, વીગેરે અનેક અડચણો તેની નજર સનમુખ ખડી થઇ. તેની પરવા નહિ કરતાં તે મુંબઇ આવી દરરોજ ઓફીસે ઓફીસ ભટકી નોકરી મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો. સારે નશીબે એક વિમા કંપનીની ઓફીસમાં લાગ મળી ગયો એટલે તેને પંદર રૂપીઆના પગારની નોકરી મળી. મુંબઇ જેવા શહેરમાં પંદર રૂપીયાની નોકરી માટે મહવારને સાંજ બહારકોટથી કોટ ટાંટીયા ઘસડતા સેંકડો જુવાનો જોવામાં આવે છે. મુંબઇમાં ધનના ડુંગરો છે તે જઇને લુંટી આવીએ એવી આશાએ મુંબઇ ઉતરી આવેલા સેંકડો જુવાનો ગાંઠે બાંધી આવેલી નાની પુંજી પણ ગુમાવી દેશ તરફ પાછા ફરે છે અને તેમાં વળી કેટલાક તો બીચારાઓ સારી કેળવણી લીધેલા હોય છે. મુંબઇ—મોહમયી નગ

પાકતું નથી. ખેતી પુષ્કળ હતી એમ પણ નહોતું. ત્રણ નાના જમીનના ટુકડા હતા. તે ઉપર રામકૃષ્ણનો પિતા ગમે તેમ પોતાનું ગુજરાન ચલાવતો હતો. પણ તે વૃધ્ધ થયા પછી આગળની માફક તેનાથી કામ થતું નહોતું અને તેથી આ કુટુમ્બને ભુખે મરવાનો વખત આવવા લાગ્યો.

કુટુમ્બમાં ઘણા માણસો નહોતાં. એક રામકૃષ્ણ, બીજા તેના વૃધ્ધ બાપ અને ત્રીજી તેની વૃધ્ધ માતા હતાં. એટલાં ફક્ત ત્રણજ માણસો હતાં. રામકૃષ્ણની પહેલાં તેની માતાને કેટલીક સંતતી થઇ હતી; પણ તે સઘળાં બાળકો નાની ઉમરમાંજ મરણ પામ્યાં હતાં. ઘડપણમાં જન્મેલો રામકૃષ્ણ એક પુત્ર હૈયાત રહયો હતો. તેના માબાપ તેના ઉપર પુષ્કળ પ્રીતિ ધરાવતા હતા અને પોતે ગરીબ છતાં પોતાના બાળકના લાડ કોડ પુરાં કરવાને પોતાથી બનતો પ્રયત્ન કરતા હતા આ નાના ગામડામાં રામકૃષ્ણને જે શિક્ષણ મળી શકે તે આપવામાં આવ્યું હતું. બ્રાહ્મણ હોવાથી સંધ્યા, પુજા, વૈશ્વદેવ, રૂદ્રી વીગેરે પણ શીખવવામાં આવ્યું હતું. રામકૃષ્ણ નાનપણથી ચાલાક, કાર્યદક્ષ અને દીલદાર સ્વભાવનો હતો. રામકૃષ્ણને કોઇ પણ મોટા શહેરમાં રાખી વિદ્યાભ્યાસ કરાવવો એવી તેમના વડીલની ઇચ્છા હતી; પણ ગરીબાઇને લીધે તે પાર પડી નહિ. તે સત્તર અઢાર વર્ષનો થતાં તો તેનો બાપ તદન અટકી ગયો. ઉપજીવીકાનું સાધન ઉપર જણાવ્યું તે પ્રમાણે હતું તેથી કુટુમ્બનું પોશણ મહા મુશ્કેલીએ થવા લાગ્યું. રામકૃષ્ણથી તે જોઇ શકાતું નહોતું. કોઇ

સારૂં કમાવવા લાગ્યો અને સુખના દહાડા આવ્યા તે જોવાને રામકૃષ્ણનો બાપ લાંબુ જીવ્યો નહિ. રામકૃષ્ણના પિતાની તબીયત કેટલાક દિવસથી બગડતી ચાલી હતી અને એક દિવસ મુંબઇમાં તાર આવ્યો કે તેઓ અવન્તીપુરમાં ગુજરી ગયા હતા. રામકૃષ્ણે તરતજ પોતાના ઉપર જે દુઃખ આવી પડયું તે વિષે પોતાના સાહેબને ખબર આપી. સાહેબ ઘણો ભલો હતો અને તેણે રામકૃષ્ણ તરફ દીલસોજી બતાવી તેના દુઃખમાં ભાગ લીધો અને તેને પોતાના પિતાની ક્રિયા ઉપર જવાને રજા આપી. રામકૃષ્ણ પોતાના પિતાની ક્રિયા માટે અવન્તીપુર આવ્યો અને પોતાની નાણા સંબંધી સ્થિતી સુધરેલી હોવાથી તેની વૃધ્ધ માતુશ્રીની ઇચ્છા મુજબ ખર્ચ કર્યો. તેની માતાને વૃધ્ધાવસ્થામાં આવેલું વૈધવ્ય તેનાથી સહન થઇ શક્યું નહિ અને તે પણ એક માસમાં આ દુનયા તજી ગઇ. માતા અને પિતા એકજ માસની મુદતમાં ગુજરી જવાથી રામકૃષ્ણની દલગીરીનો પાર રહયો નહિ. આ દુનિયામાં તેનું અંગત પ્રેમનું મનુષ્ય કોઇ રહ્યું નહિ તેથી તેને ઘણો ખેદ થયો. ઇશ્વરી સુત્ર પ્રમાણે દુનિયામાં સઘળી બીના બનતી હોવાથી મનુષ્ય લાચાર છે એમ માની તે થોડો વખત રહી મુંબઇ આવી નોકરી ઉપર દાખલ થયો.

રામકૃષ્ણ જે વીમા કંપનીની ઓફીસમાં હતો તે ઓફીસમાં તેને હવે વધીને ૫૦ રૂપીઆ પગાર મળતો હતો. તેજ ઓફીસમાં હરીશંકર નામનો બીજો બ્રાહ્મણ રૂ. ૧૦૦ ના પગાર ઉપર નોકરી હતો.

કહેવાય છે. જેઓએ તેને જોઇ નથી તેઓને તેનો મોહ એટલો મોટો હોય છે કે મુંબઇના વસનારાઓ માટે તેઓ કાંઇ હવાઇ કિલ્લા બાંધી સ્વર્ગમાં વસનારાજ માને છે પણ જયારે મુંબઇમાં આવી વસે છે કે મુંબઇ નગરી મોહમયી છે કે નર્કપુરી છે તેનો ખ્યાલ આવે છે. આવા સંજોગો વચ્ચે ૧૫ રૂપીયાની નોકરી પણ રામકૃષ્ણને મળી ગઇ. તેને એક વિમા કંપનીમાં નોકરી મળી હતી. જેનો સાહેબ તાજો વિલાયતથી આવેલો હતો અને કેટલાક એંગ્લો-ઇ-ડીયનો દેશીઓ સામે જે સુગ ધરાવે છે તેવી સુગ તે ધરાવતો નહતો.

રામકૃષ્ણનું ઇંગ્રેજી જ્ઞાન ઘણું થોડું હતું તેથી સાહેબે તેને જણાવ્યું કે તું ઇંગ્રેજી જ્ઞાન વધુ મેળવીશ તો ઓફીસમાં હું તને ઉંચા ઓધ્ધા ઉપર ચઢાવીશ. પોતાની ગરીબાઇ વિષે રામકૃષ્ણે સાહેબને જણાવ્યું અને તે ભલા ટોપીવાળાએ અઠવાડીઆમાં થોડા કલાક પોતાને બંગલે આવે તો ઇંગ્રેજી શીખવવાને કબુલ કર્યું અને તેના બદલામાં આ દેશની ભાષાના થોડાક શબ્દોનું જ્ઞાન તેણે રામકૃષ્ણ પાસે મેળવવા માંડયું. થોડા વખતમાં રામકૃષ્ણે ઇંગ્રેજી જ્ઞાન સારૂં સંપાદન કર્યું; અને સાહેબે તેનો પગાર પણ ધીમે ધીમે સારો વધાર્યો. રામકૃષ્ણે આ સઘળી ખટપટ પોતાના વૃધ્ધ માબાપને સુખી કરવા માટે ઉઠાવી હતી. તેઓ કોઇપણ રીતે વૃદ્ધાવસ્થામાં હરકત ન ભોગવે તે માટે રાત દિવસ મહેનત કરી મુંબઇમાં કરકસર થી કાંઇ બચે તે પોતાના માબાપ ઉપર મોકલતો હતો. પણ હમેશા ગરીબના નશીબ ગરીબ હોય છે. છોકરો આ પ્રમાણે

આવ્યો હતો અને રામકૃષ્ણને ત્યાં રહેતો હતો. રામકૃષ્ણની પુત્રી વેણી અને કૃષ્ણરાવની ઉમ્મરમાં ઝાઝો ફરક નહોતો. કૃષ્ણરાવ જ્યારે ઇંગ્રેજી ભણતો હતો ત્યારે વેણીનો અભ્યાસ શરૂ થયો હતો. વેણીને શીખવવામાં કૃષ્ણરાવ ઘણી કાળજી લેતો હતો.

વેણી એમ મોટી થતી ગઇ તેમ તેના લગનની ચિંતા રામકૃષ્ણને થવા લાગી. રામકૃષ્ણે તે બાબદ કૃષ્ણરાવના પીતા ગોવીંદરાવ આગળ કાઢી અને કૃષ્ણરાવ સાથે તેના લગન કરવાની માગણી કરી. ગોવીંદરાવે તે વિચાર પસંદ કર્યા પણ આટલી નાની ઉમરમાં લગન કરવાની તેઓ વિરૂધ્ધ હતા; તેઓએ જણાવ્યું કે બીજા અજ્ઞાન પુરૂષો પોતાની છોકરીના લગન મોટી ઉમરે કરતા નથી તેમ શું આપણે પણ કરવું? આપણા વીચારો સુધરેલા છે અને આપણેજ જ્યારે આવું પગલું ભરીએ ત્યારે બીજાઓ આપણે માટે શું ધારે? આજે કૃષ્ણરાવના લગન કર્યાં અને કાલે કાંઇ થયું તો તમે પોતે શું કહેશો?"

રામકૃષ્ણે જણાવ્યું કે "તે ઇશ્વરાધીન છે. મોટી ઉમરમાં લગન કરવાથી શું કજા નથી થતી?"

ગોવીંદરાવ—આવી મોટી ઉમ્મરે લગન કરવાથી છોકરીને એકાદ બાળક થયું હોય તો તેને વૈધવ્ય પાળવામાં ધીરજ મળે છે.

બન્ને બ્રાહ્મણ હતા. તેથી એકબીજાના વધુ ધાડા સંબંધમાં આવ્યા. હરીશંકરની ઉમર મોટી હતી. હરીશંકરની એક અગીયાર વર્ષની છોકરી હતી. હરીશંકરે જોયું કે આ વર તરીકે કામ લાગશે એમ જાણી તેનાં તરફ વધુ પ્રેમ બતાવવા લાગ્યો અને કેટલાક વખત પછી રામકૃષ્ણ સાથે લગન સંબંધી વાત કાઢી. મુંબઇમાંજ રામકૃષ્ણનાં લગન થયાં. હરીશંકરને આ છોકરી શીવાય બીજી કાંઇ સંતતી નહોતી. રામકૃષ્ણની પત્નીનું નામ ઇંદીરા હતું. રામકૃષ્ણને પોતે એકલો પડી ગયો હતો તે વખતમાં આ સાસરાનો નવો સંબંધ બંધાયો તેથી સ્વભાવીક આનંદ થયો. રામકૃષ્ણ પણ ધીમે ધીમે પગારમાં વધતો જતો હતો. થોડા વરસ રહી રામકૃષ્ણને ત્યાં એક કન્યા રત્નનો પ્રસવ થયો તે આપણી વાર્તાની નાયક વેણી હતી.

રામકૃષ્ણ જે કંપનીમાં નોકર હતો તેજ કંપનીમાં ગોવીંદરાવ નામે એક જુના નોકર કલાર્ક હતા. વધતા વધતા તે કંપનીમાં મદદનીશ મેનેજરના ઓધ્ધા ઉપર પહોંચ્યા હતા. વૃધ્ધાવસ્થા થવાથી તેઓ નોકરી છોડી હવે રામકૃષ્ણની સલાહ ઉપરથી અવન્તીપુરના ગામડામાં જઇ વસ્યા હતા. રામકૃષ્ણ, પોતાની સ્ત્રી, પુત્રી વેણી અને તે પછી જન્મેલ પુત્રને અવન્તીપુરમાં વરસમાં કેટલાક મહિના મોકલી આપતો હતો. ગોવીંદરાવને એક પુત્ર હતો તેનું નામ કૃષ્ણરાવ હતું. આ બે કુટુંબ વચ્ચે લાંબા વખતથી ધાડી મિત્રતા બંધાઇ હતી. કૃષ્ણરાવ મોટો થયો ત્યારે મુંબઇ અભ્યાસ કરવા

# પ્રકરણ ચોથું.

—:०:—

## સત્તા.

સત્તા એ આ જગતમાં અજબ વસ્તુ છે. જથતમાં સઘળા અનર્થનું મુળ સત્તા છે. જગતમાં કેટલાક મોટા ફેરફાર સત્તાને લીધેજ થયલા જોવામાં આવે છે. સત્તામાં જે સામર્થ્ય છે તે બીજા કશામાં નથી. સ-તા એ દેવતા છે. સ-તા જેના હાથમાં છે તેને દુનિયામાં સઘળા પદાર્થો તુચ્છવત્ જણાય છે. પાપ–પુણ્યની તેને કોઇપણ બીક રહેતી નથી. ન્યાયની બીક તેને જણાતી નથી તેમ લોકનિંદાની પણ તે પરવા કરતો નથી. પોતાની પ્રતિષ્ઠા સાચવવી એજ તેનો સદાનો પ્રયત્ન હોય છે. પોતાની પ્રતિષ્ઠા સાચવવા માટે ગમે તેવાં ભયંકર કૃત્ય કરવા સત્તાવાન મનુષ્ય આઘું પાછું જોતો નથી. ખુન, રક્તપાત, વિષપ્રયોગ, ચોરી, જુલમ ગમે તે કરી પોતાની પ્રતિષ્ઠા સાચવે છે. પોતાની પ્રતિષ્ઠાના મદમાં તેની દ્રષ્ટીજ ફરી ગયલી હોય છે. બુધ્ધિ ભ્રષ્ટ થયલી હોય છે, નીતી નષ્ટ થયલી હોય છે. પ્રતિષ્ઠા સાચવવા માટે તે હજારો શું બલકે લાખો રૂપીયા ખર્ચી નાખે છે.

રામકૃષ્ણ–તમારી દલીલ વાજબી છે પણ છોકરી મોટી કરવાથી આસપાસના લોકો ટુંપી ખાય છે તેનું કેમ ?

ગોવીંદરાવ–લોકોને આપણે શું કરવા છે? આપણે આપણા છોકરા છોકરીનું કલ્યાણ ઇચ્છવું એજ આપણી ફરજ છે અને મારી તો એ સલાહ છે કે છોકરા છોકરીનાં સગપણ કદાચ વહેલાં કરવાં પણ લગ્ન તો મોટી ઉમ્મરે કરવાં.

આ પ્રમાણે બે જણા વચ્ચે સગપણ નક્કી થયાં પણ લગ્ન મુલતવી રાખવામાં આવ્યાં. કૃષ્ણરાવ અને વેણીનો અભ્યાસ ઝપાટાબંધ આગળ વધતો હતો. તેઓ બન્ને સમજણાં થયાં હતાં અને ભવિષ્યમાં તેઓ લગ્નના ગાંઠથી જોડાવાનાં છે એમ તેઓના જાણવામાં આવ્યા પછી તેઓ અરસપરસ એકબીજાના સમાગમમાં આવ્યા છતાં આગળ જે છુટથી વાતચીત કરતાં હતાં તે કરી શકતાં નહોતાં. અલબત આ બંને કુટમ્બ વચ્ચે વર્ષોથી જે ધાડો સંબંધ હતો તેને લીધે તેઓને અરસપરસના સમાગમમાં અવારનવાર આવવું પડતું હતું.

# પ્રકરણ ચોથું.

—:o:—

## સત્તા.

સત્તા એ આ જગતમાં અજબ વસ્તુ છે. જગતમાં સઘળા અનર્થનું મુળ સત્તા છે. જગતમાં કેટલાક મોટા ફેરફાર સત્તાને લીધેજ થયલા જોવામાં આવે છે. સત્તામાં જે સામર્થ્ય છે તે બીજા કશામાં નથી. સત્તા એ દેવતા છે. સત્તા જેના હાથમાં છે તેને દુનિયામાં સઘળા પદાર્થો તુચ્છવત્ જણાય છે. પાપ—પુણ્યની તેને કંઇપણ બીક રહેતી નથી. ન્યાયની બીક તેને જણાતી નથી તેમ લોકનિંદાની પણ તે પરવા કરતો નથી. પોતાની પ્રતિષ્ઠા સાચવવી એજ તેનો સદાનો પ્રયત્ન હોય છે. પોતાની પ્રતિષ્ઠા સાચવવા માટે ગમે તેવાં ભયંકર કૃત્ય કરવા સત્તાવાન મનુષ્ય આઘું પાછું જોતો નથી. ખુન, રક્તપાત, વિષપ્રયોગ, ચોરી, જુલમ ગમે તે કરી પોતાની પ્રતિષ્ઠા સાચવે છે. પોતાની પ્રતિષ્ઠાના મદમાં તેની દ્રષ્ટીજ ફરી ગયલી હોય છે. બુધ્ધિ ભ્રષ્ટ થયલી હોય છે, નીતી નષ્ટ થયલી હોય છે. પ્રતિષ્ઠા સાચવવા માટે તે હજારો શું બલકે લાખો રૂપીયા ખર્ચી નાખે છે.

આપણી વાર્તાનું ક્ષેત્ર કોકણમાં આવેલું અવન્તીપુર ગામડું છે. હિંદુસ્તાનનો નકશો હાથમાં લઇ તમે અવન્તીપુર ગામ શોધવા બેસશો તો તે તમોને જડશે નહિ, કારણકે ગામનું નામ કલ્પના શકતીનું ફળ છે; પણ વાર્તાના પાત્રો વિગેરે માટે એટલુંજ જણાવીશું કે ગામનું નામ ફેરવ્યું છે તેમ વાર્તાના પાત્રોના નામોમાં ઝાઝો ફેરફાર કર્યો નથી. ઉપર સત્તા અને પ્રતિષ્ઠા એ શબ્દોના સંબંધમાં જે વિવેચન કર્યું તે સંબંધી આ પ્રકરણમાં કેટલીક હકીકત વાચકો સનમુખ રજુ કરવામાં આવનાર છે.

અવન્તિપુર ગામ જાગીરી ગામ છે. મરાઠા રાજ્યના ઉદય વખતે બ્રાહ્મણો જે રાજ્યસત્તા પામ્યા હતા તેમાં આ ગામ પણ એક બ્રાહ્મણને તેના રાજ્ય પ્રપંચના બદલામાં મળ્યું હતું અને હજુ પણ તેના વંશજોના કબજામાં હતું. વિશ્વનાથ જાગીરદાર એક સ્વતંત્ર સંસ્થાનીક જેવા હતા. બ્રિટિશ રાજ્ય અમલ પછી આવા નાના જાગીરદારોની સઘળી સત્તા છીનવી લેવામાં આવી હતી; પણ વિશ્વનાથના બાપદાદાઓ પોતાની આગલી સત્તા કેટલેક અંશે સાચવી રહ્યા હતા તેથી ખેડુતો પાસે મહેસુલ વસુલ કરવાની સત્તા પણ તેઓનાજ હાથમાં હતી. વિશ્વનાથ જાગીરદારે પોતાની આ સત્તાનો ગેરઉપયોગ કરી જમીનની મહેસુલ હદ બાહર વધારી દીધી હતી અને આસપાસના બ્રિટિશ મુલક કરતાં જ્યારે મહેસુલના દર વધી ગયા અને ખેડુતો જમીન છોડી ચાલ્યા જવા માંડયા ત્યારેજ તેણે જમીનની મહેસુલ બ્રિટિશ

મુલક જેટલી રાખી. સરકારે અધુરામાં પુરૂં વિશ્વનાથને ઓનરરી મેજીસ્ટ્રેટની સત્તા આપી હતી જેથી રાવસાહેબ વિશ્વનાથ પોતાના તાબાના માણસો ઉપર અનેક પ્રકારનો જુલમ ગુજારવામાં કદી પાછી પાની કરતા નહોતા.

ગામના લોકો તેનાથી થરથર ધ્રુજતા હતા. તેનો શબ્દ કોઇપણ ઉથાપી શકતો નહોતો, તેની વિરૂધ્ધ એક ઉચ્ચાર કાઢવાની કોઇની છાતી નહોતી. વિશ્વનાથ જાગીરદાર શરીરે ભરેલા હતા અને તેનો ચહેરો કાળો હતો. તેના ડોળા ઘણુંખરા લાલ રહેતા હતા, જો કે તેનું કારણ જણાતું નહોતું. રોજ સવારના ઉઠી સ્નાન સંધ્યા કરી તે ગામની બહાર મહાદેવના દેવળમાં જઇ દર્શન કરતા હતા. તેમના હાથથી જે અનેક પાપો થતા હતા તેના ક્ષાલનાર્થે તેઓ સમજતા કે તેઓ મહાદેવજી પાસે જઇ માફી માંગે છે તેથી ભોળા મહાદેવજી પ્રસન્ન થઇ તેને સઘળું પાપ માફ કરતા હતા. આ દહેરામાં શોભા કરવા, તથા દરરોજ ફુલ ચઢાવવા વિગેરેનો સઘળો ખર્ચ પોતાના પદરથી કરતા હતા. વિશ્વનાથ જાગીરદારના ઘરમાં તેમની સ્ત્રી રાધાબાઇ, તેમનો પુત્ર ગણપતરાવ, ગણપતરાવની સ્ત્રી યમુના, અને જાગીરદારનો સાળો માધવરાવ એટલાં હતાં. આ સઘળા કુટુંબના માણસોના સ્વભાવથી આપણે આગળ જતાં માહીત થઇશું.

જાગીરદારના સાળા માધવરાવની સ્થિતી આગળ ગરીબ હતી. તેમના કુટમ્બ સંબંધી લોકમત ઘણું હલકું હતું. જાગીરદાર બીજી વખત રંડાયા ત્યારે રાધાબાઇ સાથે લગ્ન કર્યાં ત્યારથી માધવરાવનું કુટુમ્બ જાણીતું થઇ પડયું હતું અને આ લગ્ન પછી પોતાની બ્હેનની સાથેજ આ સાળા પણ બનેવીને ત્યાં આવી રહ્યા હતા.

માધવરાવનું વર્ણ કોલસા કરતાં સતેજ હતું. દાંત પીળા અને છુટા છુટા હતા. કેટલાક દાંત હોઠની બહાર આવ્યા હતા; પણ નીચલો હોઠ જાડો હોવાથી તે ખામી ઝાઝી જણાતી નહોતી. આ જાગીરદારના સાળાનો અભ્યાસ કેટલો હતો તે અમે કહી શકતા નથી; પણ ગામના લોકો તેને અક્ષર શત્રુ કહેતા હતા. ગામના લોકો જાગીરદાર વિશ્વનાથની જેમ તેમના સાળાને પણ માન આપતા હતા. ગામના લોક બીચારા શું કરે ? સત્તા આગળ શાણુપત કોઇ ચાલે છે ?

રામકૃષ્ણ એક દિવસ અવન્તીપુર આવ્યો હતો તે દિવસે સવારે જાગીરદાર વિશ્વનાથ પોતે ઉઠીને રામકૃષ્ણને ત્યાં આવ્યા. ગામના જાગીરદાર જેવા મોટા પુરૂષ પોતાને ત્યાં આવ્યા તે જોઇ રામકૃષ્ણે તેમને સારો આવકાર આપ્યો અને પોતાના ઘરમાં લાવી ઉંચી બેઠક ઉપર બેસાડયા.

રામકૃષ્ણ પોતાના ઘરમાં પાન તંબાકુ વિગેરે રાખતો નહોતો. આસપાસથી મંગાવી તે જાગીરદાર સાહેબની સેવામાં રજુ કર્યું અને તેમના જેવા મોટા પુરૂષ ચહા તો પીતા હશે એમ માની ચહા તૈયાર કરાવી તેમની સેવામાં એક પ્યાલો લાવી મુકયો. જાગીરદારે તો ચહા જોઇ તિરસ્કારયુક્ત ચહેરો કરી કહ્યું–"આ ચહાબહા કાંઇ નહિ જોઇએ. તમે મુંબઇગરાઓ ચહાના ભકત, અમે તો ચહા તરફ તિરસ્કાર ધરાવીએ છીએ આ આર્યાવર્તમાં ચહાયેજ ભ્રષ્ટાચાર ફેલાવ્યો છે.".

રામકૃષ્ણ બિચારો કાંઇ બોલ્યો નહિ. તરતજ ચહાનો પ્યાલો લઇ લીધો. તેણે જાગીરદારને પાનસોપારી આપ્યાં. પાન તંબાકુનો કુચો મોંમાં ઘાલ્યા પછી જાગીરદારે થોડા ઘણા ગપ્પા માર્યા. રામકૃષ્ણ સારી સ્થિતિમાં આવ્યો તે માટે પોતાની ખુશાલી જાહેર કરી અને કેટલીક બીજી વાતચીત કરી જાગીરદારે કહ્યું–મને તમારી પુત્રી વેણીનો જન્માક્ષર જોઇએ છીએ. તમારા અને મારા કુટુમ્બ વચ્ચે આગળ જે સારો સંબધ હતો તે જોઇ મેં વેણી માટે એક સારો વર શોધી કાઢયો છે."

જાગીરદાર સાહેબ પોતે ઉઠીને શા માટે આવ્યા હતા તે અત્યાર સુધી રામકૃષ્ણના ધ્યાનમાં ઉતરતું નહોતું. તેમની પધરામણીનું કારણ હવેજ સમજાયું.

રાવ સાહેબે કરેલી માંગણીથી તે વિચારમાં પડી ગયો. રાવસાહેબના સ્વભાવથી તેઓ સારી રીતે માહીતગાર હતા. એક વખત તે ખીજયા તો નુકશાન પહોંચાડવાને કદી પાછી

પાની કરે તેવા નહોતા. ગામમાં તેમની પ્રતિષ્ઠા એવી હતી કે કોઇ પણ માણસ તેમની વિરૂધ્ધમાં ઉભો રહેવાની હિમ્મત કરી શકે નહિ. આવા સંજોગોમાં શું જવાબ આપવો તે વિચાર થઇ પડયો. કેટલોક વખત સુધી વિચાર કરી જવાબ આપ્યો. 'જાગીરદાર સાહેબ, આપે વેણીના જન્માક્ષર માંગયા તે માટે તમારો ઉપકાર માનું છું પણ વેણીના લગ્નની ગોઠવણ થઇ છે તેથી લાચાર છું."

જાગીરદાર સાહેબને ખાત્રી હતી કે પોતાની માંગણી બહાલ રહેશે પણ આ જવાબથી તેઓ વિચારમાં પડી ગયા.

રામકૃષ્ણના જવાબથી સંતોષ ન પામતાં જાગીરદારે પુછયું—"કોને ત્યાં ?"

રામકૃષ્ણે જવાબ આપ્યો—"ગોવીંદરાવના પુત્ર કૃષ્ણરાવ સાથે લગન નકકી કર્યાં છે અને થોડા દિવસમાં લગન પણ કરવાના છે."

"તમે સુધરેલા લોકોને સંસારવ્યવહારનું કોઇ જ્ઞાન હોતું નથી. ગોવીંદરાવ તે કયો મોટો માણસ ? થોડા વખત થયાં આપણા ગામમાં રહે છે. છોકરી મોટી થઇ એટલે ગમે તે ઠેકાણે તેને નાખી દેવી એ શું યોગ્ય કહેવાય ? તમારો અને મારા પિતાનો સંબંધ ઘણો ઘાડો હતો અને તેથીજ હું આજે ઉઠીને તમારી પાસે આવ્યો છું. મેં જે ધાર્યું છે તે મારા પોતાના ઘરમાંજ છે. છોકરીનું જન્મનું કલ્યાણ થશે."

વિશ્વનાથ જાગીરદારનાં આવાં વાક્યો સાંભળી રામકૃષ્ણને જરા ગુસ્સો તો આવ્યો પણ શાંત મન રાખી કહ્યું—"આપના ચી૦ નાં લગ્ન તો થયાં છે. ત્યારે આપ આ સઘળી ખટપટ કોને માટે કરો છો?"

જાગીરદારે છાતી કાઢી જવાબ આપ્યો—"મારા સાળા માધવરાવ માટે. તેને માટે કાંઇ કન્યાના તોટા નથી, પણ તમારી છોકરીનું કલ્યાણ થાય એવી ઇચ્છાથી હું તમારે ત્યાં આવ્યો હતો. બે ચાર કન્યાના માગાં પણ આવ્યાં છે; પણ અમારી ઇચ્છા તમારી છોકરી લેવાની વિશેષ છે."

રામકૃષ્ણને આ વાક્યો સાંભળી ભારે ગુસ્સો આવ્યો અને કાંઇક અજાયબી લાગી તથા જરા હસવું પણ આવ્યું. આ ત્રણે વિકારો તેનામાં ઉત્પન્ન થયા. રામકૃષ્ણ માધવરાવને સારી રીતે ઓળખતો હતો. રામકૃષ્ણે હજી પણ શાંત મને જવાબ આપ્યો—" જાગીરદાર સાહેબ, એક વખત એક મનુષ્ય સાથે શબ્દથી બંધાઇ ગયા પછી ગમે તેટલો ફાયદો થતો હોય તો પણ તે તરફ દુર્લક્ષ કરવું જોઇએ. તેમાં માધવરાવને માટે તો વેણી કરતાં પણ મોટી છોકરી મળે તો ઠીક પડશે કેમકે તેમની ઉમર પણ ત્રીસ કરતાં મોટી છે."

રાવ સાહેબ જાગીરદારને આ સાંભળી ગુસ્સો ઉપજ્યો અને તેઓ એકદમ બોલ્યા—"ઉમરની પંચાત તમારે શા માટે કરવી જોઇએ. તમારે છોકરી આપવી હોય તો હા કહો અને નહિ તો ના પાડો. હું ના પાડશો તો ચાલ્યો જઇશ."

રામકૃષ્ણે ઠંડે કલેજે જવાબ આપ્યો–"કાકા શું કરૂં ? શબ્દ આપી ચુકયો છું. નહિ તો તમારા બોલવા ઉપર ધ્યાન આપતે."

રામકૃષ્ણનો આ સિધ્ધો જવાબ સાંભળી જાગીરદાર કોઇ બોલ્યા નહિ અને એકદમ ઉઠી પોતાને ઘેર જવા નિકળ્યા. શિષ્ટાચાર પ્રમાણે રામકૃષ્ણ તેમને પોતાની ખડકી સુધી વિદાય કરવા ગયા. ખડકીમાંથી બહાર નીકળતાં જાગીરદાર ગુસ્સાના આવેશમાં બોલ્યા–"હવે હું જોઉં છું કે કૃષ્ણરાવના લગ્ન વેણી સાથે કેવી રીતે થાય છે ?"

રામકૃષ્ણના મન ઉપર જાગીરદારના આ શબ્દે ઝાઝી અસર કરી નહિ પણ તરતજ તે ગોવીંદરાવ પાસે ગયો અને રાવસાહેબ પોતાને ત્યાં આવ્યા અને ગયા તે સઘળી હકીકત કહી, હવે લગ્ન કરવામાં ઢીલ નહિ કરવી એમ જણાવ્યું. કેટલીક ચર્ચા ચાલ્યા પછી લગ્ન ચૈત્ર અથવા વૈશાખમાં કરવા નક્કી કરવામાં આવ્યું.

કેટલાક દીવસ ઉપલી વાત બન્યાને વહી ગયા અને બન્ને પક્ષની સમતીથી લગ્નની તીથી વૈશાખ શુદ પાંચમ નક્કી કરવામાં આવી. બન્ને પક્ષ તરફથી લગ્નની તૈયારી કરવામાં આવી. લગ્નને દીવસ ઘણા હતા પણ આગળથી બન્ને પક્ષના લાગતાવળગતા માણસોને તૈયારી કરવાને બની આવે તે માટે તીથી નક્કી કરવામાં આવી હતી. લગ્નમાં સુંબધથી આવનારાઓને રજા મેળવવાને બની આવે તે

માટે આગળથી તેઓને જણાવવામાં આવ્યું. વરરાજાને વૈશાખ શિવાય બીજી તીથી ફાવે તેમ નહોતું કેમકે કોલેજમાં તે વખતે છુટી પડે તેમ હતું અને વરરાજા પોતાના મીત્રોને પણ લગનમાં આવવાની રજાના દિવસોમાં ફાવે તેમ હતું. લગનની તીથી નકકી થયાની ખબર જાગીરદાર સાહેબને મળી એટલે તેમના શરીરમાં પગથી માથા લગણુ આગ લાગી. હવે સ્વસ્થ બેસી રહે કોઇ ફાવે એમ નથી એમ નકકી કરી લગનમાં કેવી રીતે અડચણ નાખવી તેની તેણે તૈયારી કરવા માંડી. તેણે એક વખત ફરીથી રામકૃષ્ણને કહેવડાવ્યું કે "વેણીના લગન માધવરાવ સાથે કર નહિ તો અમને ફાવશે તેમ કરીશું." રામકૃષ્ણે તેના જવાબમાં કહેવડાવ્યું કે "આપના જેવા મોટા માણસના મોઢામાં આવા શબ્દો શોભતા નથી." જાગીરદાર સાહેબના કાન ઉપર આ શબ્દો જતાં આગમાં તેલ રેડાયું. માન અપમાનની વિલક્ષણ કલ્પનાને લીધે તેમના શરીરમાં લાહી લાહી બળવા લાગી. "આ અવન્તીપુરમાં આજ સુધી કોઇ મારો શબ્દ ઉથાપી શકયો નથી. આજકાલનો રામકૃષ્ણ શું મારી સામે થાય? આજે જો તેને સ્વાદ ન ચખાડું તો કાલે બીજાઓ પણ તેની નકલ કરે. મારા હાથમાં આટલી બધી સત્તા છે. તે શું કોઇ કામની નહિ? જોઉં છું કે વેણીના લગનમાં કોણ આગળ પડતો ભાગ લે છે?" આ પ્રમાણે જાગીરદાર પોતાના ઘરમાં બેઠા વિષારી સર્પની જેમ ફુંફાડા મારી રહયા હતા અને મનમાં કોઇ નિશ્ચય કરી ઘરની બહાર નિકળ્યા. તેણે નક્કી કર્યું કે આજે આ ગામના સઘળા બ્રાહમણોને બોલાવી તેને ચોરાસી બહાર ઠોકી દઉં.

જાગીરદાર તરતજ પોતાના ઓળખીતા સઘળાને ત્યાં ફરી વળ્યા. ગામડાના લોકોને મોટે ભાગે ફક્ત થોડાક મહિના શિવાય ઝાઝું કામ હોતું નથી અને કામવાળા મહિનાઓમાં પણ જુવાનિઆઓ કામ કરે અને વૃધ્ધો તો નકામી કુથલી કર્યા કરે. ગામમાં એક શિવાલય હતું ત્યાં સાંજના આ નવરા બુઢ્ઢાઓ ભેગા થતા હતા. બીજે દિવસે રાવસાહેબે સઘળા ઓને ભિડભંજન મહાદેવના મંદીરમાં સઘળાઓને એકઠા થવા કહેવડાવી દીધું. જાગીરદારે પોતાના લાગતાવળગતાઓને તો શું કરવા બધાને બોલાવ્યા છે તે આગળથી કહ્યું હતું; પણ કેટલાક બિચારા જાગીરદારે બધાને શા માટે એકઠા કર્યા છે તે પણ જાણતા નહોતા. મંદીરના વિશાળ ચોકમ ગાદી તકીયા અને જાજમ બીછાવી બેઠક કરવામાં આવી હ તી. પ્રમુખની જગ્યાએ નરહરી શાસ્ત્રી નામના એક વૃધ્ધ શાસ્ત્રી બીરાજ્યા હતા. પાનસોપારી અને તંબાકુની તાસક ગાદી ઉપર ગોઠવેલી હતી તેમાંથી કેટલાક વૃધ્ધોએ પોતાના મોઢામાં તોપમાં દારૂ ગોળો ભરી પીચકારીના બાર કરવા માંડયા અને વૃધ્ધ શાસ્ત્રી મહારાજે પોતાનું ભાષણ ચલાવ્યું.

"બ્રાહ્મણો હાલમાં પ્લેગનું, કોલેરાનું જોર જે છે તે વધી ગયું છે. વારંવાર જે છે તે વરસાદ નહિ પડવાથી લોકો ભુખે મરે છે. ધનધાન્ય જે છે તે મોંઘું થતું ચાલ્યું છે. આવા નાના પ્રકારના ત્રાસોથી આખો દેશ જે છે તે હેરાન થઇ ગયો છે. દેશમાં પાપ ઘણું વધી ગયું છે. લોકો પાપ કરવા લાગ્યા છે. કોઇનો અંકુશ

જે છે તે રહ્યો નથી. ગમે તે મનુષ્ય ગમે તેવું આચરણ કરે છે. આપણું આ બાબદમાં જે છે તે કંઇ ચાલતું નથી. તો પણ આપણે પ્રયત્ન કરવો જોઇએ. .આપણા કાન ઉપર જે છે તે જે વાત ન આવે તેનો આપણે કાંઇ ઇલાજ ન કરી શકીએ પણ જે બીના આપણા કાન ઉપર આવે તે ઉપરથી પગલા ભરવા આપણા બ્રાહ્મણોની ફરજ છે. આપણા ધર્માત્મા જાગીરદાર વિશ્વનાથરાવના કાન ઉપર એક અનિષ્ટ વાત આવી છે અને તેટલા માટે તેમણે જે છે તે આપ સઘળાને બોલાવ્યા છે. આપણા ગામમાં રહેતો રામકૃષ્ણ બ્રાહ્મણ છે પણ તે જ્યારે મુંબઇમાં રહેતો હતો ત્યારે તેણે કોઇ ભળતીજ જ્ઞાતીની સ્ત્રી સાથે લગન કર્યાં છે. તે વિવાહીત સ્ત્રીથી તેને જે છે તે વેણી નામની છોકરી થઇ છે. તેનાં હમણા ગોવિંદ રાવના છોકરા જોડે લગન થનાર છે. ગોવિંદરાવ કોણ જાણે ક્યાંના બ્રાહ્મણ છે તેની પણ સમજ પડતી નથી. અમારાથી આ ભ્રષ્ટાચાર ડોળાથી જોઇ શકાતો નથી; અને કાને સાંભળતાં પણ રૂવાં ઉભાં થાય છે. શું કરવું ઇંગ્રેજી રાજ્ય પડ્યું છે. જો પેશ્વાઇ હોત તો ક્યારનોએ બંદોબસ્ત કર્યો હોત ! હાલ તરત અમે એવો નિશ્ચય કર્યો છે કે આપણે સઘળા બ્રાહ્મણોએ તેઓની સાથે બીલકુલ વહેવાર રાખવો નહિ. બ્રાહ્મણો જે કુવામાંથી પાણી ભરે છે તેમાંથી જે છે તે આ કુટમ્બોને પાણી ભરવાની મના કરવાનું નક્કી કર્યું. છે. આ પ્રમાણે અમે છે તે નક્કી કર્યું છે. આ સંબંધી કોઇને કાંઇ કહેવું હોય તે ખુશીથી કહેવું."

"બરાબર છે, બરાબર છે, શાસ્ત્રી મહારાજે જે વિચાર જાહેર કર્યો તે અમારે સઘળાને કબુલ છે." એમ કેટલાકો બોલ્યા અને તેમને ટેકો આપ્યો. તે પછી કેટલાકોએ પાન સોપારી તંબાકુ ખાવા માંડય. અને થોડા વખતમાં આ મહા સભા વિસર્જન થઇ. ઇનસાફનો નમુનો જોયો ! હિંદુ આગેવાનો જે ઢબે સઘળે ઠેકાણે ઇનસાફ કરે છે તેનો ઉપલો માત્ર એક નમુનો હતો.

અવન્તીપુર છેક નાનું ગામડું નહોતું. ગામમાં વસ્તી મોટે ભાગે બ્રાહ્મણોની હતી. વેપાર પણ ઠીક ચાલતો હતો. ગામ દરીઆ કોઠા ઉપર હોવાથી રમણીય પણ હતું. ગામમાં એક નિશાળ, પોસ્ટ અને તાર ઓફીસ હતાં. દિવાની કોર્ટ અને મામલતદારની કચેરી અવન્તીપુરમાં નહોતી, પણ નજદીકમાં તાલુકા ગામે હતી. પરિણામ એ હતું કે ગામમાં મોટે ભાગે સુખી અને નિરૂદ્યોગી મનુષ્યો પુષ્કળ હતા. ગામમાં કાંઇ ટંટા બખેડા ઉભા કરી કેટલાકો લાભ લેતા હતા અને તેથી ઓનરરી માજીસ્ત્રેટ જેઓ જાગીરદાર હતા તેઓને ભરપુર કામ મળતું હતું. ઉપલી મહાભારત સભા વીસર્જન થતાં જાગીરદારના કેટલાક આશ્રીતો ગામમાં ઘેર ઘેર રખડી મહાદેવના મંદિરમાં થયેલા ઠરાવની ખબર આપી આવ્યા. રામકૃષ્ણ અને ગોવિંદરાવને પણ પોતાને બહિષ્કૃત કરવામાં આવ્યા તેની ખબર મળી અને સઘળી હકીકત સાંભળી બન્ને ચકીત થયા. શા માટે તેઓ સામે આ ખટપટ ઉઠાવવામાં આવી હતી તે તેઓ જાણતા હતા, પણ તેઓ

એમ ધારતા નહોતા કે આવું પગલું ભરી ગએ તેવી ખોટી અફવા તેઓના સંબંધમાં ઉઠાવવામાં આવશે. પરંતુ જે રીતે પોતાની સામે આરોપો ખોટા મુકવામાં આવ્યા અને પોતાનો બચાવ સાંભળવાને તક આપવામાં નહિ આવી તે જોતાં તેઓને આગલા વખતની પેશ્વાઇ યાદ આવી. ખરી રીતે રામકૃષ્ણ અને ગોવીંદરાવ બન્ને નિષ્કલંક, નિષ્પાપ અને નિરપરાધી હતા, પણ ગામ લોકો આગળ તેઓનું કાંઇ ચાલતું નહોતું. તેઓ લોકાપવાદ મુંગા મુંગા સહન કરતા હતા. પોતે જે તોફાન ઉભું કર્યું છે તેથી જરૂર પોતાની ધારેલી મનકામના પાર પડશે એમ વિશ્વનાથ જાગીરદારની ખાત્રી હતી.

નિરપરાધી મનુષ્ય ઉપર કંઇ પણ આરોપ મુકવામાં આવ્યો હોય તો તેથી તેને ફકત સંતાપ ઉત્પન્ન થાય છે. એ ચાર દિવસ નવું નવું હતું ત્યાં સુધી જરા તેઓને ચટપટ લાગી, પણ તેઓ પોતાના નિશ્ચયમાં દઢ હોવાથી પાછળથી તે બાબદ તેઓને ઝાઝું લાગ્યું નહિ. લગ્ન કરવાં એ તો તેઓનો નિશ્ચય કાયમ હતો. રામકૃષ્ણ એ બાબદ ખાસ રજા લઇ મુંબઇથી આવ્યો હતો, પણ મુંબઇથી આવ્યા પછી થોડાજ વખતમાં ઓફીસના સાહેબ તરફથી તાર આવ્યો કે "હું બહુ આભારી છું. આવવાની કૃપા કરવી." રામકૃષ્ણ ઉપર સાહેબની ઘણી મહેરબાની હતી. તાર મળતાંજ રામકૃષ્ણ મુંબઇ આવ્યો અને સાહેબને બંગલે ગયો. તે વખતે મુંબઇમાં ભારે મરકી ચાલતી હતી અને સાહેબ મરકીનો

ભોગ થઇ પડયો હતો. સાહેબે પોતાનું વીલ લખી મુકયું હતું. રામકૃષ્ણને જોતાં સાહેબના મનનું સમાધાન થયું. સાહેબના લગન થયાં નહોતાં. સાહેબે વીલ રામકૃષ્ણને સ્વાધીન કર્યું. રામકૃષ્ણે સાહેબને બચાવવાને બનતો પ્રયત્ન કર્યો. મરકીથી નહિ ડરતાં સાહેબની સારવારમાં પોતે ભાગ લીધો હતો પણ મનુષ્યની આયુષ્યમર્યાદા આગળ કોઇનું કાંઇ ચાલે છે? રામકૃષ્ણની સઘળી મહેનત ફોગટ ગઇ અને સાહેબ મરણ પામ્યો. એક હિંદુ અને યુરોપ્યન વચ્ચે આવો સ્નેહ જોઇ ઘણાઓને આશ્ચર્ય લાગ્યું પણ તેમાં આશ્ચર્ય ઉત્પન્ન થવા જેવું કાંઇ નહોતું. વીલ તપાસતાં જણાયું કે સાહેબે પોતાની લાશ વિલાયત મોકલી આપવાને ફરમાવ્યું હતું. સાહેબે પોતાની મીલકત આશરે ત્રણ લાખ રૂપીયા જે મુંબઇ બેંકમાં હતી તેમાંથી એક લાખ પોતાની અમેરીકામાં બહેન હતી તેને, એક લાખ ઇંગ્લાંડમાં પોતાનો ભાઇ હતો તેને, પોણો લાખ રૂપીયા નાવારસ બચ્ચાંઓ માટેની ઇંગ્લાંડની એક સંસ્થાને અને પચ્ચીસ હજાર રૂપીયા રામકૃષ્ણને બક્ષીસ આપ્યા હતા. સાહેબનાં ભાઇબહેન બધાં શ્રીમંત હતાં અને તેઓને જ્યારે ખબર મળી કે રામકૃષ્ણે પોતાના ભાઇ માટે સારી મહેનત કરી હતી ત્યારે તેઓએ પોતા તરફથી બીજા પાંચ પાંચ હજાર રૂપીયા રામકૃષ્ણને આપ્યા. રામકૃષ્ણને એકદમ પીસ્તાળીસ હજારની રકમ મળી અને પોતાને ઘેર સારો પ્રસંગ આવવાનો હતો તે આનંદથી ગુજ-

રવાનું તેના નશીબમાં નહોતું. સાહેબ પછી સવા મહીનામાં રામકૃષ્ણ ઉપર સરકીએ હુમલો કર્યો અને તે પણ ત્રણ દિવસની માંદગીમાં આ દુન્યા છોડી ગયો. આ દુઃખદાયક ખબર રામકૃષ્ણને ઘેર આવતાં જે શોક ફેલાઇ રહ્યો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. ગોવીંદરાવને પણ પોતાનો સગો ભાઇ મરણ પામ્યો એવી દલગીરી લાગી.

દિવસ સુખના હોય કે દુઃખના હોય તો તે બેસી રહેતા નથી. કાળચક્ર એકસરખું ફરે છે. સૃષ્ટીક્રમ સરખો ચાલુ છે. રામકૃષ્ણના મરણ પછી કેટલાક દિવસ ભારે દલગીરીમાં ગયા. ધીમે ધીમે દુઃખ કમી થવા લાગ્યું. પતીવિહીન થયેલી રામકૃષ્ણની પત્ની ઉંચ્ચ કુળની હતી અને ઘણી સમજુ હતી. પતી જીવતે હતો તે વખતે પોતાના કુટમ્બને બહિષ્કાર કરવામાં આવ્યું તે માટે તેને ઘણું લાગતું નહોતું પણ આવા દુઃખના વખતમાં પતીના મરણથી તેને એમ લાગ્યું કે તેની ગ્રહદશા જરૂર ફરી ગઇ છે, તે છતાં તેણે પોતાના પતીનો ઠરાવ નહિ તોડવો એવો નિશ્ચય કર્યો હતો અને વેણીની સ્થિતી આ વખતે ઘણી કઠણ હતી. તેની માતા કરતાં તેને વધુ દુઃખ થતું હતું. તેના ડોળામાંથી આસું બંધ થતાં નહોતાં. પોતાન લગ્નની ચિંતા તેના મનમાં સદા રહી હતી. રામકૃષ્ણના અકસ્માત મૃત્યુથી એકજ વ્યકિતને બેહદ આનંદ થયો તે વિશ્વનાથ જાગીરદાર હતા.

રામકૃષ્ણના મરણની ખબર મળ્યા પછી એક દિવસે જાગીરદારે પોતાની મુછો આમળતાં પોતાના સાળા માધવરાવને કહ્યું–"હવે તારા લગ્ન વેણી સાથે કરી આપું છું." આ ખબરથી માધવરાવની ખુશાલીનો પાર રહ્યો નહિ. વેણી જેવી અનુપમેય સુંદર સ્ત્રી મળવાની આશાથી સ્વર્ગ હવે તેને ફક્ત બે આંગળ દુર દેખાવા લાગ્યું. વિશ્વનાથે ફરીથી એક વખત બ્રાહ્મણોની સભા બોલાવી. ગોવીંદરાવ બ્રાહ્મણ છે એવો ઠરાવ બહાર પાડયો. તેમાં તેનો હેતુ એટલોજ હતો કે ગોવીંદરાવ અને રામકૃષ્ણના કુટંબ વચ્ચે વાંધો પડે. વેણીની માતાએ સઘળી બાબદોનો વિચાર કરી હાલના સંજોગમાં શું કરવું તેનો નિશ્ચય કર્યો હતો. એક દિવસે તેણે વેણીને પોતાની પાસે બોલાવી શાંતિથી કહ્યું–"વેણી, તને એક બે વાત કહેવાની છે. મારી તે વાત તું સાંભળીશ તો તારૂં અને આપણું સઘળાનું કલ્યાણ થશે. તારી ઉમ્મર લગ્નલાયક થઇ છે. ખરૂં પુછાવે તો મારે તારાં હમણા લગ્ન કરી આપવાં જોઇએ, પણ આપણા ઉપર સમાજ તરફથી જે સંકટ આવી પડયું છે તે જોતાં તારો હાલમાં કોણ સ્વિકાર કરે? ગોવીંદરાવના કાન ઉપર આ સઘળી બીના ગઇ હશે અને તેઓ પણ સમાજથી ડરી આપણી વિરૂદ્ધ શા માટે નહિ થયા હોય? ગમે તે હો. તારાં લગ્ન એ મારે માટે એક ભયંકર પ્રશ્ન છે. મેં પુષ્કળ વિચાર કરી એવો નિશ્ચય કર્યો છે કે તને જીંદગી સુધી કુંવારી રાખવી કે જેથી આથી વધુ દુઃખ ભોગવવાનો મને પ્રસંગ આવે નહિ. કૃષ્ણરાવની તારા ઉપર ઘણી પ્રીતિ

છે અને કદાચ તારે માટે સમાજ તરફનો ત્રાસ ભોગવવા તૈયાર થશે, પણ તેમ કરવાથી તમો બન્નેને સુખ મળશે નહિ. તને અમે ઉંચું શીક્ષણ આપ્યું છે અને સંસાર કેટલો કષ્ટમય છે તે તને સમજ પડવા લાગી હશે. તારા રૂપ અને તારા શીક્ષણ યોગ્ય પતિ તને મેળવી આપવો એ મારી ફરજ છે; પણ જાતીબહાર થયેલાં હોવાથી આ પ્રશ્ન કોઇ આગળ નિકળી શકે તેમ નથી. તને માધવરાવને આપીએ તો આપણી સઘળી મુશ્કેલીમાંથી આપણો છુટકો થાય તેમ છે પણ મને એમ લાગે છે કે આ કાળ પુરૂષને આપ્યા કરતા તને જીંદગી સુધી કુંવારી રાખવી એજ સારૂં છે; પણ વેણી અવિવાહીત રહેવું એ ઘણું કઠણ છે. બ્રહ્મચર્ય પાળવું ઘણુંજ મુશ્કેલ છે. સતત્ કુંવારી અવસ્થામાં રહેવા સરખું બીજું એક પણ વ્રત દુનિયામાં મુશ્કેલ નથી; પણ જો આ વ્રત તું પાળી શકીશ તો આપણી વિરૂધ્ધ સમાજ ગમે તેટલી હશે તો પણ ઇશ્વરકૃપાથી આપણે સુખે રહી શકીશું. આપણો શ્રીપાદ મોટો થશે એટલે આપણે તેને સારૂં શીક્ષણ આપી શકીશું. આ સઘળી બાબદો તેના મગજ ઉપર ઠસાવશું તો મારી પાછળ તારી સાથે તે સારી રીતે વર્તશે. તારાથી બ્રહ્મચર્ય પાળી શકાય તેમ ન હોય તો ગોવીંદરાવનાં કાલાવાલા કરી કૃષ્ણરાવ માટે વાત કાઢું; પણ હાલમાં ગોવીંદરાવ માટે મેં સાંભળ્યું છે કે તેઓ આપણે ત્યાં આવતા જતા હતા તેજ આરોપ બ્રાહ્મણોએ તેની સામે મુકયો હતો અને હાલમાં તેઓ સાથે તો વ્યહવાર શરૂ કર્યો છે અને ગોવીંદરાવ તેથી આપણી સાથે ભળે તેમ લાગતુ.

નથી. કૃષ્ણરાવ પોતાના બાપની ઇચ્છાની સામે થાય એમ મને તો લાગતું નથી. આ સઘળી બાબદનો વિચાર કરતાં તું અવિવાહીત રહેવાનું કબુલ કરે તો મારી સઘળી કાળજી દુર થાય તેમ છે."

વેણી ઘણી વિચારી અને દુરદષ્ટીવાળી છોકરી હતી. તેના કુટંબને બ્રાહ્મણોએ બહિષ્કૃત કર્યું ત્યારથી હંમેશા તે વિષે વિચાર કરતી હતી. તેની માતાની જેમ તેણે પણ પોતે અવિવાહીત રહેવાનો નિશ્ચય કર્યો હતો. આજે તેની માતાએ તેને જે ઉપદેશ ખરી લાગણીથી કર્યો હતો તે કોઇ ફોકટ જાય તેવો નહોતો. તેની માતા બોલતી બંધ પડી એટલે વેણી પોતાની આંખમાં જે આંસુ હતા તે લુછતાં લુછતાં બોલી—"બા, હું તમારી ઇચ્છાની બહાર એક રતી પણ જવાની નથી. મારા લગનનું નામ કદી કાઢતાં નહિ તેથી તો આટલી પીડા ઉભી થઇ. હું જન્મપર્યંત અવિવાહીત રહી સખત બ્રહ્મચર્ય પાળીશ. તે માટે તું જરા પણ કાળજી કરતી નહિ."

ઉપલી બીના બન્યા પછી કેટલાક દિવસે કોલેજમાં ઉન્હાળાની રજા પડવાથી કૃષ્ણરાવ અવન્તીપુર આવવા નિકળ્યો. તેણે પોતે કયે દિવસે અવન્તીપુર આવી પહોંચશે તે એક કાગળ લખી વેણીને જણાવ્યું હતું. કૃષ્ણરાવ આવી પહોંચતાં પોતાના વિચારો કેવી રીતે જણાવવા તે માટે વેણીએ એક પત્ર લખી રાખ્યો હતો અને તે વાંચનાર તમે બીજા પ્રકર-

# પ્રકરણ પાંચમું.

——:o:——

## પ્રેમ.

————

પ્રતિષ્ઠાનું જે પ્રમાણે વ્યસન લાગે છે તેમ પ્રેમનું પણ એક પ્રકારનું વ્યસન હોય છે; પણ આ બન્ને વ્યસનમાં જમીન આસ્માનનો ફરક છે. પ્રતિષ્ઠાના વ્યસનથી અનર્થનો બજાર ભરાય છે ત્યારે પ્રેમના વ્યસનથી સુખનો ડુંગર ઉભો થાય છે. પ્રેમ એ શોટી વિલક્ષણ વસ્તુ છે. એ વસ્તુ ડોળાથી દેખાતી નથી; પરંતુ સઘળા પ્રકારના સુખના મુળમ તે રહેલો હોવાથી તેનું પરિણામ ડોળાથી સ્પષ્ટ દેખી શકાય છે. પ્રેમની વસ્તી સર્વત્ર છે, પ્રેમ સર્વ ઠેકાણે છે, પ્રેમ નથી એવું એક પણ સ્થળ જગતમાં તમોને મળશે નહિ. પ્રત્યેક પ્રાણીમાત્રના હૃદયમાં થોડો ઘણો પણ પ્રેમ ઇશ્વરે નિર્માણ કરેલો હોય છે. કોઇ પણ વસ્તુ હોય તેના ઉપર કોઇનો પણ પ્રેમ હોય છે. માયા, મમતા, પ્રણય, પ્રેમ, પ્રીતિ વીગેરે મનોવિકાર ઇશ્વરે માત્ર જગતના કલ્યાણ માટે મનુષ્યને આપેલાં છે. આ મનોવિકારો જે પરમેશ્વરે આપેલાં છે તે મનોવિકારો જે દિવસે જગતમાંથી નાશ પામશે તેજ વખતે આ જગત રાક્ષસી વસ્તીમય થઇ જશે. લોક નરભક્ષક થઇ

જશે અને સઘળે ઠેકાણે હાહાકાર થઇ રહેશે. આ સંસારમાં પ્રેમ સિવાય સુંદર, ઉપયોગી, અને આવશ્યક એવું બીજુ કોઇ નથી. પ્રેમ આ જગતનો આત્મા છે. જે હૃદયમાં પ્રેમ નહિ, પ્રણય નાહ, પ્રીત નહિ તે હૃદય જીવતું છતાં મૃતવત છે. માયા, મમતા, આત્મીયતા વીગેરે મનોવિકાર જ્યારે નાશ પામશે ત્યારે જગતમાંથી સઘળી ઉત્તમ વસ્તુઓ નાશ પામશે.

તમે જોઇએ તો કંદમુળ ઉપર નિર્વાહ કરો, જોઇએ તો સફેદ અથવા ભગવાં વસ્ત્ર પહેરી સાધુ બનો, જોઇએ તો તપ કરવા માટે જંગલમાં જઇ રહો, જોઇએ તો સંસાર વિષે પુર્ણ તિરસ્કાર બતાવી જગતમાંથી જેટલા જોઇએ તેટલા દુર રહો તો પણ તમારૂં હૃદય તમારાથી પ્રેમશુન્ય કદી કરી શકાશે નહીં. સંસાર ઉપર તમોને ગમે તેટલો ગુસ્સો હોય તોપણ જગત સાથે તમારે પ્રેમથી વર્તવું પડશે. પ્રેમથી અલીપ્ત થવું એ મહા કઠણ છે. જેના હૃદયમાં પ્રેમ નથી તે હૃદય પાષાણ અથવા પાષાણથી પણ કઠણ છે. મનુષ્યહૃદયનું મુખ્ય ભુષણ પ્રેમ છે. સદગુણ વધારવાને પ્રેમ એ મુખ્ય સાધન છે. જગતમાં થઇ ગયેલા સાધુ, સતપુરૂષ, સજજન, વીર, કવી, લેખક એ સઘળાનાં હૃદય પ્રેમમય હતાં એમ અમો ખાત્રીથી જણાવી શકીએ છીએ. જગતનું સઘળું કાર્ય પ્રેમથી ચાલે છે. મનુષ્ય તો શું પણ સઘળા જીવમાં ઇશ્વરે પ્રેમ મુકેલો છે. પ્રેમ ભયંકર ક્રુર પ્રાણીને પણ આપેલો છે. પ્રેમ એ સઘળાને આપેલો છે પણ તે એકમેક તરફથી સંપા

દન કરવો પડે છે. તમે ક્રુર પ્રાણીનો પ્રેમ સંપાદન કરો એટલે તે તમારી સાથે ખેલશે અને તમારી હાજરીમાં તેને આનંદ થશે. એંડ્રોકલીઝ અને સીંહના પ્રેમની વાત ઘણાએ સાંભળી હશે. જે સિંહ એંડ્રોકલીઝનો જીવ લેશે તેમ લોકોને લાગતું હતું તેજ સીંહ તેના પગ આગળ એક પાળેલા કુતરાની જેમ સુઇ ગયો. શું આ પ્રેમનું પરિણામ નહિ કે?

મહા ભગવદભકત "પ્રલ્હાદને" હરી નામનો પ્રેમરસ લાગવાથી આખું જગત તેને તુચ્છ જણાવા લાગ્યું. તેણે ઇશ્વરની ભકિત માટે–ઇશ્વરી પ્રેમ માટે–પોતાના બાપ જોડે વેર કર્યું. ફકત તે પ્રેમને લીધે તેને પોતાની માતાને હાથે વિષ પીવાનો પ્રસંગ આવ્યો અને તેના બાપે જીવતાં અગ્નિકુંડમાં ફેંકી દીધો. તો પણ તેણે ઇશ્વરપરનો પોતાનો ભાવ છોડયો નહિ. આવા પ્રકારનો એકનિષ્ટ પ્રેમ તેના શરીરમાં હોવાથી આજે આખી જગતને તેઓ વંદવા લાયક થઇ ગયા છે. એકાદ નિર્મળ પ્રેમે મન ઉપર કાબુ મેળવ્યો તો પછી તે પ્રેમવાળી વસ્તુની કિમ્મત પોતાના પ્રાણ કરતાં પણ અધિક લાગે છે અને કેટલીક વખ્ત પ્રાણ આપવાને તૈયાર થાય છે. ઉપલા વિવેચન ઉપરથી પ્રેમ એ કેટલો વિલક્ષણ છે તેની કલ્પના વાંચનારને સહેજમાં આવી શકશે. વેણી અને કૃષ્ણરાવનો સહવાસ નાનપણથી હતો. બન્ને સાથે રમતાં હતા અને બન્ને ઘણી વખત સાથે જમ્યાં હતાં. બન્નેનું શિક્ષણ પણ સાથેજ એકજ મકાનમાં અપાતું હતું. આ બન્ને વચ્ચે પ્રેમની અભિવૃધ્ધી કેટલી થઇ હતી તે જણાવવું અશકય છે. આ કલ્પના દોરવાની શકતી આ કલમમાં નથી એ પણ ખુલ્લો મને જણાવવું જોઇએ.

કૃષ્ણરાવ કોલેજ બંધ થતાં મુંબઇથી નિકળ્યો ત્યારે તેના મનમાં જુદાજ વિચાર રમી રહ્યા હતા. તેના મનમાં એમ હતું કે મને જોતાં વેણીને આનંદ થશે, અને અમે એકલાં બેસી વાતો કરીશું અને સમાજે બહિષ્કૃત કર્યા માટે હું તેને ધીરજ આપીશ, વીગેરે વિચાર ચાલતા હતા. અવન્તીપુર આવ્યા પછી પોતાના કુટુંબના માણસો સાથે પણ પુરી વાતચીત નહિ કરતાં તે એકદમ વેણીને ઘેર ગયો, પણ ત્યાં ગયા પછી સઘળો નિરાળો પ્રકાર તેની દ્રષ્ટીએ પડયો. વેણીએ પત્ર આપ્યો પછી તે લાંબો વખત ત્યાં નહિ બેસતાં એકદમ પોતાને ઘેર ગયો અને પત્ર વાંચ્યો જે આગળ જણાવી ગયા છીએ. આ વિલક્ષણ પત્ર વાંચી તેનું કોમળ હૃદય વિદીર્ણ થઇ ગયું. દુષ્ટ સમાજ તરફ તેને અત્યંત તિરસ્કાર આવ્યો હતો અને વેણીના આ ચમત્કારી કૃતનિશ્ચય માટે ઘણો ખેદ થવા લાગ્યો હતો. આખી રાત તેણે તે પત્રનોજ વિચાર કર્યો. તેનો જીવ એકસરખો તલમલ થયા કરતો હતો. વેણી ન મળે તો તેથી કાંઇ કૃષ્ણલાલ કુંવારો રહી જાય તેમ નહોતું. એટલુંજ નહિ પણ વેણી કરતાં પણ સુશીક્ષિત અને સુંદર સ્ત્રી તેને મળે તેમ હતું, પણ પ્રેમથી તે વેણી સાથે બંધાયલો હોવાથી વેણી શિવાય આ જગત તેને શુન્ય દેખાવા લાગ્યું. વેણી શિવાય તેની દ્રષ્ટીએ કાંઇ દેખાતું નહોતું. વેણીએ જે ચમત્કારીક ઠરાવ કર્યો હતો તે કેવી રીતે તોડી પાડવો તે માટે તે મોટા વિચારમાં પડયો. વેણીને જો સમાજની ભીતી હશે તો સમાજ સાથે લડવાને હું એકલો પુરો

છું એમ હું તેને કેમ સમજાવી શકું? તેનો ભ્રમ કેવી રીતે દુર કરવો? બ્રહ્મચર્ય કેટલું કઠણ છે તે તેના લક્ષ ઉપર કેવી રીતે લાવી શકું? આ પ્રમાણે અનેક વિચારો કૃષ્ણુ-રાવના મગજમાં આખી રાત ચાલતા હતા. આખી રાત તેને ઉંઘ આવી નહિ. વેણી પાસે સવારે જઇ ફરી પ્રયત્ન કરવો એમ તેણે નિશ્ચય કર્યો, પણ કેમે કરી રાત પુરી થાય નહિ. આખરે પ્રભાત થઇ.

વેણીની સ્થીતી કૃષ્ણુરાવ કરતાં પણ વધુ ચમત્કારીક થઇ હતી. તેને પણ આખી રાત ઉંઘ આવી નહિ. જયાસુધી તેણે કૃષ્ણુરાવને જોયો નહોતો ત્યાં સુધી તેના અવિવાહીત રહેવાના વિચાર કાયમ હતા પણ કૃષ્ણુરાવની મનોહર મુર્તિ દ્રષ્ટીએ પડતાં તે તદન લટપટ થઇ ગઇ. પોતે જે પત્ર લખી રાખ્યો હતો તે આપવો કે નહિ તેજ વીચાર થઇ પડયો હતો. ભોળી બીચારી વેણી? "બ્રહ્મચર્ય પાળીશ" એ કહેવું જેટલું સહેલું છે તેટલું તે પ્રમાણે રહેવું સહેલું નથી એ તેને શું ખબર? હૃદયમાં વાસ કરી રહેલો પ્રેમ કાઢી નાખવો એ કેટલું કઠણ છે તેની તેને ખબર નહોતી. મોટા મોટા વજ્ર જેવા કઠણ બંધ પણ પ્રેમે ફાડી નાખી પોતાનો રસ્તો કરી લીધો છે તેની તેને ખબર નહોતી. કૃષ્ણુરાવ દ્રષ્ટીએ પડતાં અવિવાહીત રહેવાનો તેનો નિશ્ચય ડગમગવા લાગ્યો. લખી રાખેલો પત્ર જો કૃષ્ણુરાવની દ્રષ્ટીએ પડયો નહોત તો તેણે આપ્યો નહોત; પણ તેના ઉપર કૃષ્ણુરાવની દ્રષ્ટી પડ-વાથી તેને આપવાની ફરજ પડી. તે બીચારીના મનમાં એમ

હતું કે જ્ઞાતિબહીષ્કાર થવાથી કૃષ્ણુરાવ મારી પાસે આવશે નહિ અને આવશે તે તીરસ્કારયુકત શબ્દો કાંઇપણ બોલશે. ઉદાર મનના કૃષ્ણુરાવના મગજ ઉપર બ્રાહ્મણોના કોલાહલની કાંઇપણ અસર થઇ નહોતી. તે તો આગળની માફકજ તેની સાથે વિનય અને વિનોદથી વાત કરી ગયો. વેણીએ અને તેની માતાએ જે ઇમારત ઉભી કરી રાખી હતી તે ઢળવા લાગી. તે ઇમારત તુટી પડે નહીં તે માટે વેણી પ્રયત્ન કરતી હતી; પણ તે અશકય હતો. આખી રાત વેણીએ તે વિચારમાં ગાળી. તે કષ્ટમય રાત બન્નેની પસાર થઇ અને સવારનો ચહા પી કૃષ્ણુરાવ વેણીને ત્યાં જવા નિકળ્યો. વાચકો, તમે પણ તેની પાછળ ચાલો.

વેણી પહેલે દિવસે જે ખોલીમાં બેઠી હતી તેજ ખોલીમાં એકલી બેઠી હતી. કૃષ્ણુરાવ તેની સામે જઇને એક ખુરશી ઉપર બેઠો. વેણીની આંખમાં આંસુ હતાં. આવી સ્થિતીમ કૃષ્ણુરાવે ગંભીર અને પ્રેમાળ સ્વરે કહ્યું–"વેણી, હું સુખમાં દિવસ ગુજારૂં અને તું દુઃખમાં સબડયા કરે તે મારાથી કદી બની શકે કે? સમાજ જે માર્ગે જાય છે તે માર્ગે આંધળા પ્રમાણે મારે જવું એવી તારી ઇચ્છા કેમ થાય છે?"

વેણીએ પોતાના હંમેશના મધુર અને શાંત સ્વરે જવાબ આપ્યો; "કૃષ્ણુરાવ, વેણી તમારી થવાથી તમારા સુખની વૃધ્ધી થશે એમ મને બીલકુલ લાગતું નથી. તમને જે માર્ગ સુખનો લાગે છે તે માર્ગે કાંટા પાથરેલા છે એમ મને જણાય છે. તે માર્ગે જવાનો હઠ કરવો એ શું અંધત્વનું લક્ષણ નથી કે? તમારા જેવા સમજુ માણસને હું કેવી રીતે સમજાવી શકું?"

કૃષ્ણુરાવ કિંચિત્ તિક્ષણ દ્રષ્ટીએ વેણી તરફ જોઇને બોલ્યો. "ત્યારે તારા વિચાર પ્રમાણે જો મેં તારી સાથે લગ્ન કર્યાં તો વિપત્તિ પ્રાપ્ત થશે અને તારી સાથે લગ્ન નહિ કરતાં કોઇ બીજી સાથે લગ્ન કર્યાં તો મને એકદમ સુખનો ઢગલો મળી શકશે અથવા એકાદુ રાજ્ય પણ મળી જાય !"

વેણીએ મ્લાન ચહેરે કહ્યું.–"છી, કૃષ્ણુરાવ, મારા બોલવાનો એવો અર્થ કાંઇ નથી. પણ એટલી વાત તો નક્કી છે કે મારી સાથે લગ્ન કરવાથી સુખ પ્રાપ્ત ન થતાં દુઃખ પ્રાપ્ત થશે. લગ્ન સુખ માટે કરવાનાં. દુઃખ માટે નહિ કેની? જે બીનાથી તમને દુઃખ થાય તે વાત મારાથી કદી સ્વપ્ને પણ થઇ શકશે નહિ."

કૃષ્ણુરાવે ઉદાસ ચહેરે કહ્યું–"વેણી, ત્યારે તારા બોલવાનો હેતુ શું? મારી આશા, મારો ભરોસો સર્વ ફોગટ ગયો એમ ઠર્યું? તારૂં હૃદય એટલું સ્નેહશુન્ય હશે એવી મને સ્વપ્ને પણ કલ્પના નહોતી."

વેણીએ કાંઇ જવાબ આપ્યો નહિ. તે નીચું મોઢું કરી સ્તબ્ધ ઉભી રહી હતી. વેણી તરફથી ઉત્તર મળ્યો નહિ એમ જોઇ કૃષ્ણુરાવ બોલ્યો.

"સુખ વિષયમાં અને દુઃખ વિષયમાં તારી કલ્પના નીરાળી દેખાય છે. તારો જો એમજ નિશ્ચય હોય તો મારે કાંઇ કહે-

વાનું રહ્યું નહિ. તારી ઇચ્છા વિરૂધ્ધ કાંઇ કરવું એવી કદી પણ મારી બુધ્ધિ થવાની નથી. પણ તારી જે સમજણ છે તેથી તને નુકશાન ન થાય એટલા માટે મને પ્રયત્ન કરવો પડે છે.”

વેણી કિંચીત્ આશ્ચર્ય પામી બોલી–“તમારો નિર્મળ પ્રયત્ન મારા ફાયદા માટે, મારા લાભ માટે છે તે શું હું સમજી શકતી નથી? પણ મને તો એમજ જણાય છે કે મારો કશામાં પણ ફાયદો હોય તો હું કહું છું તેમાં છે.”

વેણીનું બોલવું સાંભળી કૃષ્ણરાવ જરા હસ્યા અને બોલ્યો–“તદન ભ્રાંતીકારક કલ્પના. આવી કલ્પનાના નાદમાં આવો કૃતનિશ્ચય કરી બેસવો એ ઘણું દીવાનાપણાનું કામ છે. તારી સાથે લગન કરી તને દુ:ખમાં નાખવી અને હું પણ દુ:ખમાં ડુબું એવો હું ગાંડો નથી. આ લગનનું પરિણામ સુખકારક આવ્યાની મારી ખાત્રી હોવાથી હું તને આટલું સમજાવીને કહું છું!”

વેણીએ નિરાશ થઇ કહ્યું–“કૃષ્ણરાવ, તમો આ દુષ્ટ સમાજને બરાબર પીછાનતા નથી. આ લગ્નથી સુખ થશે એમ મને તો કાંઇ લાગતું નથી. તમે આ લગનની વાત ફરી કાઢતા નહિ.”

કૃષ્ણરાવે જવાબ વાળ્યો. “તું જો તારો નિશ્ચય તોડવાને કબુલ કરે તો હું લગન સંબંધી એક અક્ષર પણ બોલીશ નહિ.”

"સમાજના આ દુષ્ટ લોકો કેવાં ભયંકર કૃત્યો કરે છે તેની તમોને કલ્પના નથી."

કૃષ્ણુરાવ જરા હસીને બોલ્યો– "ત્યારે તને તો તેની કલ્પના હશે ?"

વેણી જરા પ્રૌઢપણે બોલી–"ત્યારે મને કલ્પના વગર હું બોલતી હઇશ."

કૃષ્ણુરાવને શું બોલવું તે કેટલો વખત સુજયું નહિ. થોડો વખત સ્તબ્ધ રહી તે બોલ્યો–

"ત્યારે તારી કલ્પના પ્રમાણે તેમ થવાનું કારણ શું ?"

વેણી તરતજ બોલી—"કારણ ? કારણ પુરૂષ. સ્ત્રીઓ કરતાં પુરૂષની જાતી સબળ છે. એ સિવાય બીજું કોઇપણ કારણ નહિ. દુષ્ટ પુરૂષોના ભેજામાં જે કલ્પનાઓ ઉત્પન્ન થાય છે તે કેવી વિલક્ષણ હોય છે તે તમોને ખબર છે."

વેણીનું બોલવું તદન નાદાનીભર્યું કૃષ્ણુરાવને લાગ્યુ. અને તે હસી પડી બોલ્યો—"આવા વિલક્ષણ વિચાર તારા છે તે જોઇ મને ઘણી દલગીરી ઉપજે છે. પુરૂષ કરતાં સ્ત્રીઓ કમી ધૈર્યવાન, કમી સાહસી, કમી જાણકાર હોય છે એમ મને તો લાગતું નથી. સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે કઇ કઇ બાબદમાં તફાવત છે અને કઇ બાબદમાં સરખા૫ણું છે તે તારા જેવી સુશિક્ષીત સ્ત્રીને ખબર નથી એ ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે. લોક કહે છે તે ઉપરથી તું

વાનું રહ્યું નહિં. તારી ઇચ્છા વિરૂધ્ધ કાંઇ કરવું એવી કદી પણ મારી બુધ્ધિ થવાની નથી. પણ તારી જે સમજણ છે તેથી તને નુકશાન ન થાય એટલા માટે મને પ્રયત્ન કરવો પડે છે.”

વેણી કિંચીત્ આશ્ચર્ય પામી બોલી–“તમારો નિર્મળ પ્રયત્ન મારા ફાયદા માટે, મારા લાભ માટે છે તે શું હું સમજી શકતી નથી? પણ મને તો એમજ જણાય છે કે મારો કશામાં પણ ફાયદો હોય તો હું કહું છું તેમાં છે.”

વેણીનું બોલવું સાંભળી કૃષ્ણરાવ જરા હસ્યો અને બોલ્યો–“તદ્દન ભ્રાંતીકારક કલ્પના. આવી કલ્પનાના નાદમાં આવો કૃતનિશ્ચય કરી બેસવો એ ઘણું દીવાનાપણાનું કામ છે. તારી સાથે લગ્ન કરી તને દુઃખમાં નાખવી અને હું પણ દુઃખમાં ડુબું એવો હું ગાંડો નથી. આ લગ્નનું પરિણામ સુખકારક આવ્યાની મારી ખાત્રી હોવાથી હું તને આટલું સમજાવીને કહું છું!”

વેણીએ નિરાશ થઇ કહ્યું–“કૃષ્ણરાવ, તમો આ દુષ્ટ સમાજને બરાબર પીછાનતા નથી. આ લગ્નથી સુખ થશે એમ મને તો કાંઇ લાગતું નથી. તમે આ લગ્નની વાત ફરી કાઢતા નહિં.”

કૃષ્ણરાવે જવાબ વાળ્યો. “તું જો તારો નિશ્ચય તોડવાને કબુલ કરે તો હું લગ્ન સંબંધી એક અક્ષર પણ બોલીશ નહિં.”

" સમાજના આ દુષ્ટ લોકો કેવાં ભયંકર કૃત્યો કરે છે તેની તમોને કલ્પના નથી."

કૃષ્ણરાવ જરા હસીને બોલ્યો- "ત્યારે તને તો તેની કલ્પના હશે ?"

વેણી જરા પ્રૌઢપણે બોલી-"ત્યારે મને કલ્પના વગર હું બોલતી હઇશ."

કૃષ્ણરાવને શું બોલવું તે કેટલો વખત સુજ્યું નહિ. થોડો વખત સ્તબ્ધ રહી તે બોલ્યો-

" ત્યારે તારી કલ્પના પ્રમાણે તેમ થવાનું કારણ શું ?"

વેણી તરતજ બોલી—"કારણ ? કારણ પુરૂષ. સ્ત્રીઓ કરતાં પુરૂષની જાતી સબળ છે. એ સિવાય બીજું કાંઇપણ કારણ નહિ. દુષ્ટ પુરૂષોના ભેજામાં જે કલ્પનાઓ ઉત્પન્ન થાય છે તે કેવી વિલક્ષણ હોય છે તે તમોને ખબર છે."

વેણીનું બોલવું તદન નાદાનીભર્યું કૃષ્ણરાવને લાગ્યું. અને તે હસી પડી બોલ્યો—"આવા વિલક્ષણ વિચાર તારા છે તે જોઇ મને ઘણી દલગીરી ઉપજે છે. પુરૂષ કરતાં સ્ત્રીઓ કમી ધૈર્યવાન, કમી સાહસી, કમી જાણકાર હોય છે એમ મને તો લાગતું નથી. સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે કઇ કઇ બાબદમાં તફાવત છે અને કઇ બાબદમાં સરખા હક છે તે તારા જેવી સુશિક્ષીત સ્ત્રીને ખબર નથી એ ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે. લોક કહે છે તે ઉપરથી તું

જણાવે તે તને શોભતું નથી. લોકનિંદાથી ડરીને તારી હિમ્મત જતી રહે, તારા આગલા સારા વિચારો બદલી નાખે અને ગમે તેવો નિશ્ચય કરી બેસે તે તને શોભતું નથી. તારૂં પોતાનું કુળ, તારી માતા કયા કુટુમ્બની છે તે સઘળું તને ખબર છે. અને તેથી લોકો હાલમાં ગમે તે બબડે તેની તારે શું પરવા કરવી જોઇએ? લોકસમુહના સઘળા લોક દુષ્ટ છે, સઘળાના વિચાર એક સરખા છે અને સઘળા ગતાનુ-ગતિક છે એમ તારૂં માનવું શાથી બંધાયું? સમાજમાં જેમ દુષ્ટ છે તેમ સારા પણ હોય છે. પણ તને તો સઘળાજ એક માળાના મણકા દેખાય છે. વળી, આવી ભુલભરેલી સમજણ ઉપરથી કરેલો નિશ્ચય ગાંડપણ નહિ તો બીજું શું? તને મારૂં વર્તન ગમે તેટલું ચમત્કારીક લાગતું હોય તો પણ હું પ્રશસ્ય રાજમાર્ગે જાઉં છું એ બીના ધ્યાનમાં રાખજે. તારો રસ્તો વીકટ અને ભયભરેલો છે. આ રસ્તે જવામાં કેટલાક અભિમાન લે છે પણ એ માર્ગ ઇશ્વરને પસંદ છે એમ તું સમજતી નહિ. ઇશ્વરે સારા માણસ માટે સારા રસ્તા અને ખરાબ માણસ માટે ખરાબ રસ્તા નિર્માણ કરેલા છે. જન્મપર્યંત બ્રહ્મ-ચર્યવ્રત પાળવાથી ઇશ્વર તને એકદમ સ્વર્ગમાં લઇ જશે એમ તું માનતી હોય તો તે તારો ભ્રમ છે. તારૂં કહેવું સર્વ-ત્યાજય છે એમ મારૂં કહેવું નથી. પણ ગમે તે પ્રસંગે ગમે તેવો નિશ્ચય કરવો એજ દિવાનાપણું છે. તારા ઉપર માતૃરૂણનો ઘણો મોટો બોજો છે. તારા જેવી સુશિક્ષીત સ્ત્રીએ

માતા થવું એમાં જગતનું ભુષણ છે. તું જે બ્રહ્મચર્ય વ્રતના ઉત્તમ ગીત ગાય છે તે જો આ દેશની કેટલીક વિધવાઓ પાળે તો જગત ઉપર કેટલો ઉપકાર થાય તેમ છે. મુર્ખ લોક ગમે તે બોલે તે તરફ તારે લક્ષ આપવાનું કંઇ કારણ નથી. જગત્ એમજ ચાલે છે. એકજ બાબદ માટે સારા અને નરસા એવા બે અભિપ્રાય રહે છે. પણ દરેક મનુષ્યે પોતાનો સારાસારનો વિચાર કરવો. વેણી, સમાજના રાહમાં તું આવી રીતે ઘસડાઇ જઇશ એમ મને લાગતું નહોતું. મારી તેમ ધારવામાં ભુલ થઇ. નાનપણનું તારૂં નિર્મળ અંતઃકરણ ક્યાં અને હાલનું કઠોર વર્તન ક્યાં? નાનપણમાં તારામાં જે ધીરજ હતી તેનો ચોથો ભાગ હાલ તારામાં દેખાતો નથી. નાનપણની વાત તું ભુલી ગયેલી લાગે છે પણ હું કદી તે વીસારૂં તેમ નથી. વેણી, તને તે સાંભરે છે કે?

કૃષ્ણરાવને બોલતો અટકાવવાના હેતુથી વેણી બોલી— "હવે એ નાનપણની વાતો કાઢવાથી ફાયદો શું છે?"

કૃષ્ણરાવે વેણીનું બોલવું ધ્યાનમાં નહિ લેતાં નાનપણની કેટલીક વાતો કહી. આ વાતો આટલાં વર્ષ કૃષ્ણરાવને યાદ રહેલી જોઇ વેણીને અજાયબી ઉપજી. કૃષ્ણરાવે વેણીની માંદગીની તથા બીજી કેટલીક વાતો યાદ આપી કહ્યું—"વેણી, આ સઘળી વાતો તું ભુલી ગઇ તે અજાયબી લાગ્યું છે. મુર્ખ લોકોને બીજાને નુકસાન કરવા સિવાય કાંઇ

ઉદ્યોગ હોતો નથી. આ લોકોના કહેવાથી તેં ભળતોજ નિશ્ચય કર્યો તે ઉપરથી તો તું આ મુર્ખ લોકોના કરતાં પણ વધુ અજ્ઞાન ઠરે છે. વેણી, આ તારૂં ગાંડપણુ છોડી દે. હું જે કહું છું તેનો બરાબર વિચાર કર. તારૂં કલ્યાણ હું જે કહું છું તેમાંજ છે. વેણી તારી કેટલીક વાત મારા હૃદયમાં કોતરેલી છે. તારી સ્થિતી આવી ચમત્કારીક થશે એમ મને સ્વપ્ન લાગતું નહોતું. પણ સઘળું વિલક્ષણ બન્યું છે. જે હૃદયમાં પ્રેમ હતો તે હૃદયમાં સ્નેહશુન્યતા ઉત્પન થઇ, જ્યાં દયા હતી ત્યાં અદયા ઉત્પન્ન થઇ, જ્યાં વાત્સલ્ય હતું ત્યાં ક્રોધ, જ્યાં મમતા હતી ત્યાં ક્રુરપણું, જ્યાં અનુરાગ હતો ત્યાં રાગ-સંતાપ, જ્યાં પ્રણય હતો ત્યાં કોપ, સઘળુંજ વિપરીત થયું છે. અશિક્ષિત સ્ત્રી તરફથી તેમ થયું હોત તો મને બીલકુલ દલગીરી લાગત નહિ. પણ સુશિક્ષિત, વિદ્યાસંપન્ન સ્ત્રીનું હૃદય રાક્ષસ જેવું કઠણ થાય તેથી કોઇને પણ દલગીરી ઉત્પન્ન થયા વગર રહે નહિ.

વેણીની સ્થીતી ઘણી ચમત્કારીક થઇ. સ્થિર સ્તંભ પ્રમાણે તે તટસ્થ બેસી કૃષ્ણરાવનું ભાષણ શ્રવણ કરતી હતી. તેનો દેખાવ તદન તટસ્થ દેખાતો હતો પણ અંદરથી તેનું હૃદય સ્થિર નહોતું. તેના હૃદયમાં નાના પ્રકારના વિચારોનું યુદ્ધ ચાલી રહ્યું હતું. કૃષ્ણરાવનો દરેક શબ્દ તેને વિદીર્ણ કરી નાખતો હતો. તેણે પોતાના નિશ્ચયથી જે ઇમારત પોતાના મનમાં ઉભી કરી હતી તે દરેક શબ્દથી ઢીલી થતી હતી. તેના હૃદયમાં થયેલો વિલક્ષણ ફેરફાર કૃષ્ણરાવે

નાનપણના દાખલાઓથી બતાવી આપ્યો ત્યારે તેને પોતાને શરમ લાગવા માંડી. તેની આંખમાં પાણી ભરાઇ આવ્યા અને ગાલ ઉપર આંસુના ઉતરી આવેલા રેલા લુછતાં તે બોલી—"કૃષ્ણરાવ, તમે કહો છો તેમ બન્યું ખરૂં; પણ એમાં મારો અપરાધ શું છે? દુઃખ આવી પડે ત્યારે દરેકની સ્થિતિ એવી થાય."

વેણીના આવા દયાજનક શબ્દો સાંભળી કૃષ્ણરાવના હૃદયમાં ચમકારો થયો. પોતાના વાગ્બાણ અચુક લાગ્યા. પોતે જે કહે છે તે સાર્થ તે સ્વીકારશે એમ તેને ભરોસો આવવા માંડ્યો. પોતાની છટા માટે તેને અભિમાન આવવા માંડ્યું. તે વેણી તરફ જરા હસતો ચ્હેરો કરી બોલ્યો—"વેણી, તારી આંખમાં આંસુ કેમ આવે છે? તારા ગુલાબી ગાલ આંસુથી કેવા ભિંજાઇ ગયા છે? તને એટલું માઠું કેમ લાગે છે?"

વેણીને આ પ્રશ્નનો ઉત્તર સુજતો નહોતો. તે પોતાના ડોળા લુછતી લુછતી બોલી—"કેમ, તમારા પ્રશ્નનો જવાબ આપું કે? મારૂં હૃદય માખણ કરતાં પણ નરમ છે પણ તે તમોને પથ્થર કરતા પણ કઠણ દેખાય છે ત્યાં મારો શું ઉપાય? આ દુષ્ટ સમાજ આગળ મારા જેવી અબળાનું શું ચાલે?"

કૃષ્ણરાવે નચિંત મને જવાબ આપ્યો "વેણી, તેની કાળજી તને ન જોઇએ. આ દુષ્ટ સમાજ તારી વિરૂધ્ધ ગમે તે કરશે તેનું જોખમ મારા ઉપર છે. હું સઘળી જવાબદારી મારે માથે ઓાળનીને તારી સાથે વાત કરૂં છું."

વેણીની સ્થિતી ચમત્કારીક થઇ પડી. કયો વિચાર પક્કો કરવો તે તેનાંથી નક્કી થતું નહોતું. ક્ષણમાં આવવા-હિત રહેવું એમ તેને લાગતું હતું, વળી ક્ષણમાં કૃષ્ણરાવનું કહેવું કબુલ કરવું એમ લાગતું હતું. આ પ્રમાણે તેનું મન આંદોલન કરતું હતું તેટલામાં કૃષ્ણરાવે કહ્યું- "વેણી, તારે એટલા ઘોટાળામાં પડવાનું કાંઇ કારણ નથી. હું વિકારવશ થઇ તને કાંઇ આડુઅવળું શીખવું છું એમ જો તને લાગતું હોય તો તારી ભુલ છે. હું જે કાંઇ કહું છું તેમાં મારો ફાયદો તો છે પણ વિશેષમાં તારા ફાયદા માટે છે તે પણ લક્ષમાં રાખ. પુર્વની સઘળી વાતો યાદ દેવડાવી તને પ્રેમ બધ્ધ કરવી એવો મારો બોલવાનો બીલકુલ હેતુ નથી. હું જે કાંઇ કહું છું તેનો બરાબર વિચાર કર. એકલા રહી રાત દિવસ મન દુઃખવ્યાથી તને મોક્ષ મળવો અશક્ય છે. ખરો પુન્યનો રસ્તો એ છે કે સમાજમાં દાખલ થઇ સમાજને ઉપયોગી થઇ પડવું. વેણી, આ જગતમાં કોઇના તરફ મારો પ્રેમ હોય તો તારા તરફ છે. પણ તું તારૂં હૃદય પાષાણ કરતા પણ કઠણ કરી મારી સાથે વર્તે છે. તેં તારા પત્રમાં લખ્યું છે કે સુંદર છોકરી જોઇ મારે લગન કરવા અને મને બાળક આવશે તે જોઇ તું ખુશી થઇશ. આવા વિચારો તું

જાહેર કરે અને તું પોતે અવિવાહીત રહેવાનો નિશ્ચય કરે અને હું વગર દલગીર થવે બેસી રહું તે શું બનવા જોગ છે? વેણી, મેં પણ હવે નિશ્ચય કર્યો છે કે આ જન્મ બ્રહ્મચર્ય વ્રત પાળવું. આપણે નાનપણમાં જે ખેલ કર્યો હતો તે સઘળું મૃગજળ સમાન હતું. આપણે સઘળા હવામાં કિલ્લા ઉભા કર્યા હતા. વેણી, પ્રેમ રૂપી પુષ્પને સર્વોત્કૃષ્ટ સુવાસ હોય છે, મનોહર રંગ હોય છે, પણ તિક્ષણ ઝિપારી કાંટા હોય છે એ મને આજે ખબર પડી.”

કૃષ્ણરાવથી વધુ બોલી શકાયું નહિ. તેની છાતી ભરાઇ આવી. તેની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તે એક દીર્ઘ નિશ્વાસ નાખી નીચું જોઇ રહ્યો. વેણીની સ્થિતિ તો તેનાથી પણ ચમત્કારીક થઇ હતી. કૃષ્ણરાવનો પ્રેમ રોષ તેનાથી સહન થઇ શક્યો નહિ. ડોળામાંથી પાણી જતાં જતાં તે બોલી—કૃષ્ણરાવ, આ આખું શરીર તમારૂં છે. આ મન ઉપર પણ તમારી સત્તા છે. તમે લઇ જાઓ તે માર્ગે જવા હું તૈયાર છું. આ અભાગણી તરફ તમો આટલી લાગણી ધરાવો છો તે મારૂં મોટું ભાગ્ય છે! તમો મને પુજ્ય છો અને મને સ્વીકારવાનો તમારો નિર્મળ પ્રયત્ન જોઇ હું તમોને અનન્ય શરણ થાઉં છું.”

વેણી પ્રત્યેક શબ્દ પ્રેમ સહિત બોલતી હતી. તેના દયામય ચહેરા ઉપર જે અસર થઇ હતી તેથી કૃષ્ણરાવે આ શબ્દ બોલતાની સાથે તેનો હાથ પકડી કહ્યું—“પવિત્ર મનોવૃતિ કોઇ પણ વખતે ખરે માર્ગે વળે છે. તેં તારા માંડા વિચાર છોડી દીધાં તેથી મને આનંદ થાય છે.

# પ્રકરણ છઠ્ઠું.

—:૦:—

## કેદ.

વેણીએ પોતાનો નિશ્ચય ફેરવ્યો એમ જણાવ્યું કે તરતજ કૃષ્ણરાવે કહ્યું કે હું ઘેર જઇ પિતાજીને આ વીશે ખબર આપું છું. વેણી કાંઇપણ બોલી નહિ. કૃષ્ણરાવે જવા માંડયુ અને શું બોલવું તે તેને સુજયું નહિ. કૃષ્ણરાવે એક વખત સાનંદાશ્ચર્ય તેના તરફ જોયું અને તે પોતાને ઘેર જવા નિકળી ગયો. જે કંઇ બન્યું તેથી વેણીને અજાયબી ઉપજી હતી. પોતાનો નિશ્ચય ઢળી પડયો તેથીજ વિચારમાં પડી ગઇ અને પોતાની માતાને જઇને ખબર આપી.

ઉપલી બીના બનવાને કેટલાક દિવસ ગયા પછી એક દિવસ સંધ્યાકાળનો વખત હતો. સાયંકાળનો વખત હંમેશા મનોહર હોય છે તેમાં ગ્રીષ્મ રૂતુની સાયંકાળ ઘણો બહાર આપે છે. અવન્તીપુર ગામ જો કે નાનું હતું પણ તેનું સૃષ્ટિસૌંદર્ય અપુર્વ હતું. એક તરફ સમુદ્ર આવ્યો હતો જ્યારે બીજી તરફ ડુંગરોની હાર લાગેલી હતી. ગામ ડુંગરોની નજદીક હોવાં છતા જમીન સારી રસાળ હતી અને ગામમાં પાણી પણ પુરતું મળી શકતું

હતું. ગામની આસપાસ તથા ગામમાં પણ કેટલાક ઉંચા ઝાડો હતા તેથી ગામની શોભામાં વધારો થતો હતો. ગામની બહાર એક મહાદેવનું દેવળ હતું ત્યાં વેણી જતી હતી. મુંબઈમાં જ્યારે રહેતી ત્યારે તે ફરવા જતી હતી અને આ ગામડા ગામમાં ફરવા જવાની જગ્યા ન મળે તેથી દરીઆ કોઠા આગળ આવેલા આ મંદિરમાં જતી અને સાંજના ત્યાં કેટલીક વખત ગાળી રાત પડતાં પહેલા પોતાને ઘેર આવી પોતાની માતાને ઘરકામમાં મદદ કરતી હતી. વેણીએ ખબર આપી કે કૃષ્ણરાવ તેની સાથે લગ્ન કરવા ખુશી છે તેથી વેણીની માતાને આનંદ થયો હતો અને વેણી પણ પોતાના લગ્ન નકી થયાથી આગળ માફક ખુશી થઇ ફરતી હતી.

જે દિવસની વાત કરીએ છીએ તે દિવસે સાયંકાળ ઘણો બાહાર આપી રહ્યો હતો. ભગવાન શ્રી સૂર્યનારાયણને અસ્ત થવાનો વખત થવા આવ્યાથી વસુંધરા દેવી નિરાળા મનોરમ્ય રંગના વસ્ત્રથી સુશોભિત થયેલી દેખાતી હતી. વસુંધરા દેવીના વસ્ત્રનો રંગ કેવો હતો તે જણાવવું મુશ્કેલ છે. તે રંગ ગુલાબી નહોતો, પીળો નહોતો, લીલો નહોતો, સોનેરી નહોતો, તે રંગ તદન નિરાળો હતો. તે રંગનું નામ આપવું તે કલ્પના શક્તીની બહાર છે. તે અપ્રતીમ રંગ સઘળે સરખો પસરેલો હતો. પક્ષીઓ આ ઝાડથી પેલા ઝાડ ઉપર ઉડી કલ્લોલ કરી રહયાં હતાં. કેવો આનંદનો વખત હતો. મનુષ્ય ગમે તેટલો થાકયો હોય પણ આ રમ્ય દેખાવ જોતાંજ તેનો થાક ઉતરી જાય. મનુષ્ય ગમે તેટલી ફીકર ચિંતામાં હોય પણ આ દેખાવ

જોતાં તેટલો વખત તે સઘળું ભુલી જાય. વેણી આજે મહાદેવના દેવળમાં દર્શન કરવા આવી હતી અને સૃષ્ટી સૌંદર્ય નિહાળતાં તેને ઘેર જલદી જવાનું મન થતું નહોતું. થોડો વખત ગયા પછી તે પોતાની મેળે ઘેર જવા નિકળી. આ વખતે સૂર્યનારાયણ ક્ષિતિજમાં જવાથી પશ્ચિમ દિશા તરફ આકાશ લાલ થયું હતું. સંધિ પ્રકાશ સર્વત્ર ફેલાઇ રહ્યો હતો. પક્ષીઓ ઉડીને પોતાના માળા તરફ જતાં હતાં. જંગલમાંથી ઢોરો પણ પુંછડી હલાવતાં પોતાના ઘર તરફ પાછાં વળતાં હતાં. વેણી પણ પોતાનો રસ્તો કાપતી હતી. સાધારણ રીતે ગામડાના રસ્તા સીધા હોતા નથી. તેમાં પણ કોકણના રસ્તા ઘણા વાંકા ચુંકા હોય છે. આ ખેતરમાંથી પેલા ખેતરમાં એમ નાનાં રસ્તાઓ કરેલા હોય છે તેમાંથી વેણી ઝપાટાબંધ ઘર તરફ જતી હતી. રસ્તામાં ગામની બહાર એક બંગલા આગળ આવી, તે બંગલો મુકી બે ચાર કદમ દુર નહિ ગઇ તેટલે કોઇએ તે બંગલામાંથી વેણી, વેણી એમ બુમ મારી. આ શબ્દ સાંભળી વેણી ચકિત થઇ. આસપાસ નજર કરી તો કોઇ દેખાયું નહિ. એટલે તે આગળ ચાલવા લાગી; પણ ફરી વેણી, વેણી એ શબ્દો સાંભળવામાં આવ્યા. વેણીને ઘણું અજાયબી ઉપજી પણ આસપાસ નજર કરતાં કોઇ દેખાયું નહિ બંગલામાંથી કોઇ હાક મારતું હોય તેમ લાગ્યું પણ બંગલામાં જવાની તેનામાં હિમ્મત નહોતી. તે બંગલાના દરવાજા આગળ જઇ અંદર જોવા લાગી તો અંદરથી ''વેણી'' ''વેણી'' એમ કોઇ બુમ મારતું સંભળાયું. આ શબ્દ મધુર સ્વરથી

ઉચ્ચારવામાં આવતા હોવાથી કોઈ આ બુમ મારે છે એમ તેને લાગ્યું. તે મોટા ગુંચવાડામાં પડી. તે ઘણી હિમ્મત રાખી બંગલામાં દાખલ થઈ.

વેણી જે બંગલામાં દાખલ થઇ તે બંગલો તેની એક બહેનપણીનો હતો. ગંગા નામની એક તેની નાનપણમાં બ્હેનપણી હતી. તે બિચારી નાની હતી-તેટલામાં તેનો બાપ ગુજરી ગયો હતો. ગંગા અને તેની માતાને ઘણા દુઃખમાં દિવસ પસાર કરવા પડ્યા હતા. ગંગા મોટી થતાં તેના લગ્ન થયાં હતાં અને તે પોતાને સાસરે ગઇ હતી. તેની માતાને ગંગા શિવાય બીજું કોઇ બચ્ચું નહી હોવાથી તે પણ તેની સાથે જઇ રહી હતી. ગંગા સાસરે ગઇ ત્યારથી આ બંગલો ખાલી પડયો હતો. આ બંગલામાંથી 'વેણી, વેણી' એમ કોઇએ હાંક મારવાથી તે બીચારીએ એમ માની લીધું કે તેની બ્હેનપણી ગંગા તેને હાંક મારે છે. ઘણે દિવસે પોતાની બ્હેનપણી પોતાને મળશે એવી કલ્પનાથી તેને આનંદ થયો. ગંગાને શું છોકરા છે, સાસરે તેને સુખ છે કે નહિ તે વીગેરે પુછવાની અને પોતાની સ્થિતિ જણાવવાની ઇચ્છાથી વેણી તે બંગલામાં દાખલ થઇ હતી. ગંગાનો તે બંગલો ઘણો જુનો હતો અને મોટો હોવા સાથે જુની ઢબે બાંધેલો હતો. ગંગાનો બાપ ગરીબ અવસ્થામાં આવી પડવાથી બંગલાનું અસારકામ તે કરાવી શક્યો નહોતો અને બંગલાનો કેટલોક ભાગ પડી ગયો હતો. બંગલાનું સ્વરૂપ અત્યારે ભયાનક હતું અને બંગલામાં

અંધારૂં જણાતું હતું. વેણી બંગલામાં દાખલ થઇ અને બોલી—"ગંગા, બંગલાની કંઇ બાજુએ તું છે ?" બંગલાની અંદરથી કોઇએ ધીરેથી જવાબ આપ્યો–,"વેણી તું આ બાજુથી અંદર આવ."

શબ્દનો અવાજ જે તરફથી આવ્યો તે તરફના ભાગમાં બંગલાની અંદર ગઇ, તેની તદન ખાત્રી હતી કે અંદર ગંગા છે. "વેણી" એ શબ્દ ઉચ્ચારનાર કોઇ સ્ત્રી છે અને તે ગંગા હોવી જોઇએ એમ અત્યારે કમનશીબે વેણી માનતી હતી. અંધારામાં ભીત પકડીને અંદર ગઇ. બંગલાના જે ભાગમાં તે ચાલતી હતી તે ભીંત ઉપર લુણો આવ્યો હતો અને જમીન ઉપર પણ પુષ્કળ ધુળ હતી. આસપાસ સઘળે અંધારૂં હતું. ગંગા તરફની તેની માયાને લીધે તે બંગલાના અંદરના ભાગમાં ચાલી જતી હતી. બંગલામાં થોડે દુર ગયા પછી તે બોલી–"ગંગા, દીવો બીવો કર્યો છે કે નહી ? અંધારામાં શું કરે છે ?"

પાછો આગળ સાફક ધીરેથી અવાજ આવ્યો. "શું કરૂં વેણી ? અમારા દુઃખનો પાર નથી. મારાથી બીછાના ઉપરથી ઉઠાતું નથી. મારી મા આવશે ત્યારે દીવો કરશે."

વેણીનું કુમળું અંતઃકરણ વધારે પીગળ્યું. પોતાની બહેનપણી આટલા દિવસ થયા માંદી હોવા છતાં પોતે ખબર લેવા ન આવી તે માટે દીલગીર થવા લાગી. ગંગાને પોતાથી

બનતી મદદ કરવાની ઇચ્છા સહીત તે બંગલાના અંદરના ભાગમાં આગળ ગઇ, અને અંધારામાં વધુ પુછ્યું–"ગંગા, તું ક્યાં છે ?"

"અહિંયાંજી."

આટલા શબ્દ મોટેથી બોલી કોઇએ તેની પાછલું બારણું બંધ કરી દીધું. વેણી ભયથી ગભરાઇ. મોટેથી ચીસો પાડી રડવા લાગી. કોઇ દોડો, કોઇ દોડો એમ મોટેથી બુમ પાડવા લાગી. કોઇએ તેને છોડવી નહિ. ઉલટું કોઇ વિચીત્ર રીતે હસતું હતું એમ લાગતું હતું. વેણીના રૂદનની કોઇપણ અસર થઇ નહિ. મને કોઇ છોડવો, મને કોઇ છોડવો એમ મોટેથી ઘણી બુમો મારી પણ કોઇએ તેની બુમ સાંભળી નહિ અને કોઇએ બારણું ઉઘાડ્યું નહિ ત્યારે બીજો કોઇ રસ્તો બહાર નિકળવાનો છે કે નહિ તેની શોધખોળ કરવા લાગી, પણ આ અંધારા ઓરડામાં એક પણ છુટકારાનો રસ્તો જણાયો નહિ. બારણું જે બંધ કરવામાં આવ્યું હતું તે ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પણ જરા પણ બારણું હાલ્યું નહિ. આ વખતે તેના મનમાં કેવી લાગણી થતી હશે તેનો વિચાર વાચકોએ કલ્પનાથી જાણી લેવો. ભયંકર અંધારૂ, વિલક્ષણ વાસ, અને પુષ્કળ ધુળવાળા આ મકાનમાં પોતે પોતાને હાથે ફસાઇ પડી તે માટે તેને પશ્ચાતાપ થવા લાગ્યો અને હવે આ ખોલીમાંથી પોતાની આબરૂ સહિત બહાર પડવાનો

રસ્તો નથી એમ લાગતાંજ પોતાનું માથું જમીન સાથે પરમાત્માને યાદ કરી અફાળ્યું. અને બેશુદ્ધ થઇ જમીન ઉપર પડી.

* * *

હંમેશા દિવા વખત પહેલાં વેણી ઘેર પાછી ફરતી હતી અને આજે સાત થયા, આઠ થયા પણ વેણી ઘેર નહિ આવવાથી તેની માતાને ફીકર થવા લાગી. વેણીનો નાનો ભાઇ શ્રીપાદ "મોટી બહેન, બહેન" કહી રડવા લાગ્યો. નવ, દશ વાગ્યા પણ વેણીનો પત્તો નહિ લાગવાથી તેની માતા ઘણા વિચારમાં પડી ગઇ. વેણી કેમ આવી નહિ તેની મીમાંસા તેનાથી બરાબર થઇ શકતી નહોતી. શ્રીપાદ વારંવાર પુછતો હતો તેને ગમે તેમ સમજાવતી હતી. નાના પ્રકારની કલ્પનાથી વેણીની માતાનું મસ્તક ભરાઇ ગયું હતું. વચ્ચે વચ્ચે તેના મનમાં એવો વિચાર આવતો હતો કે વેણી ગોવીંદરાવને ઘેર ગઇ હશે અને રાત ઘણી જવાથી તેઓએ તેને ઘેર આવવા દીધી નહિ હોય. વેણી આ પ્રમાણે ગોવીંદરાવને ઘેર કેટલીક વખત રહી હતી પણ આ વખતે તેના મનને આ વિચારથી સંતોષ થતો નહોતો. શ્રીપાદને ગમે તેમ સમજાવી તેણે સુવાડયો પણ તે બિચારીને આખી રાત ઉંઘ આવી નહિ. તે ભયંકર રાત્રી વેણીની માતા ઇંદિરાને એક યુગ જેટલી લાંબી જણાઇ. તે દુઃખમય રાત્રી પુરી થઇ અને સવાર પડી. વેણી હમણા ઘેર આવશે એમ તેની માતાને લાગ્યું. તે વેણીની રાહ જોતી ઘરના બારણા આગળ બેઠી. આઠ વાગ્યા પણ વેણી આવી નહિ. હવે ઇંદિરાના મનને વિલક્ષણ ધ્રાસ્કો પડયો. તે પોતે થોડાજ

મહીના ઉપર વિધવા થયેલી હોવાથી ઘરની બહાર પગ મુકી શકતી નહોતી તેથી ગોવીંદરાવને ઘેર તપાસ કરવા શ્રીપાદને મોકલ્યો. ત્યાંથી નકારનો જવાબ આવ્યો. એટલે તેની નિરાશાનું પુછવું શું ? કૃષ્ણુરાવ પોતે દોડી આવ્યો અને પોતે તપાસ કરવા કેટલાક માણસ મોકલ્યા અને ઇંદીરાને સાંત્વન કરી પોતે પાછો ઘેર ગયો.

એક દિવસ ગયા, બે દિવસ ગયા, પણ વેણીનો કોઇ પત્તો લાગ્યો નહિ. આખા ગામમાં આ ખબર ફેલાઇ ગઇ. આવી વાતો ફેલાવાથી ગામના લોકોને એક પ્રકારની મોઝ લાગતી હતી. વેણી ગુમ થઇ એ ખબર નાના નાના છોકરાથી મોટા સુધીમાં ફેલાતા વાર લાગી નહિ. ગામના નવરાં ડોબા-ઓને એક ચર્ચાનો વિષય મળ્યો. જેને જેમ ફાવ્યું તેમ કલ્પના કરવા માંડી. કોઇ કહે કે કોઇનો હાથ પકડી નાશી ગઇ, કોઇ કહે કે ગોવીંદરાવે પોતાના ઘરમાં સંતાડી છે, કોઇ કહેકે ઇંદીરાબાઇએ પોતેજ ઘરમાં સંતાડી મુકી ખોટી બુમ ઉઠાડી છે, કોઇ કહે કે કૃષ્ણુરાવે તેને મુંબઇ મોકલી આપી છે, કોઇ એમ પણ કહેવા લાગ્યું કે હવે પોતાના લગ્ન થઇ શકે તેમ નથી એમ માની તે બિચારીએ દરીયામાં પડી આપઘાત કર્યો હોવો જોઇએ. આ પ્રમાણે અનેક વાતો આખા અવન્તીપુરમાં ફેલાઇ રહી હતી. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં નિંદા કરવાની વધુ શક્તિ હોય છે. અવન્તીપુર ગામ નહાનું હતું તોપણ આવા નિંદાખોર ચોટલાઓનો ત્યાં તોટો નહોતો વેણી ગુમ થઇ છે એટલીજ ખબર આ નિંદાખોર સ્ત્રીઓના

કાનમાં પડતાંજ તેઓના મોઢામાંથી એક પછી એક તોપોના ધડાકા થવા લાગ્યા. ઇંદિરા એક સુધરેલા વિચારની સ્ત્રી ગણાતી હતી તેની આ મશ્કરી કરવાનો આ યોગ્ય વખત આવ્યો છે એમ લાગ્યું અને તેઓ સઘળીઓએ એક દિવસ એકઠા થઇ ઇંદિરા પાસે જવું એમ ઠરાવ્યું. વિશ્વનાથ જાગીરદારની સ્ત્રી રાધા-બાઇએ તેઓની આગેવાની લીધી. એક દિવસે બપોરે ગામની કેટલીક સ્ત્રીઓ એકઠી થઇ ઇંદિરાને ઘેર ગઇ, પોતાના કુટ-મ્બનો બ્રાહ્મણોએ બહિષ્કાર કર્યો ત્યારથી ગામની કોઇ સ્ત્રી પોતાને ત્યાં આવતી ન હોતી અને આજે એકદમ આ સઘળી સ્ત્રીઓ એકઠી થઇ આવી તેથી તેને નવાઇ લાગી. તે બિચારી એમજ માનવા લાગી કે પોતા ઉપર જે નવું સંકટ આવી પડ્યું છે તે માટે તેને દિલાસો દેવાને આ સ્ત્રીઓ આવી હશે. તે બિચારીએ આવેલી સ્ત્રીઓને આવકાર આપી બેસાડી અને પોતાના ગરીબને ઘેર સઘળી બાનુઓ આવી તે માટે તેઓનો ઉપકાર માન્યો. ઇંદિરાના આવા નમ્રતાપુર્વક વચનોની પણ આ સ્ત્રીઓ ઉપર અસર થઇ નહિ અને કેટલીક હસવા લાગી જ્યારે તેનો જવાબ કોઇએ આપ્યો નહિ.

ઇંદિરાને મળવા આવેલી સ્ત્રીઓની આગેવાની વિશ્વનાથ જાગીરદારની સ્ત્રી રાધાએ લીધેલી હતી. તેથી તેજ થોડો વખત રહી બોલી—"કેમ ઇંદિરા, જોયું કેની, વેણીએ કેવું નામ કાઢયું? જુવાન છોકરી કોણ જાણે કયાં ગઇ હશે? હાલની છોકરીઓ શું કરે અને શું નહિ કરે તે કહી શકાય નાહ?"

ઇંદિરા બિચારી કાંઇ બોલી નહિ. કાંઇપણ કારણ વગર આ સઘળી બાઇઓ આવી હતી તે ઉપરથી તેણે માની લીધું કે દુઃખ ઉપર ડામ દેવાને તેઓ આવેલી છે. આવે વખતે કાંઇ ન બોલતાં મુંગા બેસી રહેવું એ ઉત્તમ છે એમ ધારી તે કાંઇ બોલી નહિ. રાધાબાઇ બોલી રહી કે એક બીજી બોલી:–"બાઇ, આજ કાલની છોકરીઓ બહુ વિલક્ષણ હોય છે. મારી છોકરી પણ નિશાળે જતી હતી પણ વેણી નાશી ગયાની ખબર મળી ત્યારથી નિશાળે મોકલવી બંધ કરી છે."

એક ત્રીજી બોલી:–"મારો છોકરો કહેતો હતો કે દરરોજ આજના વેણી એકલી દરિયા તરફ ફરવા આવતી હતી અને મુંબઇમાં તો ખુદ મોજા ચાલી ફરતી હતી. એનુંજ આ પરિણામ, બીજું શું ?"

એટલે એક વધુ ડાહી હતી તે બોલી ઉઠી:– "છોકરીઓને નિશાળે જઇને શું કરવું છે ? ચુલા આગળ બેસી બે ભાખરી કરતા આવડી એટલે છોકરીનું શિક્ષણ પુરૂં થયું. પણ તે ન શીખવતાં તેને અંગ્રેજી શીખવવું. તેને ગાતા શીખવવું, તેને નાચતાં શીખવવું, તેને એવું એવું શીખવવું અને તેનું કાંઇ ફળ મળ્યું તો પશ્ચાતાપ કરતાં બેસવું, તે કરતાં તેને કાંઇ ન શીખવવાથી કાંઇ અટકી પડે છે કે ?"

જાગીરદાર વિશ્વનાથની સ્ત્રી પ્રત્યક્ષ કાળીકાનો અવતાર હતી. વિશ્વનાથ જાગીરદારના સઘળા ગુણો તેનામાં હતાં. સત્તા, માન, અભિમાન, આબરૂ, વીગેરે વ્યસનથી તે

વિવેક શુન્ય થઇ ગઇ હતી. પોતાના ભાઇ માધવરાવને વેણી આપવાને ના પાડવામાં આવી ત્યારથી તે તેણીના માબાપને ગાળો ભાંડતી હતી. આજે પણ લાગ હાથમાં આવ્યો હતો તે કાંઇ થોડો જવા દે તેવી હતી? તે જરાક ગુસ્સાનો આવેશ કરી છેલ્લી બોલનાર બાઇ તરફ ફરીને બોલી– "અરે રમાબાઇ, અમે વાજબી કહેતા હતા કે માધવરાવ સાથે તેના લગ્ન કરો પણ એ લોકોને તેવી બુધ્ધિ ક્યાંથી સુજે? નશીબમાં જે ભોગવવાનું હોય તે કાંઇ ભોગવ્યા વગર છુટકો છે? આટલાં વર્ષ છોકરી કુંવારી રહી તે કેમ? આજના વખતમાં દશ વર્ષની છોકરી થાય છે તો સઘળું સમજતી થાય છે? વેણીનો આમાં દોષ નથી. તેણે જે કર્યું તે બરાબર કર્યું."

એટલે વળી બીજી બોલી ઉઠી–અરે રાધાબાઇ, નશીબમાં વાંકુંચુંકુ લખ્યું હોય તે સારી બુધ્ધિ ક્યાંથી સુજે? તમારા માધવરાવ સાથે વેણીને આપી હોત તો સોનાં કરતા પીળું હતું? છોકરીના જન્મનું કલ્યાણ થયું હોત; પણ તેમ થાય કેમ? તેના નશીબમાં નહિ ત્યાં કોઇનો ઇલાજ શું?"

આવેલી સ્ત્રીઓના જીભયંત્રો એક સરખાં ચાલુ હતાં ઇંદિરા કોઇની સાથે પણ એક શબ્દ બોલી નહિ. તે બિચારી દુઃખમાં ડુબી ગઇ હતી તે મુંગે મોઢે આ સ્ત્રીઓના મહેણાં સાંભળી રહી. ઇંદિરાનો વેણી તરફ અત્યંત પ્રેમ હતો તેથી તેની થતી નિંદા તેનાથી સહન થતી નહોતી પણ આ વખતે

તે તદ્દન નિરૂપાય હતી તેથી ચુપચુપ બેસી રહી. વેણી એક દિવસ દ્રષ્ટીએ ન પડે તો તેને કોઈનું કંઈ થઈ જતું તો આજ ત્રણ ચાર દિવસથી વેણી દ્રષ્ટીએ પડી નહોતી. અને તેથી તે દુઃખમાં ડુબી ગઈ હતી. વેણીના વર્તનની તેને પુરેપુરી માહીતી હતી. તે કદીપણ આડે રસ્તે જશે નહિ એવી તેની ખાત્રી હતી. અત્યાર સુધી પોતાના છોકરાનું મન ગમે તેમ વાળી તે વખત કાઢતી હતી. પણ આ ચોટલા રાભાથી તેનું મન બહુ દલગીર થયું. આવેલી સ્ત્રીઓને ખંખેરી કાઢી પોતાના ઘરમાંથી ચાલી જવાનું કહેવાની તેનામાં હિમ્મત નહોતી. આવેલી સ્ત્રીઓ માહો માંહે મન ભાવતાં શબ્દોની લાહણી કરી પણ ઇંદિરાએ કોઈજ જવાબ ન આપ્યો ત્યારે ચાલતી થઈ. આવેલી સ્ત્રીઓમાંથી એકે પણ ઇંદિરાના મનને શાંતવન કરવા એક શબ્દ પણ સોગંદ ખાવા કહ્યો નહિ. હિંદુ સંસારમાં બીજાના દુઃખથી દુઃખી થનારા કરતાં દુઃખ ઉપર ડામ દેનારા પુષ્કળ હોય છે. આ બુદ્ધિ જ્યાંસુધી હિંદુઓમાં ચાલુ છે ત્યાંસુધી હિંદુ સમાજ આગળ વધી ન શકે તો તેમાં નવાઈ નથી.

# પ્રકરણ સાતમું.

---

## પુષ્પ.

---

રાત ઘણીજ ગઇ હતી. લગભગ અગીયાર વાગવાનો વખત થયો હતો, જાગીરદાર સાહેબના ઘરમાં સઘળાઓ ઉંઘને સ્વાધિન થયા હતા. પરંતુ માળ ઉપરની એક ખોલી-માં દિવો બળતો હતો અને એક મોટા પલંગ ઉપર એક તરૂણ સ્ત્રી અને પુરૂષ બે કોઇ વાત કરતાં બેઠા હતા. આટલી રાતે ત્યાં શું થાય છે તે જોઇએ.

જાગીરદાર સાહેબનો ગણપતરાવ નામનો એકનો એક પુત્ર હતો તેજ પલંગ ઉપર બેઠેલો તરૂણ પુરૂષ હતો. તેની પાસે બેઠેલી તેની સ્ત્રી યમુના હતી. તે પોતાના પતિથી થોડેક દુર વિનયથી બેઠેલી હતી. યમુના નિર્મળ અંતઃકરણની સ્ત્રી અને તેના જેવી સુંદર, સુશિક્ષિત, અને સુચરિત્ર સ્ત્રી આર્ય મહિલા મંડળમાં ભાગ્યેજ મળી આવે છે; તે જાગીરદા-રના ઘરમાં ગૃહલક્ષ્મી તરીકે ગણાતી હતી. તેનો પતિ ગણપતરાવ અત્યંત કુવર્તની, મુર્ખ, બેગુમાન હતો, તેની પ્રત્યેક કૃતી નિચ અને નિંદ્ય હતી. પણ તે

પણ મોટો પુત્ર હોવાથી તેની સામે કોઇ શબ્દ કાઢવાને હિમ્મત કરી શકતું નહોતું. ઉલટું સઘળાઓ તેને છોટારાવસાહેબ, છોટારાવસાહેબ કહી તેના વખાણ કરતું હતું. રાવસાહેબ દુર દષ્ટિ શુન્ય હતા અને તેમનું જ્ઞાન એક કોડીનું પણ નહોતું. સત્યતા, પાવત્રતા. નીતિ, એ શું છે તે આ રાવસાહેબને બીલકુલ ખબર નહોતી. તે છતાં રાવસાહેબ પોતાના નિંદ્ય આચરણથી હલકા લોકોમાં પ્રીતી પાત્ર થઇ પડયા હતા.

ગણપતરાવ કાંઇ ભણે એવા હેતુથી તેને જાગીરદારે અભ્યાસ કરવા માટે કેટલોક વખત મુંબઇ મોકલી આપ્યો હતો. મુંબઇમાં વિદ્યા સંપાદન કરવાને બદલે તેણે નિશાળી વિદ્યા સંપાદન કરી. લહેર આવે તે દિવસે શાળામાં જવું, અને બાકી ભટકયા કરવું અને હલકા છોકરાઓની સોબત માંડી હતી. આ છોકરાઓ ગણપતરાવના જેવાજ ઘરના સુખી હતા. આ છોકરાઓએ મુંબઇમાં એક કલબ સ્થાપી હતી અને ગણપતરાવ તેનો સભાસદ હતો. દિવસોના દિવસ સ્કુલમાં ન જાય પણ કલબમાં એક દિવસ ગયા વગર ચાલે નહિ. હમેશા મોજમજાહ કરવી એજ ગણપતરાવનો મુંબઇમાં ધંધો હતો. નાટકો જોવા, સરકસમાં જવું અને કાંઇ ન મળે તો ગાયન પાર્ટીમાં ઉતરી પડતો હતો. મુંબઇ આવતાં પહેલાંજ બીડી પીવાનું વ્યસન તેને હતું. પણ મુંબઇ આવ્યા પછી બીડી જેવી દેશી જંગલી વસ્તુ છોડી દઇ ચીરૂટ પીવા માંડી. પછી થોડી વખતે જરા બાટલી

આસક્ત થયો. પહેલાં તો દવા તરીકે થોડો થોડો લેતો હતો પણ સુરાબાઈનું રહસ્ય બરાબર જાણ્યા પછી તો દરરોજ એક એક બાટલીનું માથું ભાંગવા માંડ્યું. તેમજ તેના પોશાકમાં પણ ફેરફાર થઈ ગયો હતો.

માથા ઉપર સેંથો પાડી ગુચ્છા રાખવામાં આવ્યા હતા અને તેમાં પેરીસ અને બીજા દેશોમાં બનેલું ઉત્તમ તેલ નાખવા માંડ્યું હતું. મુંબઈ આવ્યા પછી થોડા વખતમાં ભારે અભ્યાસથી આંખ બગડી આવવાથી સોનાની ફ્રેમના ચશ્મા પણ ચઢાવવા માંડ્યા હતા. બુટ, લાકડી, છત્રી વીગેરે જુદી જુદી જાતના લાવી મુક્યા હતા કે જેથી દરરોજ નવીન ગ્રહણ કરાય. ખીસ્સામાં સુંદર ઘડીયાળ રાખવા માંડ્યું હતું, અને હાથમાં હીરાની વીંટી ઝળકતી રહેતી હતી. ચાર પાંચ વરસ મુંબઈમાં મોજ માર્યા પછી હવે વધુ અભ્યાસ કરવાની જરૂર નથી એમ વડીલને જણાવી ગણપતરાવ પાછો અવન્તીપુર આવ્યો હતો. ગણપતરાવનો ઈંગ્રેજી અભ્યાસ ઘણો થોડો હતો તોપણ પોતે જાણે મુંબઈમાં ઈંગ્રેજી ભાષા એટલી સરસ શીખી લીધી હતી કે પોતાના ગામડામાં જેની તેની આગળ બડાસ લગાવતો અને પોતાના નોકર ચાકરોને અંગ્રેજીમાં ગાળો ભાંડતો હતો. કેટલીક વખત તો મબાપને પણ ઈંગ્રેજીમાં પ્રસાદી ચખાડતો હતો; પણ ભોળા માબાપને તેથી ગુસ્સો ન ઉપજતા પોતાનો છોકરો ઈંગ્રેજી ભાષા કેટલીક સરસ ભણેલો છે એમ માની લેતા. ગણપતરાવ ઘણે ખરે સાહેબની જેમ વર્તતો હતો. નોકર લોકોને ચાબુકથી

ફટકાવવામાં તેને મોજ આવતી હતી. ગામના લુચ્ચા લોકો ગણપતરાવની ખુશામત કરી તેને ચણાના ઝાડ ઉપર ચઢાવતા હતા અને બીજાઓને પોતાના છોકરાના વખાણ કરે છે તે જોઇને જાગીરદાર વિશ્વનાથ અને તેની પત્ની રાધાબાઇ આનંદમાં ઉભરાઇ જતાં હતાં.

ગણપતરાવની પત્ની યમુના પોતાના પતિથી તદન ઉલટી હતી. તેનો બાપ જો કે ગરીબ હતો; પણ તેણે પોતાની છોકરીને સારૂં શિક્ષણ આપી લખતાં વાંચતા શીખવી હતી. તેની માત એ તેને ગૃહસંસારીક કેળવણી આપી હતી. તે બિચારીના પિતાની ઇચ્છા પોતાની છોકરી કોઇ સારે ઠેકાણે પડે, તેને કેળવાએલો પતિ મળે તેવી હતી; પણ જાગીરદાર સાહેબે પોતાના લાગવગથી ગણપતરાવ અને યમુનાનું જોડું બાંધ્યું હતું. વિશ્વનાથ જાગીરદાર પાસે સારો પૈસો હતો અને ત્યાં નાના ગામમાં એક રાજાની જેટલી તે સત્તા ભોગવતો હતો. ગાડી, ઘોડા, નોકર ચાકર સઘળું જાગીરદારને ત્યાં હતું એટલે યમુનાને તે બાબદમાં કાંઇ કમીપણું નહોતું. પણ હંમેશા સ્ત્રીઓનો ખરો વૈભવ નિરાળો હોવાથી આ વૈભવ યમુનાને ત્રાસ આપતો હતો. સ્ત્રીઓનું ખરૂં દૈવત, મુખ્ય વૈભવ, મુખ્ય અલંકાર, અને મુખ્ય વસ્ત્ર—પતિ; તે બાબદમાં યમુના ખરેખર દુઃખી હતી. એટલુંજ નહિ પણ સાસુ સસરા તરફથી કાંઇ સુખ હોય તેમ પણ નહોતું. સાસુ સસરાને મનને તો છોકરાની વહુ એટલે બજારમાંથી વેચાતી આણેલી વસ્તુની જેમ લાગતું હતું. યમુનાને જો કે સાટલે

મુર્ખ, આટલો દુર્વ્યસની, અને કુનીતિસંપન્ન પતિ મળ્યો હતો તોપણ તે પોતાનો દેવ છે, અને પોતાનું સર્વસ્વ તે પતિ છે એમ સમજી તે સાધવી તેની સેવામાં લીન રહેતી હતી. પોતાથી બનતી પતિની અને સાસુ સસરાની સેવા કરતી હતી. પતિને માટે હંમેશા કાળજી રાખતી હતી. તે છતાં તેની દરકાર તેના પતિને નહોતી. તે તો એમજ સમજતો હતો કે પોતાની સ્ત્રી મનુષ્ય નથી; પણ પશુ છે. તેની આંખમાં તે કાંટા પ્રમાણે ખુંચતી હતી. તેને જોતાંજ તેનું શરીર ગરમ થઇ આવતું હતું. જાણે કે પુર્વજન્મના આ બન્ને વેરી તો નહિ હોય ? જ્યારે જ્યારે ગણુપતરાવ અને યમુના એકઠાં થતાં ત્યારે તે બિચારીને પોતાના પતિ તરફથી ગાળોનો વરસાદ યાતો લાતોના પ્રહારની પ્રસાદી મળતી હતી. પતિ તરફથી હંમેશાં તેને ત્રાસ ભોગવવો પડતો હતો, તે છતાં પણ પતિ પોતાની પાસે આવે અને દર્શનસુખનો લાભ આપે એવું તે સાધ્વી ઇચ્છતી હતી. યમુનાને કાંઇપણ વસ્તુની ન્યુનતા નહોતી. અન્ન, વસ્ત્ર, અલંકાર, દાસદાસી વીગેરે સઘળું જે જોઇએ તે હતું; પરંતુ મુખ્ય મહત્વની સ્ત્રીસંપત્તિ જે પતિપ્રીતિ તેનોજ સર્વાંશે અભાવ હતો. આ મર્મ વેદનાને લીધે યમુના રાત દિવસ મનમાં બળતી હતી. બીજા આગળ પોતાનું દુઃખ રડવાની પણ તેનામાં હિમ્મત નહોતી. સાસુ સસરા આગળ પોતાનું દુઃખ રડે તો ત્યાં પણ દાદ લાગે તેવું નહોતું. જાગીરદાર સાહેબનો રોફ એવો હતો કે, કોઇ તેની સનમુખ બોલવાની હિમ્મત કરતું નહોતું. કોઇ હિમ્મત કરી તેની આગળ તેમના પુત્ર માટે

ફરીઆદ કરતું તો તેઓ કહેતા કે હજુ નાદાન છે. ધીમે ધીમે અક્કલ આવશે." જાગીરદાર સાહેબના આવા બોલવાથી કોઇ કાંઇ બોલતું નહોતું. તે બિચારી પોતાના નશીબનો વાંક કાઢી એક એક દિવસ જેમ તેમ પસાર કરતી હતી.

યમુના યોવનસંપન્ન હોવા ઉપરાંત ઘણી રૂપવતી હતી. તેને થોડાજ વખત ઉપર સોળસું વર્ષ પુરૂં થઇ સત્તરમુ બેઠું હતું. તેનું વર્ણ ગોરૂં હતું અને તે મધ્યમ બાંધાની હતી. તેના નેત્ર પાણીદાર અને સુંદર હતાં. તેનો ચહેરો મોહક અને અત્યંત રમણીય હતો. વિધાતાએ તેનામાં કાંઇ પણ ઉણાપણું રાખ્યું નહોતું. ગણુપતરાવ સિવાય બીજાને જો યમુના જેવું રત્ન પ્રાપ્ત થયું હોત તો તે પોતાને ઘણો ભાગ્યશાળી સમજતે; પણ ગણુરાતરાવને અમુલ્ય લાભ મળવા છતાં તેની કાંઇપણ કિમ્મત નહોતી.

પરમાત્માએ ગણુપતરાવ અને યમુનાનો જે યોગ કર્યો હતો તે એક કાગડો દહીંથરૂં લઇ જવા જેવો બનાવ હતો પણ આ બાબદ ઇશ્વરને શું દોષ દેવો ? આવા બનાવો હિંદુ સંસારમાં કાંઇ થોડા બનતા નથી !! જાગીરદારના આખા ઘર માંથી યમુના સાથે હેતથી કોઇ વાત કરતું નહોતું. દરેક માણસ તેનું અપમાન કરતું હતું. યમુનાનું અપ્રતિમ સૌંદર્ય પવિત્ર સરળતા, સ્વભાવિક વિનય, પતિ તરફ વિલક્ષણ નિષ્ટા એ સઘળાનો લાભ લેવાનું ગણુપતરાવના નશીબમાં નહોતું. આકાશમાં ચમકનારી ચંદ્રિકા કાળા વાદળમાં દબાઇ જાય

મનને પણ વિશ્રામો મળશે. મને તો એમજ લાગે છે કે કાંઈ રસ્તો ભુલીનેજ આવ્યા છો અને તેથી જવાની વાત કાઢો છો. આ અભાગિનીનું સઘળું આયુષ્ય શું આવી રીતે કષ્ટમાં જશે ? હું આપની લગનની સ્ત્રી છું તે તમારા ધ્યાનમાં ઉતરતું નથી. મારી સેવા નહિ સ્વીકારવી એવો મેં શું આપનો અપરાધ કર્યો છે ?"

કોમળ અંતઃકરણની યમુના આટલા શબ્દો ઘણા કષ્ટથી ઘણું ધૈર્ય રાખી બોલી. પોતાના પતિનો સ્વભાવ તેને પૂર્ણ રીતે માહીત હતો પણ અંતઃકરણમાં દુઃખના જે મોજા ઉછળતા હતા તે કેટલા દિવસ તે દાબી રાખે ? તેણે આજ પોતાના મનમાં નિશ્ચય કરી પોતાના અંતઃકરણમાં સળગેલી આગ પતીને જણાવી પણ તે પાષાણ હૃદયના પતિના મન ઉપર તેની કાંઈ અસર થઈ નહિ. ઉલટો દમામદાર રીતે બોલ્યો—"હું તારૂં રૂદન સાંભળવાને અહીં આવ્યો નથી. હું આવ્યો એટલે તું આમ રડવા કેમ બેસે છે ?"

તે કોમળાંગીનું હૃદય અધિક ચીરાયું અને તે નમ્રપણે બોલી—'શું મને સુખ છે તે છતાં હું રડું છું ? આપજ મને રડાવો છો અને વળી ઉપરથી પુછો છો કે હું રડું છું શું કામ ? આ પ્રશ્નનો હું શું ઉત્તર આપું ?"

ગણપતરાવે તિરસ્કારથી જણાવ્યું:—"તારૂં કહેવું તો એમજ જણાય છે કે હું આ ખોલીમાં આઠે પહોર તારો દાસ થઈને બેસી રહું પણ તેમ વર્તવાથી લોકો મને

બાયલો કહે તેનું શું ? આજ સુધીમાં નીતિ શાસ્ત્રના પુષ્કળ ગ્રંથો મેં વાંચ્યા છે પણ તેમાં પુરૂષોએ હંમેશા સ્ત્રીના સહવાસમાં વખત કાઢવો એમ લખેલું કોઇ ઠેકાણે મને મળ્યું નથી."

આ અપૂર્વ શાસ્ત્રાધાર સાંભળી યમુનાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે પોતાના લુગડાના છેડાથી પોતાની આંખ લુછતી લુછતી બોલી—"શાસ્ત્ર એમજ હોય તો સ્ત્રીઓનું નશીબ ! પણ તમારા તે નીતિ શાસ્ત્રમાં સ્ત્રીઓએ હંમેશા કષ્ટમાં રીબાઇ રીબાઇને મરવું, પોતાના પતિના દર્શન કરવાની અપેક્ષા ન રાખવી, તેની સેવા કરવાની ઇચ્છા ન રાખવી એવું કાંઇ લખેલું છે કે નહિ ?

ગણપતરાવ આ ઉત્તરથી ચીડવાયો અને ગુસ્સામાં બોલ્યો—"તારૂં નશીબં ? તેમાં શાસ્ત્ર શું કરે અને હું શું કરૂં ? તારા નશીબમાં રડવાનું લખેલું છે."

યમુના આંખમાં આંસુ લાવી બોલી—"આ રડવા માટે નશીબ શિવાય બીજું કાંઇ કારણ નથી કેની ? "

આ સાંભળી ગણપતરાવ વધુ ગુસ્સે થયો અને બોલ્યો—"એઅકલી, મુર્ખ, તને અહિંયા શું દુઃખ છે ? વાસ્તવીક તને અમારે વધારે ત્રાસ આપવો જોઇએ; તે અમે આપતા નથી. તે માટે તારે અમારો ઉપકાર માનવો જોઇએ, તારા બાપને ઘેર તને જે સુખ હતું તેના કરતાં તો અમારા ઘરમાં તું વધુ સુખી છે. તારા ભીખારી બાપને ઘેર તને પેટ ભરીને

ખાવાનું પણ મળતું નહોતું. ઘરમાં આવરણી ફરતી હતી અને તાવડી નાના કરતી હતી. આવી તારા બાપના ઘરની સ્થિતિ હતી. તારૂં નશીબ જબરૂં કે તને આ ઘર મળ્યું. તેમ તારા બાપની ગરીબાઇ જાણીને તો અમે લીધી. અહિંયા સારૂં સારૂં ખાવાનું મળે છે, ઉંચાં પહેરવાને વસ્ત્રો મળે છે અને પહેરવાને દાગીના મળે છે અને દરેક રીતે સુખમાં છે ત્યારેજ આ બડબડાટ શરૂ થાય છે. કોઇ દિવસ તારો ચહેરો હસતો જોવામાં આવતો નથી. જ્યારે જોઇએ ત્યારે રડતી ને રડતી. સુખ માણસના નશીબમાં હંમેશ દુઃખજ હોય છે! તેને સુખ ક્યાંથી મળે? બાપને ઘેર જાર બાજરી ખાઇને દિવસ ગુજારતી હતી તે આટલામાં ભુલી ગઇ કે?"

યમુના આ વાગ્બાણથી ઘણી વિહ્વળ થઇ. પોતાની સાથે પોતાના બાપને પણ ગાળો ભાંડવામાં આવી તેથી તેને ઘણું માઠું લાગ્યું. તેના ડોળામાંથી અશ્રુની ધારા વહેવા લાગી બિચારીનું હૃદય ભરાઇ આવ્યું, પરંતુ તે રાક્ષસની બીકને લીધે તે મોટેથી રડી શકી નહિ. તેની આવી શોકમય સ્થિતિ જોઇ કોઇને પણ દયા આવી હોત પણ તે ચાંડાળ ઉલટો ગુસ્સે થયો અને લાલ ડોળા કરી બોલ્યો—"રડ, રડ, એમજ રડતી બેસ. હું અહિંયા આવ્યો કે તને રડવાનો ઉમળકો આવે છે. હું અહિંયા આવું નહિ એવી તારી ઇચ્છા છે! લે, હું આ ચાલ્યો!"

આ પ્રમાણે બોલી પોતાના બુટ ચમચમ વગાડતો ગણપતરાવ ચાલતા થવા માંડ્યું. બિચારી યમુના શું કરે? તે નિરૂપાય થઇ ધીમે ધીમે રડતી બેઠી.

ગણુપતરાવને જવા ન દેવો એવી તેની ઇચ્છા હતી પણ તેને અટકાવવાનું તેનામાં ધૈર્ય નહોતું. "પોતાનું ફુટેલું નશીબ" એમ કહી તે પોતાના નશીબને દોષ દેતી વિચાર કરતી બેઠી. ગણુપતરાવની ઇચ્છા પણ જવાની ન હોતી. પોતે જવાનો ઢોંગ કરશે એટલે યમુના તેને નહિ જવા કાલાવાલા કરશે અને પોતાના મનમાં જે ઇચ્છા હતી તે પાર પડશે એમ તે ધારતો હતો પણ તેને અટકાવવાનું ધૈર્ય યમુનામાં નહોતું. થોડી મીનીટ ગઇ કે તે પાછો બુટ ચમચમ કરતો તે ઓરડીમાં આવ્યો. યમુના પોતાના લુગડાનો છેડો આંખે લગાડી રડતી હતી—પોતાના પતિને ફરી આવેલો જોતાં તે વધુ થરથર કાંપવા લાગી. ગણુપતરાવ તે બિચારીના શરીર ઉપર ધસી જઇ મોટેથી બોલ્યો—અરે ચંડાળણી, આજે આમ રડવા બેસવાને તને થયું છે શું ? જયારે જયારે હું આવું છું ત્યારે ગધેડાની જેમ રડતી બેસે છે. હું શા માટે આવું છું તેની તને દરકારજ નથી."

યમુના ડરતા ડરતા બોલી:—"તમે શા માટે આવો છો તે કહ્યા સિવાય મને શું ખબર પડે ? તમે કાંઇ કહો અને આ દાસી સાંભળે નહિ એમ કાંઇ બને કે ? તમે જે કાંઇ આજ્ઞા કરો તે માથે ચઢાવવાને હું તૈયાર છું."

ગણુપતરાવ પોતાની મુછના આંકડા વાળતા બોલ્યો:— "તું મારા કહ્યાસર ચાલે તેવી છે એ વિષે તો મારી પુરી ખાત્રી થઇ ચુકી છે ! હું ત્રણ દિવસથી તારી પાસે એક દાગીનો માંગું છું તો તું ઉત્તર બહાના કાઢે છે !"

યમુના મોટા ગુંચવાડામાં પડી. તેની પાસે જે દાગીના હતા તેના ઉપર તેના પતિની સત્તા નહોતી. તે દાગીના ઉપર તો ખરી સત્તા તેના સાસુ સસરાની હતી. સાસુ સસરાનો સ્વભાવ તે પુરતી રીતે જાણતી હતી. તેમની પરવાનગી વગર દાગીના આપવાની તેની હિમ્મત ચાલતી નહોતી. આ તરફ જો દાગીનો નથી આપતી તો તેનો પતિ તેને ગમે તેમ હેરાન કરશે એ વિષે પણ તેને દહેશત હતી. વળી તે દાગીનાનું શું થશે તે પણ તે જાણતી હતી. આ રાક્ષસને શું જવાબ આપવો તે તેને સમજ પડતી નહોતી. તે મહા મહેનતે અસ્પષ્ટપણે બોલી–"મેં દાગીનો આપવાની ક્યારે ના કહી? મેં તો એટલુંજ કહ્યું હતું કે સસરાજી અથવા સાસુજીને કહો અને જોઇએ તે દાગીનો લઇ જાઓ. તેઓની રજા વગર આપું તો તેઓ મને શું કહે?"

યમુનાના આ યોગ્ય જવાબથી ગણપતરાવ સંતાપથી લાલચોલ થઇ ગયો, તે દિવસે છાંટોપાણી લીધેલો હોવાથી તેનો ગુસ્સો એકદમ વધી જતા વાર લાગી નહિ. તે બિચારીની પીઠ ઉપર જોરથી મુક્કો મારી બોલ્યો–"અરે અવદશા, તે દાગીના પર મારી કાંઇ સત્તાજ તને લાગતી નથી? લાવ તારી પેટીની કુંચી? ક્યાં છે તે?"

બિચારી યમુના કાંઇપણ બોલી નહિ. તેણે મુંગામુંગા પોતાની પેટીની કુંચી ગણપતરાવના પગ આગળ મુકી. તેને પીઠ ઉપર જે મુક્કી પડી હતી તેથી થતી વેદનાથી તે જમીન

ઉપર બેસી ગઇ. તેનો જીવ ગભરાવા લાગ્યો હતો. ગણપતરાવ કુંચી ઉંચકતા હસતા હસતા બોલ્યો:—"મુકકા વગર સુદો મળે નહિ. ચૌદમાં રતનનો પ્રભાવજ વિલક્ષણુજ છે. હવે તું તારે સ્વસ્થપણે રહતી બેસ."

આ પ્રમાણે બોલી તે ખોલીમાં પડેલી એક લાકડાની પેટી ઉઘાડવાને પ્રયત્ન કરવા લાગ્યો. ઝાડની જેમ કુંચીના ઝુમખામાંથી એક કુંચી કળમાં નાખી જોરથી ઉઘાડવા જતાં અંદરની કળ ભાંગી નાંખી. તે કુંચી કાઢી બીજી કુચી નાખી પણ પેટી ઉઘડી નહિ. બે ચાર કુંચી નાખી પેટી ઉઘાડવાને કરેલો પ્રયત્ન ફળીભુત ન થયો એટલે તે વધારે ગુસ્સે થયો. તેણે તો એમજ માન્યું કે યમુનાએ કુંચીનો ખરો ઝુમખો નહિ આપતાં ખોટોજ ઝુમખો આપ્યો. આ વિચાર તેના મનમાં આવતાં તેના ગુસ્સાનો પાર રહયો નહિ. તરતજ ત્રણ ચાર તમાચા યમુનાના કોમળ ગાલ ઉપર લગાવી કાઢયા.

"નીચ, કુલટા, આ દાગીના તારા ભીખારી બાપને આપવાની તારી ઇચ્છા છે કે? પણ તારા બાપના નશીબમાં તો સદાની ભીખજ લખેલી છે. તું શા માટે તેને માટે આટલી ખટપટ કરે છે? મુંગી, મુંગી કુંચી આપી દે નહિ તો હજુ ચામડી નરમ કરવી પડશે."

યમુનાના કોમળ ગાળ ઉપર જોરથી બે ચાર તમાચા લગાવેલા હોવાથી તેના બન્ને ગાલ લાલચોળ થયા હતા. દાંતમાંથી પણ લોહી નીકળ્યું હતું. બીતાં બીતાં તેની છાતી

થરથર કાંપતી હતી. મહા મહેનતે બીતી બીતી તે બોલી:—"પેટીની કુંચી તો તે કડીયાંજ છે. તમે કુંચી બરાબર નહિ લગાડી હોય તેથી પેટી નાહ ઉઘડી હોય. કહો તો હું ઉઘાડી આપું."

ગણપતરાવે તરતજ યમુના તરફ કુંચી ફેંકી, અને પોતે હુશ હુશ કરતો પલંગ ઉપર જઇને બેઠો. યમુનાએ તે કુંચીઓ લઇ પેટી ઉઘાડવા માંડી પણ મુર્ખાએ કળ ભાંગી નાખેલી હોવાથી તે ઉઘડી નહિ. ઘણી ખટપટ કર્યા પછી નિરાશ થઇ તે બોલી—"પેટીની કળ તુટી ગઇ છે. કળવાલાને બોલાવ્યા વગર ઉઘડશે નહિ."

આ સાંભળી ગણપતરાવ તે બિચારીના શરીર ઉપર વાઘની જેમ ઉલટી પડયો અને તે બિચારીની કમરમાં બે ચાર લાતો મારી. તેનું માથું પાસેની ભીત સાથે અફળ્યું અને તે જમીન ઉપર બેશુધ્ધ થઇ પડી. તે બિચારી બેશુધ્ધ થઇને પડયા છતાં ગણપતરાવ તેને લાતો મારતો. અને પોતે કુંચીનો ઝુમખો લઇ પેટી ઉઘાડવા માંડી પણ પેટી ઘણી મજબુત હોવાથી તેનાથી ઉઘડી શકી નહિ. કેટલીક લાતો નિર્જીવ પેટીને પણ મારી, પણ તેથી તેના મનનું સમાધાન નહિ થવાથી બેશુધ્ધ પડેલી નીરપરાધી યમુનાને પણ પાછી કેટલીક લાતો લગાવી દીધી. મોઢેથી સરસ્વતી તો ભણવી ચાલુ રાખી હતી. આ સર્વાંગ સુંદર અબળાની શોકમય સ્થિતી જોતાં પથ્થરને પણ દયા આવી હોત! પણ આ રાક્ષસના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ નહિ. સુરાપાનના રંગમાં આ

સાધ્વીને તેણે રક્ત રંગી બનાવી. ગણપતરાવનું ચિત્ત બીજે ન હોત તો આજ રાત્રે તેણે તેને પુરી કરી નાખી હોત. બિચારી યમુના!! પથ્થરથી પુષ્પને જેમ છુંદવામાં આવે તેમ તેને છુંદવામાં આવી. પુષ્પ તે પુષ્પ! શાણા પુરૂષો તેને મસ્તક ઉપર ચઢાવે છે અને મુર્ખ પોતાના પગ નીચે કચડે છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### કાળીકા.

---

યમુનાની સ્થિતી ઘણીજ શોચનીય હતી. તેનો પતિ, તેના સાસુ સસરા, સઘળાંજ તેનો અગ્રાનુષ છળ કરતા હતા. ગરીબ બિચારી યમુના, તે સઘળો છળ મુંગા મુંગા સહન કરતી હતી. તેને ઇશ્વરે વાચા આપી હતી પણ તે વાચા ઉપર તેની સત્તા નહોતી. વેચાણ લીધેલી ગુલામ જેવી રીતે ધણીને સઘળી રીતે તાબેદાર રહે છે અથવા જુલમી રાજાની પ્રજાને મોઢું બંધ કરી મુક્કાનો માર સહન કરવો પડે છે તે પ્રમાણે યમુનાની સ્થિતી થઇ હતી. વિશ્વનાથ જાગીરદારના ઘરમાં આ ગ્રહલક્ષ્મીની યોગ્યતા એક મુંગા

જનાવર કરતા વધુ સમજવવામાં આવતી નહોતી. વિશે-ષમાં તેનો પતિ તો તેને લાત અને મુક્કાનો અવારનવાર માર મારતો હતો. તેનો આ પ્રમાણે છળ થવામાં તે બિચા-રીના દુરદૈવનોજ વાંક હતો.

ગણપતરાવનો પ્રેમપ્રવાહ એક રંગુ નામની ગોવા તરણી વેશ્યા તરફ હતો. રંગુ એજ તેની મુખ્ય આરાધ્ય દેવતા હતી. તેની સેવા સુશરૂષા શિવાય ગણપતરાવને બિજો ઉદ્યોગ નહોતો. યમુના કરતા રંગુ વધુ સુંદર હશે એમ જો વાંચનારનું ધારવું હોય તો ભુલભરેલું છે. યમુના જેટલી સ્વરૂપવાન હતી તેટલી રંગુ કુરૂપ હતી. યમુના જેટલી સુશિ-ક્ષિત તેટલી રંગુ અશિક્ષિત હતી. યમુના સુશીલ તેટલી રંગુ આશીલ, એક નીતીની મુર્તિ તો બીજી અનિતીની ખાણ, એક પવિત્રતાનો ભંડાર તો બીજી અપવિત્રતાનો સાગર, યમુના પુષ્પમય સ્વર્ગની દેવી હતી ત્યારે રંગુ પાપમય નર્કનો કીડો હતી. બંને વચ્ચે આ પ્રમાણે જમીન આસ્મા-નનો ફરક હતો તોપણ ગણપતરાવ રાતદિવસ રંગુની સ્વારીમાં હાજરી ભરતો હતો. જેના મોઢા ઉપર કોઇ થુંકે નહિ તેને ત્યાં આ પ્રમાણે તે ચોવીસ કલાક ધામા નાખતો હતો. તે જે માગે તે તેની સેવામાં હાજર કરતો હતો. ગણપતરાવને માંસ અને દારૂની જે ટેવ પડી હતી તે રંગુને ત્યાં મરજી માફક મળતા હતા, અને તેથી રંગુ તેને જીવ કે પ્રાણ સમાન લાગતી હતી. દારૂ તથા ખાવાપીવા પાછળ દરરોજ બેચાર રૂપીયા ખર્ચ લાગતો હતો. પૈસા કમાવાની

તેનામાં શકતી નહોતી પણ શ્રીમંત બાપનો છોકરો હતો તેથી અને પોતાનો બાપ એક ગ્રાજીએટ છે તેનો ધાક દાખવી તે બેચાર રૂપીયા ગમે તેમ મેળવતો હતો. તેના માબાપ તેના અનાચાર તરફ બીલકુલ લક્ષ આપતા નહોતા. કોઇ વિશ્વનાથ જાગીરદાર આગળ તેના છોકરા વીશે ફરીયાદ કરતું તો કહેતા કે "નાદાન છે, આગળ જતા બીલકુલ એની મેળે આવશે."

યમુના પોતાના અંબોડામાં એક સોનાનું ગુલાબનું ફુલ પહેરતી હતી. એક દિવસ રંગુની નજર તે ફુલ ઉપર પડી અને બીજે દિવસે તેણે મણુપતરાવને દમ માર્યો કે આજે રાતના એ ફુલ લીધા વગર આવ્યા તો મારો ઉમરો ચઢવા દઇશ નહિ. તરતજ મણુપતરાવે તે ફુલ મેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો, તે પ્રયત્નનું પરીણામ કેવું આવ્યું તે વાચકોએ છેલ્લા પ્રકરણમાં જોયું છે. યમુનાનો વારંવાર આવી રીતે છળ થતો હતો. તેને જે કષ્ટ ભોગવવું પડતું હતું તેમાંથી કોઇ તેનો છુટકો કરાવવાની બીલકુલ આશા નહોતી. તેની કરૂણા ઇશ્વરને નહોતી આવતી તો બીજાને તો ક્યાંથી આવે? સાસુ સસરા ઉપર તેનો મોટો ભરોસો હતો; પણ તેઓની વર્તણુંક તો તેના તરફ રાક્ષસ કરતા પણ ભયંકર હતી. સ્ત્રીઓને એક વખત સાસુપણું પ્રાપ્ત થતાં પોતે પણ વહુ હતી એ વિચાર ઘણી સ્ત્રીઓ ભુલી જાય છે. યમુ-

નાની સાસુ રાધાબાઇ જેમને તો સાસુપણું પ્રાપ્ત થયું એટલે બ્રહ્મપદ પ્રાપ્ત થયું એમ તે સમજતી હતી. ઘણીજ સ્ત્રિઓની એવી કલ્પના હોય છે કે પોતે જયારે વહુ હતી ત્યારે સાસુએ જેટલો ત્રાસ આપ્યો હતો તેના કરતા પોતાની વહુઓને વધુ ત્રાસ આપવો. પોતે સાસુ થતા પોતાની વહુને સુખ આપવાનો વિચાર ભાગ્યે એકજ સાસુને આવે છે. સમાજમાં રાધાબાઇ જેવી સાસુઓ ડગલેને પગલે મળી આવશે. આવી સ્ત્રિઓ સાસુ થતાં પોતાની વહુઓને પશુ સમાન ગણે છે. પશુની જેમ તેની પાસે કામ લે છે અને પશુની જેમ તેને ત્રાસ આપે છે. ઘણી સાસુઓ વહુઓ ઉપર જુલમ ગુજારતી હોવાથી સાસુ એ ભાષામાં ભયપ્રદ શબ્દ થઇ પડયો છે. હિંદુઓ તરફથી પશુઓ ઉપર જે ઘાતકીપણું ગુજારવામાં આવે છે તે અટકાવવા માટે દયાળુ લોકોએ પશુ કલેશ નિવારણી સભાઓ કાઢી છે. લાભશંકર લક્ષ્મીદાસ જેવા દયાવાન પુરૂષો પાડા અને બકરાના વધ સામે જાહેર પત્રોમાં જોરથી ટીકકા કરે છે પણ હિંદુ સમાજમાં ઘેર ઘેર સાસરીયા તરફથી વહુઓ ઉપર જે જુલમ ગુજરે છે તે અટકાવવાને કોઇ નથી મંડળી કાઢતું કે નથી કોઇ લેખક જાહેર છાપામાં લખતું. નથી જ્ઞાતિના આગેવાનો તે તરફ ધ્યાન આપતા કે નથી હિંદી સરકારના દયાળુ અમલદારોનું ધ્યાન ખેંચાતું. હિંદુ સંસારમાં વહુઓની સ્થિતિ પશુઓ કરતાં પણ હલકી જોવામાં આવે છે, તો કહો હિંદુઓની ચઢતી કેમ થાય ?

વાંચનાર, કલમ આડી ચાલી ગઇ પણ ટુંકમાં વાંદરાને હિરો મળ્યો તેને જેમ ઉપયોગી લાગતો નથી; જેમ તેની

તેને કિંમત માલમ પડતી નથી તેમ રાધાબાઇને યમુનાની કિમ્મત માલમ નહોતી. યમુનાને જોતાં રાધાબાઇને ગુસ્સો ઉપજતો હતો. સાસુએ વહુને ત્રાસ આપવાના જેટલા પ્રયોગ છે તે સઘળાની અમલ બજાવણી રાધાબાઇએ યમુના ઉપર કરી હતી તેટલુંજ નહી પણ કેટલાક પ્રયોગોની પુનરાવૃતી થઇ હતી. એક દિવસ યમુનાના હાથથી રાધાબાઇનો ચાહનો પ્યાલો પડી ગયો. તરતજ એક મહિના સુધી ચહા દુધ યમુનાને બંધ કરવામાં આવ્યા. એક દિવસ યમુનાની નણદે ચોખા વણ્યા તેમા કાંકરી રહી ગઇ હતી. યમુનાથી જમતાં જમતાં એટલુંજ બોલાઇ ગયું કે ભાતમાં કાંકરી રહી ગઇ છે તે ઉપરથી બે મણ ચોખા એકલીને હાથે વીણાવ્યા. આવી આવી અનેક પ્રકારની સજા તેને કરવામાં આવતી હતી. કેટલાકોને એમ લાગશે કે લેખકની કલમ ચાલે ત્યારે તે અતીશ્યોક્તી કરે છે પણ આ કલમ સોગંદ પુર્વક જણાવે છે કે યમુનાને તેની સાસુ તરફથી જે ત્રાસ આપવામાં આવતો હતો તેના કરતાં પણ વહુઓને વધુ ત્રાસ આપનારી સાસુઓ મેં જોઇ છે પણ અત્રે તો યમુનાને જે ત્રાસ ભોગવવો પડતો હતો તેનું જ વર્ણન કર્યું છે.

ગુલામગીરી જેટલી કઠણ, પર–સેવા જેટલી મુશ્કેલ, અને પશુતા જેટલી શોચનીય તેના કરતાં પણ હીંદુ સંસારમાં વહુપણું વધુ કઠણ, મુશ્કેલ અને શોચનીય છે. અમારા સુધારકોના ઘરમાં પણ વહુઓને જે ત્રાસ ભોગવવો પડે છે તે ઓછો કરવાને તેઓ પણ

આંગળી ઉંચકતા નથી. એક બાબદ અમારે કબુલ રાખવી પડે છે કે સઘળીજ સાસુ રાધાબાઇ જેવી હોતી નથી તેમ સઘળીજ વહુઓ યમુના જેવી ગરીબ ગાય જેવી પણ હોતી નથી. પણ સેંકડે નવાણું સાસુઓ વહુઓને ત્રાસ આપે છે એમ હિંદુ સંસારનું બારીક અવલોકન કરનારા જણાવી શકે છે.

યમુનાને એકલી સાસુનો ત્રાસ હોત તો મોટી ફીકર જેવું નહોતું. પણ સસરા, પતિ અને મામાજી માધવરાવ સઘળા તરફથી સરખો ત્રાસ હતો. વૃદ્ધ પણે તરૂણ પત્નીનો લાભ મળવાથી વિશ્વનાથ જાગીરદાર રાધાબાઇના હાથમાં એક રમકડાં જેવા હતા. રાધાબાઇ જેમ જેમ કળ ફેરવે તેમ તેઓ નાચતા હતા. રાધાબાઇ રોજ પોતે યમુનાને ત્રાસ આપ્યા છતાં યમુના વિરૂધ કેટલીક ફરીઆદ વિશ્વનાથ જાગીરદાર સનમુખ કરતી હતી. જાગીરદાર પાસે ફરીઆદ રજુ કરતા પહેલાં તેની પ્રસ્તાવના ઘણી છટાથી કરતી હતી. વિશ્વનાથ જાગીરદારની કચેરીના ઓરડાની બાજુમાં એક ઓરડો પડેલો હતો, તેના બારણા આગળ ઉભી રહી પોતાના છેડા વતી આંખમાં આવેલાં આંસુ લુછતી જાય અને ડુસકાં ભરતી જાય. જાગીરદારનું ધ્યાન તે તરફ ખેંચાતાં તરત તેઓ તેની પાસે આવી પુછતા—"કેમ વળી આજે શું થયું ?" એટલે રાંધાબાઇ પોતાની ફરીયાદ જણાવતા કહે

"હવે તો આ ઘરમાં રહેતાં હું કંટાળી ગઇ. મોત પણ આવતું નથી. આ આજ-કાલની લાવેલી વહુ પણ પોપટના જેમ તડ તડ સામો જવાબ આપે છે. સારૂં તો ઘરમાં કાંઇ માન નથી તેથી ઘરમાં રહેવાથી શું ફાયદો? મને મારે કાશી મોકલી આપો કે થયું? અને વહુને કહું કે તું તારો ઘર સંસાર નિભાવ. મારાથી કાંઇ તેનું બોલવું સહન થતું નથી." આવા પ્રકારની પ્રસ્તાવના કરવામાં આવે એટલે જાગીરદાર તે બિચારીના સંબંધમાં વધુ પુછપરછ કરે એટલે રાધાબાઇ મીઠું મરચું નાખી વહુ સામે એક પછી એક ફરીયાદ કરે. જાગીરદાર પોતે તો ગાળો દેતા હતા પણ સાસુ તો મોટે ભાગે છોકરાને ઉશ્કેરી તેને માર મરાવતી હતી.

યમુનાને તેના પતિએ મારી તે આખી રાત બેભાન અવસ્થામાં પડી રહી હતી. ગણપતરાવે તેણીને મારવા માંડી ત્યારથી રાધાબાઇનું ધ્યાન તે તરફ ખેંચાયું હતું. યમુનાના ગાલ ઉપર પડેલા તમાચાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો હતો અને યમુનાનું રડવું પણ ઘરના સઘળાએ સાંભળ્યું હતું; પણ ઘરના સઘળા પાષાણ હૃદયના હોય તેમ તેઓ ઉપર કાંઇ અસર થઇ નહિ. ઉલટા તેઓ પેલી બિચારીને માર પડતો સાંભળી ખુશ થઇ હરતા હતા. બીજે દિવસે સવારે રાધાબાઇ યમુનાની ખોલીમાં ખબર કાઢવા આવી. તે બિચારીને પુષ્કળ માર પડેલો હોવાથી દુઃખથી પીડાતી પડેલી હતી. તે બિચારીને એમજ લાગ્યું

હતું કે હવે ઇશ્વર શિવાય તેને કોઇનો આધાર નથી. તે બિચારી અતિશય કરૂણ સ્વરે બોલવા લાગી–"હે માતા કાળીકા!—"

આ શબ્દો હજુ તે બિચારી બોલી રહી નહિ તેટલામાં ખરેખરી કાળીકા માતાએ ત્યાં દર્શન દીધા. આ કાળિકા કોઇજ નહિ પણ તેની સાસુ રાધાબાઇ હતી. યમુના પડી હતી તેને ધીમેથી લાત મારી બોલી–"અરે, હજી ઉઠવાની વખત નથી થઇ કે? છાપરા ઉપર સોનાના નળીયા થયાં તોએ આ મડમ સાહેબ હજુ પડી રહયાં છે. તેં તો હવે તદ્દન લાજ શરમ છોડી દીધી છે. મારી આગળ તારૂં આવું એદીપણું ચાલશે નહિ."

યમુનાના શરીરમાં ભારે વેદના થતી હતી અને આખું શરીર દુઃખતું હતું. શરીરમાંથી કેટલેક ઠેકાણે ચારની નિશાનીઓ ખુલ્લી હતી અને એક બે ઠેકાણેથી લોહી પણ જતું હતું. આવી સ્થિતીમાં પણ યમુના બેઠી થઇ અને પોતાના સાસુના પગ પકડી દયાજનક સ્વરે બોલી–'સાસુજી; મારો આવી રીતે છળ કરો નહિ, હું ગરીબ ગાય જેવી છું. મને છળવાથી તમોને શું ફાયદો છે? મારાથી આ દુઃખ સહન થઇ શકતું નથી. મને એક વખત મારી નંખાવશો તો આ જગતમાંથી મારો છુટકો થશે. મારા ઉપર આટલી દયા કરો. મને આટલી ભિક્ષા આપો, મને બીજું કાંઇ જોઇતું નથી."

હતું કે હવે ઇશ્વર શિવાય તેને કોઇનો આધાર નથી. તે બિચારી અતિશય કરૂણ સ્વરે બોલવા લાગી–"હે માતા કાળીકા—"

આ શબ્દો હજુ તે બિચારી બોલી રહી નહિ તેટલામાં ખરેખરી કાળીકા માતાએ ત્યાં દર્શન દીધા. આ કાળિકા કોઇજ નહિ પણ તેની સાસુ રાધાબાઇ હતી. યમુના પડી હતી તેને ધીમેથી લાત મારી બોલી–"અરે, હજી ઉઠવાની વખત નથી થઇ કે? છાપરા ઉપર સોનાના નળીયા થયાં તોએ આ મડમ સાહેબ હજુ પડી રહયાં છે. તેં તો હવે તદ્દન લાજ શરમ છોડી દીધી છે. મારી આગળ તારૂં આવું એદીપણું ચાલશે નહિ."

યમુનાના શરીરમાં ભારે વેદના થતી હતી અને આખું શરીર દુઃખતું હતું. શરીરમાંથી કેટલેક ઠેકાણે મારની નિશાનીઓ ખુલ્લી હતી અને એક બે ઠેકાણેથી લોહી પણ જતું હતું. આવી સ્થિતીમાં પણ યમુના બેઠી થઇ અને પોતાના સાસુના પગ પકડી દયાજનક સ્વરે બોલી–"સાસુજી; મારો આવી રીતે છળ કરો નહિ, હું ગરીબ ગાય જેવી છું. મને છળવાથી તમોને શું ફાયદો છે? મારાથી આ દુઃખ સહન થઇ શકતું નથી. મને એક વખત મારી નંખાવશો તો આ જગતમાંથી મારો છુટકો થશે. મારા ઉપર આટલી દયા કરો. મને આટલી ભિક્ષા આપો, મને બીજું કાંઇ જોઇતું નથી."

પથ્થર તે પથ્થર! પથ્થરને કોઇ દિવસ દયા આવે કે? યમુનાએ દીન વાણીથી અરજ કરી પણ તેથી તેની સાસુને દયા ઉત્પન્ન થવાને બદલે ઉલટી તે ગુસ્સે થઇને બોલી—"અહાહા, શું તારી અક્કલ ચાલે છે! તને જીવ ઉપર કંટાળો લાવવાનું એટલું બધું તે શું થયું? ખાવાપીવાને સારૂં મળે છે અને સુવાને છતર પલંગ મળે છે તે છતાં જીંદગીથી કેમ કંટાળી જાય છે? તને ગોધાની જેમ છુટથી ફરવું જોઇતું હશે તે આ ઘરમાં નથી મળતું તેથીજ કંટાળી ગયેલી હોવી જોઇએ."

સાસુના આવા જવાબથી તે બિચારી એક તો દુઃખમાં ડુબી ગઇ હતી અને પોતાથી ઉભા રહી શકાતું નહોતું તેમાં વધારો થયો અને આ જવાબ સાંભળતા એકદમ ચીસ પાડી જમીન ઉપર પડી. તે મોટેથી રડવા લાગી. તે વધુ દીન સ્વરે બોલી:—"સાસુજી, હું તમારે પગે પડું છું. મને આવો ત્રાસ ન આપો. શા માટે મને આવી રીતે છળો છો? મારે હાથે કોઇ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરો. તમે જો મારો છળ કરશો તો સંરક્ષણ કોણ કરશે?"

યમુનાના વિહ્વલ અંતઃકરણથી નિકળેલા આ શબ્દોથી તે ઓરડીની દિવાલને પણ દયા આવી હશે પણ રાધાબાઇને બીલકુલ દયા આવી નહિ. તે તો યમુના પડી હતી તેનો કાન પકડી બોલી—"તારા ભીખારી માબાપ તારૂં રક્ષણ

કરવાને શું કમી છે કે ? હાય, હાય, મારા સોના જેવા છોકરાને આસરીયા પણ કેવાં મળ્યાં! કોઇ દહાડો વાર તેહવારે પણ જમાઇને જમવાનું ન મળે? અમે કેવી ધામધુમથી લગ્ન કર્યાં પણ એઓને વહેવાઇને માન આપવાને એક દોઢયું પણ ખરચવા મળ્યું નહિ. તે લોકો આવા ભીખારી છે એમ એઓને આગળથી ખબર હોત તો તેની છોકરી અમે લેતેજ નહિ. તારા નસીબ મોટા કે તું આ ઘરમાં આવી પડી. પણ તેનો તને થોડે ઉપકાર લાગે છે? કોઇ ગરીબને ઘેર ગઇ હોત તો આ ઘરમાં જે સુખ મળે છે તેની કિમ્મત થતે.”

યમુના કોઇ દિવસ પોતાની સાસુની સામે બોલવાની હિમ્મત નહોતી કરતી પણ માણસ ઉપર અતિશય દુઃખ પડે છે ત્યારે તેનું અંતઃકરણ તેને બોલાવે છે. યમુના પણ દુઃખી અંતઃકરણે બોલી– “સાસુજી, સુખ જે કોઇ વસ્તુ છે તે શું તમારી સંપતી યા વૈભવ સાથે સંબંધ રાખે છે કે? ઝુંપડામાં રહેતા ભીખોને ત્યાં સવાર સાંજનું અનાજ હોય છે પણ તેઓ સુખેથી પોતાના દિવસ ગુજારે છે. એવા ભીખારીઓની ઝુંપડીમાં જે સુખ હોય છે તેનો સોમો ભાગ પણ તમારા આ મોટા બંગલામાં નથી. હંમેશા મારામારી, હંમેશા ટંટા અને હંમેશા મારા જેવી ગાય ઉપર સઘળાનો હાથ ચાલતોજ! તમારી શ્રીમંતાઇ મને તો કેશ કામની નથી. હું ગરીબને ઘેર ગઇ હોત તો મને સુખ નહિ મળતે એમ શા ઉપરથી કહો છો? મુઠી ભર અનાજ અને જાડું

પાતળું લુગડું મેળવતા પંચાતી પડી હોત પણ શાંતિથી રહેવાનું મળતે. તે ગરીબ અને જાનવરની માફક મારતે નહિ. મને પણ સુખ નથી પણ તમને પણ સુખ ક્યાં છે! હું આવડી મોટી થઇ અને મને કાંઇ બચ્ચું ન મળે માટે ધોકા વાતો કરે છે! તેમની વર્તણુક માટે લોકો અમે તેમ બોલે છે? તમને કાંઇ તેની શરમ નથી. આવી સ્થિતીમાં હું મોત ન માંગુ તો બીજું શું માગું?"

સાસુના અંતઃકરણ ઉપર કાંઇ અજવાળું પડે તે માટે આવેશમાં યમુના આટલું બોલી પણ તે પાષાણ હૃદયની સ્ત્રી ઉપર કાંઇ અસર થઇ નહિ. યમુનાના દરેક શબ્દથી તેનો ગુસ્સો વધી ગયો. તે દાંત કચકચાવી બોલી. "કુમારજા, આ તારૂ બહ્મજ્ઞાન કોને કહી સંભળાવે છે?"

આટલું બોલી એક કાળીકાની જેમ યમુનાને લાત મારી તે બડબડતી ગઇ કે એક વખત મરતી પણ નથી. બિચારી યમુના મૃત્યુની રાહ જોતી જમીન ઉપર પાછી પડી.

# પ્રકરણ ૯ મું.

---

## મઠ.

---

અવન્તીપુરથી કોશ સવા કોશપર "દિગંબર મઠ" નામનો એક મઠ હતો. આ મઠ જંગલમાં ડુંગરની તળેટીમાં હતો. આ મઠને દિગંબર મઠ એવું નામ પાડવાનું કારણ પુર્વે આ જંગલમાં કોઇ નગ્ન સાધુ રહેલો હતો તે હતું. તેણે ઘણા પ્રયાસે આ મઠ બાંધ્યો હતો. સાધુની દિગંબરાવસ્થાને લીધે તે મઠનું નામ દિગંબર સાધુનો મઠ એ નામ પડયું અને સાધુ એ શબ્દનો થોડા કાળ પછી લોપ થઇ દિગંબર મઠ એવું નામ પડી ગયું. આ મઠ ઉપર જણાવ્યું તેમ ડુંગરની તળેટીમાં હતો અને તેની પાસે બારે માસ વહેતો એક પાણીનો ઝરો હતો. હાલમાં તો ફક્ત ચોમાસામાંજ પાણી મળતું હતું. આ ઝરાનું પાણી નિર્મળ અને પાચક હતું એવી તે તરફના લોકોમાં પ્રસિદ્ધિ હતી. દિગંબર સાધુના વખતમાં આ મઠની આસપાસ એક વીસ્તીર્ણ બાગ હતો. તેમાં નાના મોટા ફળ ઝાડ તથા ફુલોના ઝાડો હતા. મઠમાં ગુરૂ દતાત્રયની સુંદર મુર્તી હતી અને ઘણા લોકો તેના દર્શને આવતા હતા. જે મહાત્માએ આ મઠ સ્થાપન

કર્યો તેણે મઠની ઘણી ઉત્તમ વ્યવસ્થા રાખી હતી. તે દર વરસે દત્તજયંતિનો મોટો ઉત્સવ કરતો હતો. અતિત, અભ્યાગત, સાધુસંત વીગેરે કોઇપણ મઠમાં આવ્યું તો તેની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખવામાં આવતી હતી. નાનાથી મોટા દરેકનો તેઓ સારો આદરસત્કાર કરતા હતા. દિગંબર મહારાજના પવિત્ર આચરણને લીધે આસપાસના પાંચ દશ કોસમાં મોટો પુજયભાવ આ મઠ માટે ઉત્પન્ન થયો હતો. પ્રવાસી લોકો ખાસ કરી બીજે રસ્તેથી નહિ જતાં આ મઠને રસ્તે જતા હતા. મઠમાં લોકોનો હંમેશા સારો જમાવ રહેતો હતો. કેટલાક શ્રીમંત લોકોએ નાણાંની મોટી રકમ મઠના નિભાવ માટે કાઢી આપેલી હોવાથી મઠના ખર્ચની ફિકર રહેતી નહોતી, પણ આ સ્થિતી લાંબો વખત ચાલી નહિ. મહારાજ ગુજરી ગયા પછી તેની યોગ્યતાનો તેને કોઇ શિષ્ય નહિ હોવાથી મઠમાં ધીમે ધીમે અવ્યવસ્થા શરૂ થઇ. મઠમાં અવ્યવસ્થા શરૂ થઇ કે લોકો પણ મઠ તરફ દુર્લક્ષ બતાવવા લાગ્યા. મુળ મઠાધિપતિ દિગંબર મહારાજ નિર્વ્યસની હતા અને તેમનું આચરણ અત્યંત પવિત્ર હતું પણ તેમના શિષ્યો વ્યસની અને લોભી નિકળ્યા. જે મઠમાં કદી ગાંજાનો વાસ આવતો નહોતો તે મઠમાં હવે ગાંજાની ચલમમાંથી ધુમાડાના ગોટેગોટા નિકળવા લાગ્યા. ક્રમેક્રમે એક એક ગુરૂ કરતાં શિષ્ય ચઢતો નિકળ્યો એટલે મઠની નામનાનો નાશ થઇ એટલુંજ નહિ પણ લોકોને મઠમાં જવાને પણ બીક લાગવા માંડી; એવું આ મઠને ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. આ વાર્તાના વખતમાં તો તે વખતનો

મઠાધિપતિ એક રાક્ષસ સમાન હતો. પોતાની કૃતિ પ્રમાણે તેણે ભૈરવગીર એવું ભયંકર નામ ધારણ કર્યું હતું. ભૈરવગીર મહારાજના હાથમાં મઠની સત્તા આવી ત્યારથી અવન્તીપુરના કેટલાક બદમાશોને તો આનંદ થયો હતો. ગમે તેવું ખરાબ કૃત્ય કરવાને મઠ એ સારી સમજવડવાળી જગ્યા થઇ પડી. વ્યસની લોકોને તો ઘણી સોઇ થઇ પડી. ચોરો લુટારૂ લોકોને સારૂં આશ્રયસ્થાન થઇ પડયું. વિશ્વનાથ જાગીરદારના પુત્ર ગણુપતરાવ અને તેમના સાળા માધવરાવને 'મઠ એ ગુપ્તમતને માટે યોગ્ય સ્થળ થઇ પડયું'. આ બંને આ મઠમાં હંમેશા જતા હતા.

મઠની પુર્વે કેવી વ્યવસ્થા હતી તે ઉપર જણાવ્યું છે. હવે હાલમાં કેવી સ્થિતી હતી તે જણાવવાની જરૂર છે. મઠના મધ્ય ભાગમાં એક ધુણી હતી. જે આખે દિવસ સળગતી રાખવામાં આવતી હતી. ધુણીની પાસે માટીનો એક ઓટલો હતો તે ઉપર ભૈરવગીર મહારાજ સુતા હતા અને લોકોની સાથે એ ઓટલા ઉપર બેસી વાત કરતા હતા. ધુણીની પાસે એક ચીપીયો, એક પીતળના તારે ગુંથેલી સુંદર ચલમ અને એક પાણીની નાની માટલી, અને ગાંજાથી ભરેલું પ્યાલું હંમેશા પડી રહેતું હતું. મઠની આસપાસ ફળ તથા ફુલોના ઝાડ હતા તે નાશ પામી તેને બદલે ગાંજાના વૃક્ષો જોવામાં આવતા હતા. હાલમાં મઠમાં ઢોંગી, કાર્યસાધુ, અને વ્યસની લોકો આવતા હતા. ભૈરવગીરે મઠાધિપતી થયા પછી દિગંબર મહારાજના વખતમાં જે સઘળી સંપતી એકઠી કરી

હતી તે ખેદાનમેદાન કરી હતી. વાસણકુસણ, પુસ્તકો વીગેરે વસ્તુઓ વેચી નાખી હતી એટલુંજ નહિ પણ દેવના કેટલાક દાગીનાઓ પણ વ્યસનને માટે વેચી નાખ્યા હતા. હવે ભૈરવગીર મહારાજ પાસે કાંઇ દમ જેવી વસ્તુઓ ન હોતી; પણ તેની મહારાજને ઝાઝી ફીકર કરવા જેવું નહોતું. હાલમાં તેમના શિષ્યોની સંખ્યા ઘણી વધી ગઇ હતી. તેમાં પણ ગણપતરાવ જેવા શ્રીમંતપુત્રો હોવાથી મહારાજને પોતાના મોજશોખમાં કાંઇ ખામી આવતી નહિ.

આજ ભૈરવગીર મહારાજના મઠમાં ઘણી ગડબડ હતી. સળગતી ધુણીની આસપાસ ચાર માણસો બેસી ગાંજાની ચલમમાંથી ધુમાડાના ગોટેગોટા કાઢતા હતા. તે સઘળાના ચહેરા ઉપર ભારે ઉત્સાહ જણાતો હતો. આ ચારમાંથી વાચકના ઓળખીતા ગણપતરાવ, માધવરાવ અને ભૈરવગીર એ ત્રણ હતા. ચોથો બેઠેલો શખ્સ મોટો સન્યાસી જેવો

કામ થાય છે કે? સ્ત્રીઓની જાત ઘણી હઠીલી હોય છે. તેને વશ કરવાનું કામ ઘણું કઠણ હોય છે. ત્યારે મહેનત લેવાથી કેટલેક દિવસે વળે છે."

માધવરાવે પોતાનું લાંબુ નાક ઉંચુનીચું કરી કહ્યું:-
"ગણુપત, તું જો મારા કહેવા પ્રમાણે વરતે તો તારૂં કામ આજને આજ પાર પડે. અરે, એક વખત ચૌદમું રતન બતાવ્યું કે દેવ પણ થરથર ધ્રુજે તો તે છોકરીનો શું થાક? અરે, પણ તું તેને મઠમાં કેવી રીતે લાવ્યો?"

ગણુપતરાવ પોતાની મુછ આમળતા આમળતા બોલ્યોઃ-
"તે હકીકત તો ઘણી વિચીત્ર છે. તે જેમ દેખાવમાં મનોરમ છે તેમ તેનું નામ પણ મનોરમા છે. મને તેની સઘળી હકીકત ખબર છે. આ મઠની દક્ષીણે મોહપાડા ગામ છે ત્યાંના એક ખેડુતના છોકરાની તે વહુ છે. તેનો ધણી થોડા વરસ ઉપર મરકીથી મરણ પામ્યો છે. મઠના રસ્તે તે ત્રણ ચાર દિવસ ઉપર તે પિયર જતી હતી. તેનું પિયર અહિંથી નજદીકમાં છે. તે મારી દ્રષ્ટીએ પડી અને મારા મનમાં તેને માટે વિષય વાસના ઉત્પન્ન થઇ. મેં જોયું કે કાંઇ યુકતી કર્યા વગર આ કાંઇ ફસાય તેમ નથી તેથી તેને કહ્યું કે હાલમાં આ મઠમાં એક સાધુ પુરૂષ આવ્યા છે ને શાક્ષાત ઇશ્વરાવતાર છે. સેંકડો લોકો તેના દર્શને જાય છે અને હું પણ તેના દર્શને જાઉં છું. તું પણ ત્યાંથી જાય તો મઠમાં મહારાજના દર્શનનો લાભ મળશે.

આવી થાપ આપી હું તેને લઇ ચઠમાં આવ્યો અને ઉપરના ભાગમાં જે પેલી ખોલી છે તેમાં તેને પુરી દીધી છે."

માધવરાવે જવાબ આપ્યો–"અહોહો, આ શિકાર તને ઠીક અનાયાસે મળી ગયો. મારા કહ્યાપ્રમાણે ચાલીશ તો તારૂં કામ આજને આજ પાર પડશે. ઠીક, પણ વેણીની બાબદમાં શું કરવું? તે ઘણી ચમત્કારીક અને દુરાગ્રહી છે."

ગણપતરાવ બોલ્યો–"મામા સાહેબ, તમારે તેની ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. કાલેજ પિતાજી કહેતા હતા કે તેના લગન કર્યા વગર છોડવાની નથી. એક વખત લગન થયાં કે તમે કહેશો તેમ વર્તવા
લાગે છે કે આ વૈશાખમાંજ તમે ચતુર્ભુજ થશો. મામા સાહેબ, તમે ભાગ્યશાળી ખરા. વેણી જેવી ખુબસુરત છોકરી હજારમાં એક પણ ભાગ્યેજ મળે છે."

માધવરાવને ગણપતરાવનું બોલવું સાંભળી ભારે આનંદ થયો અને હસતા હસતા બોલ્યો–"એ સઘળી જાગીરદાર સાહેબની કૃપા! તેમજ આ કામમાં તેં પણ સારી ખટપટ કરી છે. તેને યુકતી કરીને તેજ પકડી. તે જો પકડાઇ ન હોત તો જાગીરદાર સાહેબ પણ શું કરતે? મારે તો જાગીરદાર સાહેબ કરતાં પણ તારો ઉપકાર વધારે માનવો જોઇએ. પણ લગન થતાં સુધીમાં કોણ જાણે શું એ અડચણ આવશે?

ગણુપતરાવે અભીમાનથી કહ્યું-"મામા, હવે અડચણનું નામજ કાઢો નહિ. શિકાર હાથમાં આવે પછી કામ ફતેહ ન થાય એવી મનમાં શંકાજ લાવવી નહિ. તેને કેવી રીતે ફસાવીને પકડવી તે સંબંધી મેં ઘણા દિવસ સુધી વિચાર કર્યો હતો. તમારૂં નશીબ બળવાન કે યુકતી પાર પડી. હવે તો સારૂં મુહુર્ત જોઇ લગન કરવું એજ બાકી છે."

લગનનું નામ નીકળતાં પાછું માધવરાવને ફરી હસવું આવ્યું અને બોલ્યો-"પરમ દિવસે મને એમ લાગ્યું કે એક વખત હેણીની મુલાકાત લેવી તેથી હું તેની ખોલીમાં ગયો હતો. પણ ખોલીમાં પગ મુકતાં તો એક વાઘણની જેમ મારી સામે ધસી આવી અને બોલી-"ખબરદાર મારી ખોલીમાં પગ મુકયો તો?" હું કાંઇ પ્રયત્ન કરનાર હતો પણ એટલામાં યમુના ત્યાં આવી પડી એટલે મને ત્યાંથી ચાલ્યા જવાની ફરજ પડી. પણ ગણુપત, યમુના તો હવે તદન પથારીવશ થઇ છે. જાગીરદાર સાહેબ, પણ કહેતા હતા કે આમ તેની સાથે કરવું નહોતું."

ગણુપતરાવે જરા ગુસ્સો કરી કહ્યું-"તે બુઢ્ઢાને તેમ બોલવાનું કાંઇ કારણ નહોતું. અરે તદન નજીવી બાબદ હતી. હમણાજ થોડા દિવસપર તેને માટે સોનાનું ફુલ કરાવ્યું છે તે રંગુના જોવામાં આવ્યું અને રંગુએ હઠ લીધી કે તેજ ફુલ જોઇએ. મેં તે ફુલ તેની પાસે માગ્યું પણ તેણે આપવાની ના પાડી. મેં તેને ગુસ્સામાં ખુબ મારી. રંગુ ત્યારથી રીસાઇ

હતી. એક શબ્દ પણ બોલતી નહોતી. આજે માણમાણ સમજાવી તેને મઠમાં લઇ આવ્યો છું."

આ પ્રમાણે ધુમ્ર પાન સાથે જે વાતચીત ચાલતી હતી તેટલામાં મઠની અંદરથી એક માણસ ગભરાતો ગભરાતો બહાર આવ્યો અને બોલ્યો–"મહારાજ, વાસણ ફુટી ગયું. આટલો વખત કરેલી મહેનત ફોગટ ગઇ."

ઉપલા માણસના આ શબ્દો સાંભળી ધુણી આગળ બેઠેલા ચારે માણસો એકદમ ઉભા થઇ ગયા. ઉપલા શખ્સમાં ભગવા વસ્ત્ર પહેરેલા સ્વામી હતા તેઓએ તે માણસની પીઠ ઉપર બે ઠોસા લગાવી કહ્યું–"ગધેડા, તને સંભાળીને કરવા કહ્યું હતું તેમાં તે આ શું કર્યું?"

આ પ્રમાણે બોલાયા પછી શું થયું તે જોવા માટે ચારે જણાં મઠની પાછળના ભાગમાં ગયા. જુવે છે તો ભઠ્ઠી સળગાવી જે માટલીમાં દારૂ તૈયાર કરવા માંડયો હતો તે માટલી ફુટી ગઇ હતી. તે માટલીમાંથી દારૂ બધો જમીન ઉપર પથરાઇ ગયો હતો અને દારૂની ખરાબ વાસ સઘળે ફેલાઇ ગઇ હતી. આ બનેલો બનાવ જોઇ એક મનુષ્યને પોતાનો એકનો એક પુત્ર મરી જવાથી જેવી દલગીરી લાગે તેવો શોક સઘળાઓને લાગ્યો જેની બેદરકારીથી માટલી ફુટી ગઇ હતી તે દેવીપ્રસાદ ભૈયા ઉપર સઘળા ગુસ્સે થયા; પણ

જે થયું તે નહિ હતું થઇ શકે તેમ નહોતું. તેથી સઘળા શાંત રહયા. ફરીથી પ્રયત્ન કર્યા વગર છુટકો નહોતો એટલે સ્વામી મહારાજ પાછા ઉદ્યમે લાગ્યા. તેઓએ બે સારી માટલી જોઇ તેને ધોઇને સ્વચ્છ કરી. એક લાંબી નળી હતી તેને પણ સાફ ધોઇ નાખી. ભઠ્ઠી બરાબર જાગૃત કરી. નજદીકમાં એક મોટા વાસણમાં પુષ્કળ મહુડાના ફુલો સડતા હતા તેમાંથી થોડાક ફુલો ભઠ્ઠી ઉપરની માટલીમાં નાખ્યા. તે પછી તેમાં પાણી નાખી તેનું મોઢું બંધ કર્યુ. તેની સાથે લાંબી નળી જોડી તેનું બીજું નાકું બીજી માટલી સાથે જોડયું અને તેની આસપાસ ઠંડુ પાણી ભર્યુ. તે પ્રમાણે કર્યા પછી પેલી ખાલી માટલીમાં દારૂ કયારે ભરાય છે તેની રાહ જોતાં સ્વામી બેઠા. થોડીવારમાં માટલી દારૂથી ભરાઇ એવી સ્વામીએ ખાત્રી કરી તે માટલી ઉઘાડી અને બોલ્યા—"જુવો, હવે માલ કેવો સોળ આના તૈયાર થયો."

ભૈરવગીર તરતજ તે માટલી આગળ ગયા અને તેમાં આંગળી બોળી તે કેટલો કડક છે તે તપાસી બોલ્યા–"આજનો અર્ક ઘણો સરસ તૈયાર થયો છે."

દારૂ તૈયાર થયો એટલે હવે સઘળાઓની ધિરજ રહી નહિ. તરતજ તે માટલી લઇ સઘળા માળ ઉપર ગયા. ત્યાં દારૂ સાથે ખાવા લાયક કેટલોક પદાર્થ રંગુએ તૈયાર કરી રાખ્યો હતો. તરતજ દારૂ એક કાચની શીશોઠીમાં ભર્યો અને તેમાંથી જુદા જુદા પ્યાલા ભરવામાં આવ્યા. રંગુએ

ખાવાનો પદાર્થ પણ સઘળાની પાસે લાવી રજુ કર્યાં એટલે ગણુપતરાવ બોલ્યો—"ગુરૂ માહરાજ, તમે પહેલા શરૂઆત કરો એટલે અમને પરવાનગી મળી એમ અમે સમજીશું."

ભૈરવગીરે ડોકું હલાવી-"ઠીક છે." એમ સુચવ્યું અને હાથમાં કાચનો પ્યાલો લઇ-"જય જગદંબ, જય જગદંબ" મોટેથી બોલી એક પ્યાલી ગળે ઉતારી ગયા. ગુરૂએ પરવાનગી આપી કે સઘળાએ શીશોહી ખાલી કરવાનો પ્રયત્ન શરૂ કર્યો; પણ ગણુપતરાવની પ્રિયાત્મા રંગુ એક પણ પદાર્થને સ્પર્શ કર્યા વગર ગુસ્સાભર્યો ચ્હેરો કરી સ્તબ્ધ બેસી રહી હતી. ગણુપતરાવની નજર પડતા તેણે એક પ્યાલી ભરી તેને આપતા બોલ્યો—"આજ સરકારની ખફા મરજી થયેલી લાગે છે. તેં કોઇ મારી સ્થિતીનો વિચાર કર્યો છે? હું પરતંત્ર છું તે જાણ્યા છતાં મારા ઉપર શા માટે ગુસ્સે થાય છે? તને આજ નહિ તો કાલ અને બહુ તો એક અઠવાડીયામાં ગુલાબનું ફુલ જરૂર લાવી આપીશ. પણ આજે તો આ સઘળાઓ સાથે મોજ ઉડાવ."

તે કુલટા ગણુપતરાવની વીનવણીથી વધુ ગુસ્સે થયેલી જણાઇ. ખાવાનો પદાર્થ તથા દારૂ જોઇને તેના મોઢામાં પાણી છુટયા હતા, પણ કોઇ મતલબ સાધવાની હોવાથી ગુસ્સાનો દેખાવ કરી બોલી—"તમે કેટલું મનથી ઓધો છો તે મને ખબર છે. ગણુપતરાવ, હું તમને સારી રીતે ઓળખું છું. હું રાત્રિદિવસ તમારા નામની માળા જપું તેની તમોને કયાં

દરકાર છે ? હું તમારી પાસે જે કાંઇ માગું છું તે તમારી કિર્તી વધે તે માટે માગું છું. બીજી સ્ત્રીઓ કહે છે કે ગણુપતરાવ જેવા શેઠ છતાં કેવી ભીખારી હાલતે ફરે છે ? આવું જ્યારે મારે કાને પડે છે ત્યારે મને મરવા કરતાં પણ વધુ થઇ જાય છે. આવતી કાલે, પગમાં ઘાલવાના સાંકળા, એક સુંદર ચંદ્રકળા અને સોનાનું ફુલ નહિં લાવ્યા તો માનજો કે આ રંગુ તમારી નથી. હું સાફ તમોને જણાવી દઉં છું. મેં તમારે માટે ઘર છોડ્યું, બાર છોડ્યું, ધણી પણ તજી દીધો તે છતાં તમારા તો કાંઇ ધ્યાનમાંએ આવતું નથી.”

ગણુપતરાવે અત્યંત નમ્રતાથી કહ્યું. “મારી ભુલ થઇ મને ક્ષમા કર. તું કહે છે તેટલી વસ્તુઓ આવતી કાલે સાંજ પહેલાં હું ખાત્રીથી લાવી આપીશ. હું કાલે તે ચંડાળણીનું જોઇએ તો ખુન કરીશ પણ કાલે તું કહે છે તે સઘળું તને લાવી આપીશ. લે એક પ્યાલો પી. બધાની સાથે એવી રીતે નહિ વર્ત.”

રંગુએ અધીક ખેંચતાણ નહિ કરી. તે પોતાના ધંધામાં ઘણી હુશીયાર હતી. તેને એમ લાગ્યું કે દારૂની ધુનમાં કાંઇ ગુસ્સે થઇ બેઠા તો ખરાબ પરિણામ આવશે. તે કરતાં હાથમાં આવેલી તક ન જવા દેવી. તેથી તેણે ગણુપતરાવના હાથમાંથી દારૂનો પ્યાલો લીધો અને ગળે ઉતારી ગઇ. માધવરાવે પુષ્કળ પ્યાલા પીધેલા હોવાથી તદન તેનું મગજ ઠેકાણે નહતું. તે બોલવા લાગ્યો. “ગણુપત, તેં જેમ રંગુને

એક પ્યાલો આપ્યો તેમ મનોરમાને એક પ્યાલો પાશે તો ઘણી મજા પડશે. પછી તારો હેતુ બરાબર પાર પડયો એમ સમજ."

નરપિશાચ ગણપતરાવ કાંઇપણ વિચાર નહિ કરતે મોટેથી હસીને બોલ્યો. "હો, હો, હો, મામા સાહેબ આ યુકતી તમે તદન સત્તર આના સુચવી. પણ મારા એકલાથી તે કાંઇ વળે નહિ. ચાલો, આપણે બંને જઇ તેને ઉપર લઇ આવીએ."

માધવરાવ તરતજ ખુરશી ઉપરથી ઉઠયો અને બોલ્યો– "ચાલો, હું તૈયાર છું. તે છોકરીને ઉપર ખેંચી લાવવી તેમાં તે મોટું શું છે?"

આ પ્રમાણે બોલી ગણપતરાવ અને માધવરાવ બંને નિચે ગયા. તે ગયા પછી ભૈરવગીરે સ્વામી મહારાજને કહ્યું–"હવે આપણે બેઠા બેઠા સારો નાટક જોવાનો મળશે."

ભગવા વસ્ત્ર પહેરેલા સ્વામી દારૂની એક પ્યાલી ચઢાવી બોલ્યા–"અરે એવો નાટક આજ સુધી કોઇપણ રંગ ભુમી ઉપર થયો નહિ હશે. આ નાટકમાં આપણે પ્રેક્ષકજ રહીશું એવો કાંઇ નિયમ નથી. કદાચ આપણે પણ ભુમીકા લેવી પડે."

આ બે જણા વચ્ચે એટલી વાતચિત ન થઇ તેટલામાં પેલા બન્ને રાક્ષસો મનોરમાને દાદર ઉપરથી ખેંચતા

ખેંચતા ઘસડી લાવ્યા. મનોરમા નામ પ્રમાણે ખરેખર મનોરમ હતી. તેનો ચ્હેરો ભારે ચિત્તાકર્ષક હતો અને તેનામાં સૌજન્ય ઓતપ્રોત ભરેલું હતું. તેનું વર્ણ ફિક્કા ગુલાબના ફુલ પ્રમાણે સફેદ હોવા છતાં સતેજ હતું. તેનું વય સત્તર અઢાર વરસ કરતાં વધુ નહોતું. તેના ડોળા પાણીદાર હતા અને તેનું નાક સરળ અને ઉંચું હતું. તે વિધવા હોવાથી તેના શરીર ઉપર દાગીના નહોતા. આ મઠમાં તેને શા માટે લાવવામાં આવી છે તેની તેને કયારની ખબર પડી ગઇ હતી. પોતાના સંરક્ષણનો રસ્તો તેણે ઘણો શોધ્યો હતો, પણ ચારે દિશાએ તેને નિરાશી મળી હતી. મઠમાંના ચંડાળો વારમવાર તેને ત્રાસ આપતા હોવાથી તેને પોતાના જીવનો પણ કંટાળો આવ્યો હતો. જે ઠેકાણે તેને કેદ કરવામા આવી હતી ત્યાં આત્મહત્યા કરવાનું પણ કોઇ સાધન નહોતું. મર્ણનો એક એવો વિચીત્ર નિયમ છે કે જે લોકો મર્ણ માગે છે તેનાથી મોત નાસતું ફરે છે પણ જેઓ મર્ણ પોતાને ન આવે તે માટે દુર નાસતા ફરે છે તેની સનમુખ તે એકદમ આવી ઉભું રહે છે. મનોરમા ખરા અંતઃકરણથી મર્ણ માટે પ્રાર્થના કરતી હતી પણ તેને પણ તેની દયા આવતી નહોતી. તેને જે ખોલીમા કેદ કરવામાં આવી હતી તે ખોલીમાં અંધારામાં તે પોતાના કમનશીબને દુવા દેતી પડી હતી. તે ખોલીમાં તેને લાવવામાં આવી ત્યારથી તેની આંખમાથી આંસુ બંધ પડયા નહોતાં. તે આંસું ઢાળતી પડી હતી. તેટ

લામાં આ કાળદુતો એકદમ તેની સામે આવી ઉભા રહયા. આ બે રાક્ષસોને જોતાં તે બિચારીએ ભયથી એક ચીસ પાડી. તે મોટેથી રડવા લાગી અને બોલી તમે શા માટે અહિંઆ આવ્યા છો? ગણુપતરાવ, મને ફસાવીને શા માટે અહિંઆ લાવ્યો છે? અરે ચંડાળ, આ ગાયનો છળ શું કામ કરે છે? મુર્ખા, પહેલા બહેન, બહેન કરી દર્શનને બહાને તું મને અહિંઆ લઇ આવ્યો અને હવે ગમે તેમ બોલતા શરમ નથી આવતી તારી કોઇ......છે કે નહી? શું અંધળી ઓઓ સરખી ગણે છે? એક શબ્દ પણ તું વધારે બોલ્યો તો હું કપાળ ફોડી પ્રાણુ આપીશ."

મનોરમા પોતાના સતિત્વ સંરક્ષણુ માટે જેટલી વ્યાકુળ થઇ હતી તેટલી સંતાપથી લાલચોળ થઇ ગઇ હતી. તેના ડોળા લાલચોળ થયા હતા. તેનો મોહક ચ્હેરો ગુસ્સાથી ભયાનક લાગતો હતો. તેનું ભયંકર સ્વરૂપ જોઇ ગણુપતરાવના તો હોંજા ગગડી ગયા અને ખોલીની બહાર જવા લાગ્યો પણુ પેલા કાળદુત માધવરાવે તો તેના હાથ પકડી તેને જતો અટકાવતા કહ્યું–" અરે, આટલી છોકરી ડરાવે છે તેથી ગભરાય છે કે? આપણા સપાટામાંથી તે હવે કયાં જનાર છે? તું એક હાથ પકડ અને હું એક હાથ પકડું અને માળ ઉપર ખેંચી જઇએ."

માધવરાવે એટલું બોલી તેનો હાથ પકડયો. તેનું સાહસ જોઇ ગણુપતરાવને પણુ હિમ્મત આવી અને આ બંને ચંડાળોએ એક પશુની માફક તેને ખેંચવા માંડી. તે દિન સ્વરે

રડવા લાગી પણ તે બિચારીની દયા કોને આવે? મનોરમાને માળ ઉપર ખેંચી લાવ્યા પછી માધવરાવે દાદરો બરાબર બંધ કર્યો. બિચારી મનોરમા મુંગી મુંગી બારણા આગળ ઉભી રહી. પોતાનું સતીત્વ રક્ષણ કરવાની કાળજીમાં તે તદન ચકચુર થઇ ગઇ હતી. લાગ આવે તો પ્રાણ આપવાને સૌથી સરસ રસ્તો કયો તે શોધવામાં તેનું મગજ રોકાયલું હતું. કોટલામાં એક રકાબીમાં કેટલુંક ખાવાનું અને એક દારૂનો પ્યાલો લઇ ગણપતરાવ તેની પાસે આવ્યો અને દારૂનો પ્યાલો તેને આપતા બોલ્યો. "મનોરમા, તારામાં એ શું ગાંડપણ લાગ્યું છે? ઇશ્વરે તને સર્વોત્કૃષ્ટ સુંદરતા આપી છે. હાલમાં તને જુવાની પ્રાપ્ત થઇ છે. ઇશ્વરે આપેલી આ ઉત્તમ બક્ષીસ તું ફોગટમાં ગુમાવે છે. આ પ્યાલાનો સ્વાદ તું ચાખીશ તો તારા મગજમાંથી સઘળું ગાંડપણ નિકળી જશે. આ ખાવાનું પણ પડયું છે. અમૃત જેવા પદાર્થ ફેંકી દઇ ભુખે શું કરવા મરે છે?"

આ અશ્લીલ શબ્દો સાંભળી અને મલીચ ખાવાનો પદાર્થ જોઇ મનોરમા તદન સંતાપથી લાલ થઇ ગઇ. તેણે ખાવાની નાની તાસકને લાત મારી અને ગણપતરાવના હાથમાંની પ્યાલી ઉપર એક ઝાપટ મારી કે પ્યાલી કેટલે દૂર જઇને પડી. પ્યાલીનો દારૂ ઘોળાઇ ગયો અને સાથે પ્યાલીના પણ ટુકડે ટુકડા થઇ ગયા. તે ગુસ્સામાં બોલી—" મુર્ખા, તું હાલમાં મારો છળ કરે

છે પણ તેનું પરિણામ સારું આવશે નહિ તે ધ્યાન રાખ. સુવા એક શબ્દ પણ હવે વાંકો ચુંકો બોલ્યો તો મારું માથું ફોડી પ્રાણ આપીશ તેમ તારો પ્રાણ લઇશ. ચાંડાળ, તારા દુષ્ટપણાની કોઇ હદ છે કે? આ અઘોર પાપ તું કયે જન્મે ફેડીશ. સુવાઓ, તમારે માટે જુદુ નર્ક પણ તૈયાર કરવું પડશે. જીવતા પણ તમારા શરીરમાં કીડા પડશે અને મરતી વખતે કોઇ ઝાઝું પાસે રહેશે નહિં. પાપ નું ફળ મળે ત્યારે પણ મળ્યા વગર રહેતું નથી. ગણપતરાવ મારો છળ ન કર, નકામી નર્કની સામગ્રી શા માટે કરી રાખે છે?"

મનોરમાની ક્રોધની સીમા હવે રહી નહોતી, પોતે અબળા પણ આ પ્રસંગે સબળા થઇ પડી હતી. તેનો પ્રત્યેક શબ્દ ગુસ્સાના આવેશમાં જોરથી નિકળતો હતો પણ દારૂ પી લટુ બનેલી આ ચંડાળ ચોકડી ઉપર કોઇ અસર થઇ નહિ. ઉલટા ગણપતરાવ અને માધવરાવ તે બિચારીની વધુ છેડતી કરવા લાગ્યા. તે બિચારીએ કોઇ દોડો, કોઇ દોડો એમ બુમ મારવા માંડી. આત્મહત્યા વગર છુટકો નથી એવી તેની ખાત્રી થઇ. માળ ઉપર જે બારીઓ હતી તેમાંથી પડતું નાખવા શિવાય બીજો રસ્તો નથી એમ તેણે માન્યું અને જેવા પેલા બે તેના શરીર ઉપર ધસ્યા કે તેણે એક બારી આગળ જઇ ત્યાંથી નખાવી દીધું.

# પ્રકરણ ૧૦ મું.

## શોધ.

ચાર પાંચ દિવસ થઇ ગયા પણ વેણીનો કાંઇ પતો લાગ્યો નહિ. તેના સઘળાં સગાંવહાલાં વેણી માટે કાળજી કરતાં હતાં. તેની માતા તથા તેના નાનાભાઇ શ્રીપાદને તેને માટે કેટલી કાળજી થતી હશે તેની વાંચકોએ કલ્પના કરી લેવી. વેણીની માતાને તો વેણી સિવાય આખું જગત સુન્ય ભાસવા લાગ્યું હતું. વેણીની બેસવાની ઓસી તેને વેણી શિવાય ભયાનક લાગતી હતી. તેના પુસ્તકો અવ્યવસ્થીત પડેલાં હતાં. તેની સઘળી વસ્તુઓ ધુળ ખાતી પડેલી હતી. તેની સઘળી વસ્તુ જોઇને તેનું હૃદય ભરાઇ આવતું હતું. વેણીની કાળજીમાં ઇંદિરા બાઇની ઉંઘ, ભુખ અને તરસ કાંઇનું ભાન રહ્યું નહોતું.

કૃષ્ણરાવ તો વેણીને માટે તદ્દન દિવાનો થઇ ગયો હતો. તેને જમવું, ખાવું, પીવું કાંઇ સુજતું નહોતું. કાંઇપણ કામ ઉપર તેનું ચિત્ત લાગતું નહોતું. ચિંતામાં ઘેરાઇ જવાથી તેને ઉંઘ પણ આવતી નહોતી. વેણી કેવી રીતે

મળે, ક્યાં મળે, એ શિવાય બીજો કાંઇ પણ વિચાર તેના મનમાં નહોતો. વેણીને શોધી કાઢવા શિવાય તેના મનમાં બીજો કાંઇ ઉદયોગ લાગતો નહોતો. રાત દિવસ તેને વેણીના વિચાર આવ્યા કરતા હતા.

કૃષ્ણરાવના પિતાએ પોતાના બંગલાની આસપાસ એક બગીચો બનાવ્યો હતો. અંદર કેટલાક બાંકો જોડ્યા હતા. ગામના લોકોને પણ તેમાં ફરવા આવવાની છુટ રાખવામાં આવી હતી. કેટલાક નાના બચ્ચાઓ પણ તે બગીચામાં રમવા આવતા હતા. વેણી સંબંધી તદન નિરાશ થવાથી કૃષ્ણરાવ એક બાંક ઉપર આવી પોતે સુંબઇથી જે રોપાઓ લાવ્યો હતો તે કેવી સ્થિતીમાં હતા તે નિહાળતો બેઠો હતો.

આજે વિશ્વનાથ જાગીરદારનો સાળો માધવરાવ પણ આ બગીચામાં ફરવા આવ્યો હતો. માધવરાવ અપકાલર્યો પોશાક પહેરી બાગમાં આમ તેમ ફરતો હતો. તેણે સફેદ અસ્ત્રી કરેલા કડકડતાં કપડાં પહેર્યાં હતાં. પગમાં જોડાનો ચમચમ અવાજ થતો હતો. પોતે જાગીરદારનો સાળો એટલે એક જાતનો અહંકાર તેનામાં હતો. તેને એમ લાગતું હતું કે પોતાના જેવા મોટા પુરૂષને જોતાં કૃષ્ણરાવ તેને પોતાની પાસે બાંક ઉપર બેસવાને બોલાવશે, પણ તેમ કાંઇ થયું નહિ. આજે જરા તેણે દારૂ પણ લીધો હતો. તેથી કૃષ્ણરાવે તેને આવકાર આપ્યો નહિ તેથી તેનો ગુસ્સો વધી જતાં વાર લાગી નહિ. આમ તેમ થોડા ફેરા માર્યા પછી કૃષ્ણરાવ

જ્યાં બેઠો હતો તે તરફ આવ્યો. તોપણ કૃષ્ણરાવે તેના તરફ ધ્યાન આપ્યું નહિ. આથી તેના શરીરમાં પ્રગટેલો ક્રોધાગ્ની વધ્યો. પરંતુ કરે શું? મનમાં બડબડતો બડબડતો ફર્યા કરતો હતો. દુર્જન અને ખાસ કરી ખુનસી લોકોને પોતાનું અપમાન થાય તે સહન થઇ શકતું નથી. દુર્જનને પ્રથમ વંદન કરવું એવી કેટલેક ઠેકાણે કહેવત ચાલે છે. પણ કૃષ્ણરાવ પોતાની કાળજીમાં પુર હોવાથી માધવરાવ તરફ તેનું બિલકુલ ધ્યાન ગયું નહિ. માધવરાવે હવે નક્કી કર્યું કે તેણે પોતેજ તેની પાસે વાત કાઢવી અને તેની ખુબ મશ્કરી કરવી. તે એકદમ કૃષ્ણરાવની પાસે જઇ હસવા લાગ્યો અને પોતાની તરફ કૃષ્ણરાવનું ધ્યાન ખેંચાતા તે બોલ્યો—"કેમ કૃષ્ણરાવ, ઠીક છે કેની?"

આટલું બોલી તે વળી કૃષ્ણરાવની સામું જોઇ વધુ હસવા લાગ્યો. આવી વર્તણુક જોઇ કૃષ્ણરાવને અજાયબી ઉપજી પણ તે બદ્દલ તિરસ્કાર ન જતાવતાં તે બોલ્યો—"હા, આપની મહેરબાનીથી હજુ લગણ તો ઠીક છે. આજ રસ્તો ભુલી આ તરફ કયાંથી આવી ચડયા?"

માધવરાવ પ્રૌઢતાનો આડંબર કરી બોલ્યો "છિ, છિ, રસ્તો શું ભુલે? કાંઇ જરૂરીનું કામ હોવાથી તમારી પાસે આવ્યો છું."

કૃષ્ણરાવે નમ્રતા બતાવી કહ્યું—"ત્યારે અમારા ઉપર મોટો ઉપકાર થયો. ચાલો ત્યારે મારા બંગલામાં જઇએ."

માધવરાવે તિરસ્કારપુર્વક કહ્યું "છટ, મને જરા ફુરસદ નથી. કોઇ જરૂરના કામ માટે મુંબઇ જવું છે તેની તૈયારી અત્યારથી કરવી જોઇએ."

કૃષ્ણુરાવ તે છતાં ગુસ્સે ન થતાં જરા હસીને બોલ્યો–"ત્યારે આપનું મારી સાથે જરૂરીનું કામ શું છે?"

"કામ કોઇ ખાસ મહત્વનું નથી. આપને એક વખત વિશ્વનાથ જાગીરદાર સાહેબે મળવાને બોલાવ્યા છે. મળશો ત્યારે કામ સંબંધી સઘળી માહીતી મળશે."

"ઠીક છે, મને ફુરસદ મળશે ત્યારે જરૂર મળવા આવીશ."

માધવરાવે જરા કચવાઇ જવાબ આપ્યો.—"ફુરસદ એટલે શું? તમારે જરૂર તેમને મળવું જોઇએ."

કૃષ્ણુરાવે કહ્યું–"હું હાલમાં ઘણી ફીકરમાં છું. તેમજ મને કામ પણ પુષ્કળ છે. તેથી મારાથી ઝાઝું બાહર જવાતું નથી. પણ સગવડે જરૂર જાગીરદાર સાહેબને મળી આવીશ."

માધવરાવે ગુસ્સામાં જવાબ આપ્યો "એવું તે શું મહત્વનું કામ છે? જાગીરદાર સાહેબનો શબ્દ આજે કોઇ તોડે તેમ નથી અને તમે ફુરસદની વાતો કરો છો એ કેટલી તમારી મગરૂરી? તમારૂં મહત્વનું કામ તો વેણીની શોધનું હોવું જોઇએ; પણ કૃષ્ણુરાવ, વેણીનો તમારાથી તો નહિ પણ તમારા દાદાથી પણ પત્તો લાગે તેમ નથી. તે તમોને હાથ તાળી આપી ચાલી ગઇ."

માધવરાવના આ બોલવાથી કૃષ્ણરાવને ઘણો ગુસ્સો આવ્યો પણ બહાર નહિ બતાવતા તે બોલ્યો–"માધવરાવ, આપ જાગીરદાર જેવા મોટા માણસના સાળા, તેથી મોઢામાં આવે તેમ ગમે તેવું બોલવું તે સભ્યતા કેવી?"

માધવરાવે ઉપલા બોલવાની દરકાર નહિ કરતા જવાબ આપ્યો–"તમે મને સભ્ય કહો કે અસભ્ય કહો, પણ હું તમોને ખોટું કહેનાર નથી. તમને એમ લાગે છે કે વેણીનો તમારા ઉપર પ્રેમ છે પણ તે તમારો ભ્રમ છે. મેં એમ સાંભળ્યું છે કે મુંબઇ કોઇ શખ્સ સાથે ચાલી ગઇ છે અને ત્યાં–અને તેટલા માટે હું મુંબઇ જાઉં છું."

કૃષ્ણરાવ અત્યાર સુધી ગુસ્સે થયો નહોતો પણ માધવરાવ જે કાંઇ બોલતો હતો તે શાંતપણે સાંભળી રહેતો હતો પણ વેણીની આવા પ્રકારની નિંદા સાંભળી તે પોતનો ગુસ્સો દબાવી શક્યો નહિ. તે ગુસ્સામાં બોલી ઉઠયો–"માધવરાવ, તું શુદ્ધીમાં છે કે નહિ? મુર્ખની જેમ આવું અભદ્ર બોલતાં તને શરમ આવતી નથી? મને તો એમ લાગે છે કે અહિંયા આવતાં દારૂ તો નથી પીધો? વેણી તને મળી નહિ તેથી તેની આવી નાલેશી કરે છે? તને જો ગુસ્સો આવ્યો હોય અથવા દારૂથી તારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ હોય તો પાંચ દશ ગાળ મને દે પણ તે સાધ્વીનું નામ તારા મોઢામાંથી કાઢતો નહિ."

માધવરાવે આજે દારૂ તો સારો પીધો હતો. શું બોલવું અને શું નહિં બોલવું તેનું તેને ભાન રહ્યું નહોતું. કોઈ પણ રીતે કૃષ્ણુરાવની ફજેતી કરવી. તેને દશ પાંચ ગાળો દેવી એજ તેનો ઉદ્દેશ હતો. કૃષ્ણરાવે તેને જે કહ્યું તેથી તેને શરમ આવી નહિ. તે ઉલટો હસતો હસતો બોલ્યો. "અહા, અહા, કેવી સાધ્વી, તે સાધ્વીના મદદગાર કૃષ્ણુરાવ, મારા કરતાં તું સોગણો મુર્ખ છે. તે જો સાધ્વી હોત તો મુંબઈ ચાલી જતે નહિ. હું ગમે તેટલો ભ્રષ્ટ થયો હઈશ પણ તારા જેટલો અજ્ઞાન નથી. તેના જેવી ખરાબ ચાલનીને તું સાધ્વી કહે છે? અને તે ઉપરથીજ તું મને મુર્ખ જણાય છે."

દારૂ પી મસ્ત થયેલા સાથે બોલવું નકામું છે એવો વિચાર કરી કૃષ્ણરાવ મુંગો રહેવા માગતો હતો પણ તેનાથી રહી શકાયું નહિ અને તે બોલ્યો—"માધવરાવ, તારી જીભ અટકાવ, મનમાં આવે તે બખી નાંખ નહિ. તને દારૂની ઘેન ચડી હોય તો ઘેર જઈ સુઈ જા. હવે જો તું કાંઈ વાંકુ ચુકું બોલ્યો છે તો મારા બગીચામાંથી માણુસ પાસે ધકકો મારી કઢાવીશ."

કૃષ્ણુરાવનો કડક જવાબ સાંભળી માધવરાવને ઘણો ગુસ્સો ઉપજ્યો. દારૂના ઘેનમાં તેના મોઢામાંથી બરાબર શબ્દો પણ નિકળતા નહોતા પણ તેમ છતાં લથડતી જીભે તે બોલ્યો—"વિશ્વનાથ જાગીરદારથી માસના લોક થરથર

ધ્રુજે છે. તેનો હું બાળો, તેને તું ભીખારી હાંકી કાઢનાર ? હાંકી કાઢીશ એ બોલવું સહેલું છે પણ હાંકી કાઢ કે મોઢામાં એક દાંત પણ રહે છે કે કેમ તે જણાશે. રા–નીકળી ગઇ તે છતાં તું કહે છે કે સાધ્વીનું નામ ન દઉં ?"

માધવરાવના આ બોલવાથી કૃષ્ણરાવની સઘળી ધીરજ ઉડી ગઇ અને તેણે પોતાના બે નોકરને બોલાવી કહ્યું–"આ ગધેડાને પકડો મારા બાગમાંથી બહાર કાઢો." કૃષ્ણરાવનો હુકમ થતા ઘાટીઓએ તેને બગીચામાંથી પકડી બહાર કાઢવા માંડયો. દારૂના કેફમાં માધવરાવમાં શકતી અને વિવેક બીલકુલ રહયા નહોતા. તેણે તે ઘાટીઓને, કૃષ્ણરાવને અને વણીને મોઢામાં આવી તેવી ગાળો દીધી. પોતે શું બોલે છે પોતે કયાં છે તેનું પણ તેને ભાન રહ્યુ નહોતું. ઘાટીઓએ તેને ખેંચીને બગીચાની બહાર લાવી મુકયો. તેનામાં ઉભા રહેવાની પણ શકતી નહોતી. ઘાટીઓએ છોડી દેતા તે રસ્તામાં તરત પડી ગયો. તરતજ તેની આસપાસ લોકોનું ટોળું એકઠું થયું. માધવરાવ મોઢેથી ગમે તેવી ગાળો દેતો હતો, ઘડીકમાં ગમે તેમ ઘાંટા પાડતો અને ઘડીકમાં ગાણું ગાવા લાગ્યો હતો જેથી આસપાસ એકઠા થનારાઓને ભારી ગમ્મત પડી હતી. કેટલાક તેને ચમત્કારીક પ્રશ્ન કરતા હતા. રસ્તામાં ગધેડાની જેમ તે આળોટતો હતો. કૃષ્ણરાવને તેની આવી સ્થિતી જોઇ દયા આવી અને પોતાની ઘરની ગાડીમાં તેને ઘેરપહોંચતો કરી આપ્યો.

જે દિવસે આ બીના બની તે દિવસે કૃષ્ણરાવને બીલકુલ ઉંઘ આવી નહિ. માધવરાવ દારૂના કેફમાં ગમે તેમ બોલી ગયો પણ તેનો વિચાર કૃષ્ણરાવને આખી રાત આવ્યો. વેણી માટે તેના વિચારો ઘણા ઉચ્ચ હતા જેથી માધવરાવ જે કાંઈ બોલી ગયો તે શબ્દો તેને ઝેર સમાન લાગ્યા. પાણીમાંથી કાઢેલી માછલી તપેલી રેતીમાં જેમ તરફડે છે તેમ આખી રાત કૃષ્ણરાવ બીછાના ઉપર ટળવળ્યા કર્યો. ગુસ્સાથી તેનું મગજ ભરાયલું હતું પણ તે ગુસ્સો માધવરાવ ઉપર હતો કે વેણી ઉપર તે તેને પોતાને ખબર નહોતી. શરીરમાં લોહી તપી ગયું હતું અને જોરથી વહેતું હતું. દરેક ક્ષણે નવા નવા વિચાર તેના મગજમાં આવતા હતા. તે માધવરાવ ઉપર ગુસ્સો બતાવતો હોય તેમ હોઠ દબાવી દાંત કચકચાવતો બોલ્યો—"નીચ કુત્રા, મારી સમક્ષ મારી વેણીના સંબંધમાં જેમ આવ્યું તેમ અભદ્ર બોલી ગયો અને હું મુંગો મુંગો સાંભળી રહું તેટલો બાયલો નથી. મારા શરીરમાં એટલું જોર છે કે એક મુક્કી મારી તારો પ્રાણ લઉં. પણ તેમ કરવાથી લોકોમાં મારૂં નામ હલકું કહેવાશે. હું ખુની ગણાઇશ અને મારા કુટમ્બની આબરૂ ઉપર પાણી ફરી વળે. તેટલાજ માટે તને જવા દીધો."

આ પ્રમાણે બબડીને તે સ્વસ્થ પડયો પણ તેના મનને સ્વસ્થતા મળી નહિ. એક વિચાર પુરો થતાં તેના મનમાં બીજો વિચાર ઉભો

ચતો. તેના મનમાં વળી નિરાળીજ વિચારલહરી ઉત્પન્ન થઇ. તે પથારીમાં બેઠો થઇ, કપાળ ઉપર હાથ મુકી બડબડવા લાગ્યો—"અભાગ્યા કૃષ્ણરાવ, તું વેણી માટે આટલી બધી કાળજી શા માટે રાખે છે? માધવરાવે મોઢેથી ખુબ સારી જે કહ્યું તે શા માટે ખરૂં નહિ હોય? ખરેખર વેણીએ તેમ કર્યું હોય તો પછી આ અવન્તીપુરમાં તો શું પણ જગતમાં પણ તે પોતાનું કાળું મોઢું બતાવી શકે તેમ નથી. પણ તે તેમ કરે તેવી નથી. કોઇ તેનો પ્રાણ લે તો પણ તે આડે રસ્તે જાય તેવી નથી. પણ કોઇએ તેને ફસાવી હોય અને પછી સ્ત્રી જાતીનો શું ભરોસો? હું કેટલો મુર્ખ? મેં તેના ઉપર કેટલો વિશ્વાસ રાખ્યો? માધવરાવ અમસ્થો એમ પટપટારો કરે એમ પણ લાગતું નથી. વળી તે દારૂના કેફમાં હતો; ઘણા મનુષ્યો દારૂના કેફમાં ખરેખરૂં બોલી દે છે, એમ કહેવાય છે. તેથી તેણે જે કહ્યું તે ખરૂં હોવું જોઇએ. માધવરાવના મનમાં પણ વેણી સાથે લગ્ન કરવાનાં હતાં અને તેથી તે ગુમ થઇ એટલે તેણે તપાસ કરાવેલી હોવી જોઇએ અને તપાસમાં સઘળી હકીકત તેના જાણવામાં આવી હશે અને દારૂના ઘેનમાં મારી આગળ તે સઘળું બકી ગયો. જેને હું મોટી સુજ્ઞ સમજતો હતો તે કેટલી અજ્ઞાન અને મુર્ખ નિકળી? અમે સ્ત્રીઓનો કેટલો ભરોસો રાખીએ છીએ, તેઓના તરફ કેટલો પુજ્યભાવ રાખીએ છીએ પણ તે કુલટાઓ એક ક્ષણમાં તે ઉપર પાણી ફેરવે છે. વેણી, તું ખરેખર આવી નીકળી? વેણી ઉપર મારો કેટલો પ્રેમ પણ પ્રેમનો બદલો તેના હૃદયમાં બીલકુલ હતો

કે ? વેણી મારી સાથે જ્યારે વાત કરતી ત્યારે મને એમ લાગતું કે આ જગત્માં તેના જેવી પવિત્ર બીજી કોઇ હશે નહિ પણ તેજ વેણીએ મારૂં મોઢું નીચું પાડયું. જે શબ્દો મારે કાને પડવાની મેં કદી વકકી રાખી નહોતી તે શબ્દો આજે માધવરાવને મોઢે સાંભળ્યા. આરબ્ધનો આ કેટલો વિલક્ષણ યોગ! જગતમાં ભરોસો કોનો રાખવો ? જગત્માં સર્વનો નાશ થાય છે એમ કહેવાય છે પણ અવિશ્વાસની વૃધ્ધી ઝપાટાથી થવા લાગી છે. જેના ઉપર વિશ્વાસ મુકી શકાય, જેની સાથે પ્રેમ રાખી શકાય, અને પુજ્યભાવ ધરી શકાય તેવી એક પણ વસ્તુ જગત્માં મળશે કે ? નાહ, નહિ. જગત્માં મળવી શક્ય નથી. એક વખત જગત્માં મારી માનીતી વેણી હતી પણ આજે તે નામ જાલમ ઝેર સમાન થઇ પડયું છે. મારા અંતઃકરણમાં એક સરખી આગ લાગી છે. વેણી માટે તેના શત્રુ સાથે હાડવેર મેં કર્યું. તેના કલ્યાણ માટે તેણે જે ભળતો નિશ્ચય કર્યો હતો તે મેં તોડી પાડયો અને મારા પોતાના અભ્યાસને પણ નુકશાન પહોંચાડયું. મેં આટલી મહેનત કરી તેની તેણે શું કદર કરી ?” આ પ્રમાણે તે પુષ્કળ બડબડયો. વેણી માટે હવે વધુ વિચાર નહિ કરવો એવો ઠરાવ કરી તે પથારીમાં પડયો પણ તેમ છતાં તેના વિચાર તરંગ બંધ પડયા નહિ; તેના હૃદયમાં લાગેલી આગ જરા પણ કમી થઇ નહિ.

ધીમે ધીમે રાત્રી પુરી થઇ. આકાશમાં આવેલી રક્તતા ઉપરથી થોડા વખતમાં સુર્યોદય થશે એવો ભાસ થઇ રહ્યો હતો. નીરાશાના કાળા વસ્ત્રમાં ઢંકાઇ ગયેલી સૃષ્ટી દૈદિપ્યમાન પ્રકાશથી ચમકવા લાગી. સવાર પડી કે કૃષ્ણરાવ ઉઠયો અને પ્રાતઃવિધી જલદીથી આટોપી પોતાની ખોલીમાં એક આરામ ખુરશીમાં જઇ પડયો. તેણે એક ઇતિહાસીક નવલકથા વાંચવા માંડી. તે વાંચવામાં લિન થયો હતો તેટલામાં એક આઠ નવ વરસનો સાદો પોશાક પહેરેલો છોકરો તેની ખોલીમાં દાખલ થયો. તે છોકરાને જોતાં તેના તરફ તિરસ્કારની દ્રષ્ટીએ તેણે જોયું. તે અજ્ઞાન છોકરાને તિરસ્કાર કે આનંદ એ બેના ભેદનું બીલકુલ જ્ઞાન નહોતું. તે તો હસ્તે ચહેરે કરી બોલ્યો "કૃષ્ણરાવ".

આખી રાત વિચારોથી તેનું મગજ ભમી ગયું તેમાં આ નવી કટકટ આવી તેમ તેને લાગ્યું હતું. તે કંટાળેલો ચ્હેરો કરી બોલ્યો—"શ્રીપાદ, કેમ આવ્યો ?"

શ્રીપાદે કોઇપણ પ્રકારનો વિકાર ન બતાવતા કહ્યું— "વેણી બ્હેન—"

કૃષ્ણરાવે તેને વધુ બોલવા નહિ દેતાં ગુસ્સો કરી કહ્યુ—"શ્રીપાદ, શા માટે તે દુષ્ટ છોકરીનું નામ દઇ તારી જીભ વટાવે છે? તારી બહેન શું કરે છે તેનું જો તને જ્ઞાન હોત તો તું પણ મારી જેમ તેને માટે દુઃખી થયો હોત. નહિ નહિ, એ ચંડાળણીનું નામ દે નહિ."

આ અજ્ઞાન છોકરો કૃષ્ણુરાવ જે કાંઇ બોલી ગયો તે કાંઇ સમજ્યો નહિ. તે તો હસતો હસતો બોલ્યો "કૃષ્ણુરાવ, વેણીનો પત્તો મળ્યો."

અજ્ઞાનપણાને લીધે શ્રીપાદ હસે છે તે જોઇ કૃષ્ણુરાવને તેની દયા આવી અને તે બોલ્યો–"છોકરા, તારી બહેનનો પત્તો મળ્યો તેથી તને આનંદ થાય છે, પણ આગળ જતાં મારા જેવડો થઇશ ત્યારે તને એમ લાગશે કે તેનો પત્તો લાગ્યો તેના કરતાં તે મરી ગઇ હોત તો વધુ સારૂં છે. શ્રીપાદ, તે મુંબઇ છે કે નહિ ?

શ્રીપાદે કહ્યું-"નહિ, તે અહિં છે."

કૃષ્ણુરાવે અજાયબ થઇ પુછ્યું–"તે અહિયાં ક્યારે આવી?"

શ્રીપાદે જવાબ આપ્યો—"હજી ક્યાં ઘરે આવી છે ? તમે ખટપટ કરો તો ઘર આવે."

કૃષ્ણુરાવે કંટાળી જવાબ આપ્યો "શ્રીપાદ તેને ઘેરે લાવી હવે શું કરવું છે ?"

શ્રીપાદની આંખમાં આસું આવ્યાં અને તે બોલ્યો "કૃષ્ણુરાવ, તેને અહિંયા કેદ કરવામાં આવી છે અને તેને ઘણું દુઃખ દેવામાં આવે છે."

"શું એને અહિંયાં કેદ કરવામાં આવી છે ? કોણે કેદ કરી છે?"

શ્રીપાદ ડોળા લુછતાં લુછતાં બોલ્યો "તે મને શું ખબર? કાલ રાતે મારે ઘેર એક બાઇ આવી હતી તે મારી બાને એક પત્ર આપી કાંઇ કહીને ચાલી ગઇ. તે ઉપરથી બાએ કહ્યું કે તેને અહિંયા કેદ કરવામાં આવી છે."

કૃષ્ણરાવે ઉત્સુકતાથી પુછયું-"તે પત્ર તું લાવ્યો છે કે?"

શ્રીપાદે તરત તે પત્ર કાઢી આપ્યો અને કહ્યું-"હા ચાલો."

કૃષ્ણરાવે તરતજ તે એક પાકીટમાંથી પત્ર કાઢી વાંચવા માંડયો જે નીચે મુજબ હતો:—

શ્રીયુત કૃષ્ણરાવ જોગ,

વેણી અવન્તીપુરમાં છે. તેને જાગીરદાર વિશ્વનાથે પોતાના પુત્ર ગણપતરાવ મારફતે ફસાવી પોતાના ઘરમાં પુરી રાખી છે. આપ તથા વેણીની માતા ઇંદીરાબાઇ તેને માટે ઘણી ફીકર કરતાં હશો તેથી બની શકે તેટલી આ ખબર આપી છે. ખટપટ કરશો તો આ ગાયનો સહેલમાં છુટકો થઇ શકે તેમ છે.

પત્ર વાંચી તરતજ ફાડી નાંખજો. પત્ર કોઇ બીજાની દષ્ટીએ પડશે તો ઘણું ભયંકર પરિણામ આવશે. સાધ્વીનું સંરક્ષણ કરવું એટલા માટેજ આ ભયંકર સાહસ કર્યો છે.

મારો અને મણુપતરાવનો અસંત નીકટ સંબંધ છે તેથી આ પત્ર વિષે અવિશ્વાસ લાવતા નહિ.

આપ જો વેણીના છુટકા માટે જલદી પ્રયત્ન નહી કરો તો તે પોતાના સતીત્વનું સંરક્ષણ કરવા માટે આત્મહત્યા કરશે. આ પત્ર કોણે લખ્યો છે તે વીષે વધારે ચોકશી નહિ કરતાં પ્રયત્ન કરશો એટલે બસ.

લી૦

એક આખ્વીની દયા ખાનાર.

પત્ર વાંચી પુરો થતાં કૃષ્ણરાવે તેમાં લખ્યા પ્રમાણે ફાડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા, અને બારીમાંથી દુર ફેંકી દીધા. કૃષ્ણરાવે તે પછી શ્રીપાદને કહ્યું—"છોકરા, તું હવે ઘેર જા. તારી બાને કહેજે કે તમારા કરતાં પણ અને વિશેષ કાળજી છે માટે સ્વસ્થ બેસો."

શ્રીપાદ કૃષ્ણરાવનો ઉપયો જવાબ લઇ તરત દોડતો દોડતો ઘેર ગયો. કૃષ્ણરાવનું મન થોડા વખત પહેલાં જે વિચારશુન્ય હતું તેમાં પાછા વિચાર લહરીનાં આંદોલનો આવવા માંડયાં. તેની સ્થિતી આ વખતે ઘણી ચમત્કારીક થઇ પડી હતી. 'વેણી' એ શબ્દ પણ ફરીથી મોઢામાંથી ઉચ્ચારવો નહિ એવો રાતના જેણે નિશ્ચય કર્યો હતો તેણે ઉપયો પત્ર વાંચ્યા પછી 'વેણી' 'વેણી' એ નામનો જપ શરૂ કર્યો.

તે જે નવલકથા વાંચતો હતો એ શિવાજીના વખતની હતી. તેમાં સિંહગઢનો કીલ્લો લેવામાં જે પ્રયત્ન થયો હતો અને સતી કમળકુમારીએ પોતાના પતિના મરણ પછી સતી થવાને કરેલો નિશ્ચય વીગેરે પ્રકરણો તેણે વાંચ્યા હતા તે ઉપરથી સ્ત્રીઓ હલકી ખરાબ હોય છે તે વિચાર તેનો થોડો ઘણો દુર થયો હતો. તરતજ ઉપલો પત્ર વાંચ્યા પછી કૃષ્ણરાવના મનમાં પણ એમજ આવ્યું કે પોતાના સતીત્વનું રક્ષણ કરવામાં વેણી શા માટે કમળકુમારીની જેમ કસોટીમાંથી પસાર નહિ થાય ? તેને છોડાવાનો પ્રયત્ન કરવો જોઇએ અને જરૂર પડે તે પોતાના પ્રાણનો ભોગ આપવો એવા વિચારમાં તે એકદમ આવી ગયો. કાલ પેલા દારૂડીઆ માધવરાવે મારા કાન ભ્રષ્ટ કર્યાં હતા પણ હવે મારી ખાત્રી થાય છે કે તેના ઉપર સંકટ આવી પડયું છે. તે કેવી રીતે વેણીને છોડવવી તેના વિચારમાં પડયો અને જમવાની વખત થઇ અને તેને બુમ મારવામાં આવી ત્યારેજ શુદ્ધિમાં આવ્યો.

---

# પ્રકરણ ૧૧ મું.

## વિઘ્ન.

ગોવિંદરાવને ઘેર જમવાની વ્યવસ્થા એવી હતી કે પુરૂષો એક સાથે જમવા બેસતા હતા. એક પછી એક જેને જેમ ફાવે તેમ જમી લેવાનું નહિ હોવાથી ગોવિંદરાવ અને કૃષ્ણરાવ એકજ સાથે જમવા બેસતા હતા. તે પ્રમાણે આજે જમવા બેઠા હતા. વેણી ગુમ થયા પછી ગોવિંદરાવને ઘેર તેને વિશે હંમેશાં ચર્ચા ચાલતી હતી. આજે પણ જમતી વખતે તે વિષય નિકળ્યે; એટલે ગોવિંદરાવે કહ્યું "વેણીની આજ સુધીની વર્તણુક જોતાં તેના હાથથી કાંઇ ભુલ થાય એમ મને લાગતું નથી."

તે ઉપરથી કૃષ્ણરાવે કહ્યું–"આજકાલ ગામમાં વિશ્વનાથ જાગીરદારે જબરો જુલમ કરવા માંડયો છે. વેણીના માધવરાવ સાથે લગ્ન કરવા માટે તેને પોતાના ઘરમાં કેદ કરી છે એવી મને ખાત્રીપુર્વક ખબર મળી છે."

કૃષ્ણરાવના આ બોલવાથી ગોવિંદરાવને ઘણી અજાયબી ઉપજી. ગામમાં વેણી વિશે જે ગપ્પાં ચાલતા હતા તે ઉપર

ગોવિંદરાવનો વિશ્વાસ નહોતો. વેણી ગુમ થઇ ત્યારેજ તેને એમ લાગ્યું હતું કે એમાં વિશ્વનાથ જાગીરદારનો કોઇ સંબંધ હોવો જોઇએ પણ વિશ્વનાથ મોટા જાગીરદાર, ઓનરરી મેજીસ્ટ્રેટ પડયા એટલે તેનું નામ જણાવવાનું તેનામાં ધૈર્ય હતું નાહ. આજે કૃષ્ણરાવે વિશ્વનાથનું નામ જણાવતાં ગોવિંદરાવનું આગલું માનવું દઢ થયું. પોતાની ખાત્રી કરવા માટે તેણે કેટલીક હકીકત કૃષ્ણરાવને પુછી. કૃષ્ણરાવે પોતે જે કાંઇ જાણતો હતો તે સઘળું જણાવ્યું. આ સાભળી ગોવિંદરાવને વિશ્વનાથ જાગીરદાર ઉપર પુષ્કળ ગુસ્સો ઉત્પન્ન થયો. થોડો વખત સઘળી બાબદનો વિચાર કરી તે બોલ્યો—"તારા તે પત્રમાં વેણીને અમુક ઠેકાણે પુરી રાખી છે એવો કાંઇ ઇશારો હતો કે ?"

"તે વિષે મારી પકી ખાત્રી નથી પણ વિશ્વનાથે જાગીરદારે તેને પોતાના ઘરમાં સંતાડી રાખી છે એવું કાંઇ વાકય હતું."

"મને તો એમ લાગે છે કે તે આવડું સાહસ કરે નહિ. તેણે તેને કોઇ બીજાના ઘરમાં અથવા રાનમાં તેનો બંગલો છે ત્યાં રાખેલી હોવી જોઇએ."

"વિશ્વનાથે તેને પોતાના ઘરમાં રાખી હશે એમ મને તો લાગે છે. તે એવું સાહસ કરવામાં જરા બીએ તેમ નથી. તે તો અવંન્તીપુરમાં પોતાને બીજા ઔરંગઝેબ તરીકે માને

છે. હું ગમે તેમ કરી શકું એવું તેને અભિમાન છે અને તે પ્રમાણે તે વર્તે છે. વેણીને તેણે ગમે ત્યાં સંતાડી હોય પણ ત્યાંથી તેનો છુટકો કરવો જોઇએ."

"પણ તેમ કરવું કાંઇ સહેલું નથી. તેને અમુક ઠેકાણે રાખી છે એવી ખબર મળે તો તેનો છુટકો કરવાનું સહેલું થઇ પડે."

"પણ તે ઠેકાણું ક્યાંથી મળે? જ્યાં સુધી આપણને તે વિશે નક્કી ખબર મળે નહિ ત્યાં સુધી તો વિશ્વનાથ જાગીરદારનું ઘરજ બતાવવું પડે."

"પણ તેમ કરવાથી વેણીનો જલદી છુટકો થાય એમ મને તો લાગતું નથી."

"કેમ નહિ? આજના જમાનામાં વિશ્વનાથ ગમે તેવી મોગલાઇ ચલાવી શકે તેમ નથી. હું મુંબઇ જઇ પોલીસના કાન ઉપર આ બીના લાવું છું. એક વખત સરકાર તરફથી પોલીસ તપાસ શરૂ થઇ કે વિશ્વનાથના સઘળાં ભોપાળાં બહાર આવશે. પોલીસની તપાસમાં વિશ્વનાથ જાગીરદારની સત્તા, લુચ્ચાઇ, અને પૈસા સઘળા ફીકકા પડી જશે."

"વિશ્વનાથ જાગીરદાર માટે કાંઇ કહી શકાય નહિ. તોપણ તું આજ મુંબઇ જા-ત્યાં જઇ કેશવલાલની સલાહ લે અને પછી જે કરવું હોય તે કર. મારી હાલમાં વૃધાવસ્થા થઇ છે તેથી આવી સ્થિતિમાં મને કાંઇ ચિંતા કરવી પડે

તેવું કરતો નહિ. તું આપણા સ્નેહીઓની સલાહ લે. જે કાંઈ કરવું પડે તેનો તું પણ પુરતો વિચાર કરજે. વિશ્વનાથ અત્યંત દુષ્ટ, નીચ અને નિર્દય છે. તેની સામે પ્રયત્ન કરવો છે તે ધ્યાનમાં રાખજે, તું આજે મુંબઈ ગયા પછી સાંજના હું પણ વિશ્વનાથ જાગીરદારને ઘેર જઈ તેને બે શબ્દ કહેવાના ઘટશે તે કહી આવીશ. તે સાંભળશે તો તેની મરજી."

"તમારી ઇચ્છા હોય તો ભલે મળો પણ તેનાથી કાંઈ ફાયદો થાય એમ મને તો લાગતું નથી."

આ પ્રમાણે બીજી કેટલીક વાતચિત કરી બન્ને જમી રહ્યા. કૃષ્ણરાવે સાંજના ચાર કલાકે મુંબઈ જવાની તૈયારી કરી અને મછવામાં બેસી મુંબઈ જવા નિકળ્યો. અવન્તીપુર મુંબઈથી કાંઈ દુર નહોતું. બોટની રાહ જોતાં મછવામાં જવાનું કેટલીક વખત સહેલું પડતું હતું. તે પ્રમાણે કૃષ્ણરાવ પણ મછવો કરી નિકળ્યો. મછવો તેણે તદન સ્વતંત્ર કર્યો હતો જેથી તે અને ત્રણ મછવાવાળા શિવાય મછવામાં બીજું કોઈ નહોતું. સાયંકાળનો વખત હોવાથી વાયુ મંદમંદ વાતો હતો. સમુદ્ર તદન શાંત હતો. કૃષ્ણરાવ જે મછવામાં બેઠો હતો તે ડોલતો ડોલતો ભર દરિયે જતો હતો. આ સમયનો સમુદ્રનો દેખાવ જોઈ કૃષ્ણરાવના મનને ઘણો આનંદ થયો. તે સ્વસ્થપણે મછવામાં બેસી સમુદ્રની મોજ જોતો હતો. તે જે કામ માટે મુંબઈ જતો હતો તે સબંધી તેના મનમાં વિચાર ચાલતા હતા. મુંબઈ ગયા પછી શું

કરવું, કોની મદદ લેવી, પોલીસને કેવા સ્વરૂપમાં ફર્યાદ કરવી એ વિષે અનેક વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. વેણી ગુમ થવાની સાથે આ ખબર મળી હોત તો અત્યાર પહેલાં તેનો છુટકો થઇ ગયો હોત અને આટલા દિવસ કેદખાના જેવી જીંદગી ભોગવવી પડી તે તેને ભોગવવી પડતે નહિ. હવે હું તેનો જલદી છુટકો કરીશ, એવા આશા જનક વિચારો ચાલતા હત તો ઘડીકમાં એવા વિચારો આવતા હતા કે વિશ્વનાથ જાગીરદાર શ્રીમંત છે, લુચ્ચો છે તેથી પ્રયત્ન ફોકટ તો નહિ જાય? જો પ્રયત્ન ફોગટ ગયો તો તે સામી આબરૂની ફરિયાદી માંડશે. વળી વિચાર આવ્યો કે જો વેણી જાગીરદારના ઘરમાંથી મળી આવી તો જાગીરદાર, ગણપતરાવ, અને માધવરાવ સઘળાને શીક્ષા થશે અને વેણીના છુટકારાની સાથે અવન્તીપુરના લોકો પણ સુખી થશે. સમુદ્રના મોજા કરતાં પણ માણસના મનના વિચારો જોરથી વહે છે એમ જે કહેવાય છે તે ખરૂં છે; અને તે મુજબ કૃષ્ણરાવના મનમાં એક પછી એક વિચારોનાં મોજા અથડાતા હતાં. હલેસાં મારનારા કુલીઓ પોતાનો મછવો જે-થી ચાલે તે માટે ચઢ ચઢાવી જોરથી હલેસાં મારતા હતા. વાસ્તવીક જે દીશા તરફ મછવો લઇ જવો જોઇએ તેને બદલે બીજી દિશા તરફ મછવો લઇ જતા હતા. થોડે દુર નિકળી ગયા પછી જ્યારે દુર સુધી કોઇપણ બેટ અથવા મછવો જણાયો નહિ એટલે એક મછવાવાળો બોલ્યો—"સેથ રસ્તો ભુલ ગઇ. મછવો કઇ તરફ હાંકવો?"

રસ્તો ભુલવાની ખબર સાંભળી કૃષ્ણરાવના મનમાં બીક ઉત્પન્ન થઇ. તે બોલ્યો—"અરે, તમારી લોકોની આખી જીંદગી દરીયામાં ગઇ અને આજે રસ્તો કેમ ચુકયા ?"

બીજો કોળી બોલ્યો—"શેઠ તું કહે છે તે ખરૂં છે પણ આજ તો અકલ કામ કરતી નથી."

એટલે ત્રીજો કોળી બોલ્યો, "તેથીજ હું કહેતો હતો કે આ મછવો લો નહિ. મારો બાપ ઘરડો થઇ મરણ પામ્યો પણ કદી તેણે આ મછવાને હાથ લગાડયો નહતો. એક વખત આ મછવો પાણીમાં છોડયો હતો ને આજ પ્રમાણે બીજી તરફ હંકરાઇ ગયો હતો અને જયારે સાગર દેવને એક માણસનો ભોગ આપ્યો ત્યારે મછવો ઠેકાણે આવ્યોતો."

એટલે બીજો કોળી બોલ્યો—"ત્યારે આ વખત પણ ભોગ આપ્યા વગર છુટકો નથી, મનેજ દરીયામાં ધકેલી દો."

કૃષ્ણરાવે પોતાના ઘડીયાળ સાથના હોકાયંત્રમાં જોઇ કહયું-"ભોગ આપવાનું તમોને કોણે કહયું ? મોટી મોટી આગબોટને પણ ભોગ આપવો પડતો નથી. તો આ તમારા ભીખારી મછવાને ભોગ શેનો આપવાનો ? પુર્વ બાજુ તરફ મછવો હાંકો એટલે બરાબર જશે."

એટલે વળી ત્રીજો બોલ્યો—"શેઠ, એ અમે કાંઇ સમજતા નહી. શું કરીએ ? આ પેટ ઘણું ખરાબ છે. આ પેટને માટે માણસને ન કરવાનું કરવું પડે છે. આ પેટને માટે મછવો આ તરફ આવ્યો."

તે કોળી કાંઇ વધુ બોલવા જતો હતો તેટલામાં ત્રીજો કોળી બોલી ઉઠયો. "શેઠ, તારો ભોગ આપ્યા વગર આ સઝવો પાછો ફરે નહિ. દરેકને પોતાનો જીવ વાહલો છે. અમે સઘળા એકજ કુટુમ્બના છીએ તેથી તારો ભોગ આપવો જોઇએ."

કોળીઓનું આ ચમત્કારીક બોલવું સાંભળી કૃષ્ણરાવ ઘણો ગભરાઇ ગયો અને તે દિનસ્વરે બોલ્યો—"ભાઇઓ, એ તમે શું બોલો છો ? પેટ શું અને સાગરદેવને ભોગ શું ? તમે શું બોલો છો તે મને સમજ પડતી નથી."

પહેલો કોળી બોલી ઉઠયો—"શેઠ, તમારે અને ગણપતરાવને ઘણો અણબનાવ હોવો જોઇએ. આજે તને મારી નાખવાને તેણે અમોને કહ્યું છે."

આ કોળીનું બોલવું સાંભળી કૃષ્ણરાવના હૃદય ઉપર પ્રકાશ પડયો. કોળીઓએ આમ જાણીજોઇને શા માટે કર્યું તે હવે તેના ધ્યાનમાં આવ્યું. તેના અંતઃકરણમાં ઘણી બીક ઉત્પન્ન થઇ. તે બોલ્યોઃ—"હા, ગણપતરાવને અને મને હાડવેર છે. પણ તે વેરનો બદલો લેવાનો તમો શું કામ પ્રયત્ન કરો છો? "

બીજો કોળી બોલી ઉઠયો—" આજ અમે તારા હાડવેરી બન્યા છીએ. તને સમુદ્રમાં ધકેલી દેવાને માટે અમોને એક હજાર રૂપીઆ તે આપનાર છે."

કૃષ્ણરાવે કરૂણ સ્વરે કહ્યું—"અરે એક હજાર રૂપીઆ કોઇ મોટી રકમ નથી. મારો પ્રાણ લેવાને તમે પ્રયત્ન નહિ કરશો તો હું તમોને બે હજાર રૂપીઆ આપીશ."

બે હજારનું નામ સાંભળતાંજ ત્રણે કોળીના વિચાર બદલવા લાગ્યા; પણ થોડો વખત વિચાર કરી પાછા તેઓ પોતાના આગલા વિચાર ઉપર આવ્યા. આશક્ષીત લોકોની વૃતિમાં દુરાગ્રહીપણું ઘણું હોય છે. તેઓએ એક કામ કરવાને કબુલ કર્યું તો તે કર્યા વગર રહેતા નથી. ગણપતરાવે તેઓ પાસે આ કામ કરવા માટે દેવશંકરસુખ સોમદ લેવડાવ્યા હતા. અડાણી લોક વચનબદ્ધ અને ભાવીક હોવાથી બે હજાર રૂપીઆ તરફ લક્ષ ન આપ્યું. તેમજ અછવામાં કૃષ્ણરાવ પાસે બે હજાર રૂપીયા નિકળશે નહિ એમ તેઓની ખાત્રી હતી. તેથી એક કોળીએ કહ્યું—"સેથ, તારી પાસે બે હજાર રૂપીયા છે ક્યાં? તે તો પહેલાં બતાવ."

કૃષ્ણરાવને લાગ્યું કે કોળીને રૂપીયાનો લોભ લાગ્યો છે. તે બોલ્યો—"મને એક વખત મુંબઇ લઇ જાઓ તો એને બદલે ત્રણ હજાર રૂપીયા આપીશ."

પોતાની હુંશીયારી બતાવતો તે કોળી બોલ્યો—"વાહ! સેથ, તું અમને કોઇ ગાંડા સમજે છે કે? અમે ખુબ દારૂ પીધેલા છે એમ તું માને છે કે? તને મુંબઇ લઇ જઇએ એટલે તું અમોને ત્રણેને પોલીસને સ્વાધીન કરી નાખે. અને પછી એક હજારે નહિ અને બે હજાર પણ નહિ. અને તમને

સહી સલામત પહોંચાડયાની ખબર ગણપતરાવને પડે તો અમારા ઘરબાર બાળી નખાવી અમારા બૈરાંછોકરાને મારી નાખે."

બીજા કોળીએ તેને બોલતો અટકાવી કહ્યું-"અરે, તું એવું ખરાબ બોલ નહિ. આનેજ સમુદ્રમાં ધકેલી દીધો કે થયું. ગણપતરાવ પાસેથી એક હજાર રૂપીયા મળશે અને જાગીરદાર સાહેબની આપણા ઉપર મહેરબાની થશે અને આપણા બચ્ચાં છોકરાનું ભલું થશે."

ત્રીજો કોળી બોલ્યો-"શેઠ, અમે અમારૂં કામ કર્યા વગર રહેનાર નથી. તું પોતે સમુદ્રમાં કુદી પડે તો પીડા પતી. નહિ તો અમારે તને ધક્કો મારવો પડશે."

કૃષ્ણરાવે દીન સ્વરે કહ્યું-"ભાઇઓ, મેં તમારો શો અપરાધ કર્યો છે? વિના કારણ શા માટે મને સમુદ્રમાં ધકેલી દો છો? કોઇક માણસનો ફોગટમાં પ્રાણ લેશો તો પરમેશ્વર તમારૂં કદી કલ્યાણ કરશે નહિ. મને વિના કારણ સમુદ્રમાં ધકેલી દેશો તો ઇશ્વર તમને સજા કરશે. તમારાં બચ્ચાં છોકરાં દુઃખી થશે."

કૃષ્ણરાવની આજીજીની અસરથી પેલો કોળી ફરી બોલ્યો "તું કહે છે તે સઘળું ખરૂં, પણ જેને એક વખત વચન આપ્યું તેની સાથે કેમ બેઇમાની કરવી? અમે અમારૂં વચન

કદી ફેરવવાના નહી. સેથ, હવે વખત જાય છે માટે દેવનું નામ દેવું હેય તે દઇ લે."

પોતાના બોલવાની કોળીઓ ઉપર કાંઇપણ અસર થતી નથી એવી કૃષ્ણરાવની ખાત્રી થઇ. પોતાની ભયભરેલી સ્થિતી નજર આગળ ખડી થઇ. બીકથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. હૃદયમાં એકદમ ધબકારા થવા લાગ્યા. વિશ્વનાથ જાગીરદારે અવન્તીપુરમાં જે મોગલાઇ ચલાવી હતી તેનો બંદોબસ્ત કરવાને તે મુંબઇ જતો હતો, પરંતુ રસ્તામાં વિશ્વ નાથની મોગલાઇ નડી. તે કોળીઓ આગળ કૃષ્ણરાવનો કોઇ ઇલાજ ચાલતો નહોતો.

ગણપતરાવ કરતાં વધુ લાલચ આપી, તેણે પગે પડી કાલા વાલા કર્યા પણ કોળીઓને તેની દયા આવી નહિ. કોળીઓ પોતાની હઠ બીલકુલ છોડતા નહોતા. છેવટે કૃષ્ણરાવની એવી ખાત્રી થઇ કે કોળીઓ મને સમુદ્રમાં ધકેલી દીધા શિવાય રહેશે નાહ. આ વખતે કૃષ્ણરાવના હૃદયમાં કેવા વિચારો ચાલતા હશે તેનો વાંચનારે વિચાર કરી લેવો

મૃત્યુ સર્વને છે. મરશે તેને પણ મૃત્યુ ગમે ત્યારે આવ્યા વગર રહેનાર નથી. પણ કોઇ ક્યારે અને કેમ મરશે તેનો એક નિયમ નથી. મૃત્યુએ મનુષ્યની ચોટલી પોતાના હાથમાં રાખી છે. તે ક્યારે ઝટકો મારશે તેની મનુષ્યને કલ્પના રહેતી નથી. દરેક મનુષ્ય પોતે ક્યારે અને કેમ મરશે તે નક્કી કરવાનું તેના ગજાસમર્થની બહાર છે. સમુદ્ર યા બીજા જળા-

ક્ષયમાં પડી મરણ પામવું, અથવા ભયંકર અગ્નીમાં સપડાઇ મરવું, અથવા ધરતીકંપના ભોગ થઇ પડવું, અથવા પ્લેગ કે કોઇ બીજા ભયંકર રોગના ભોગ થવું તેનો કોઇ નિયમ નથી. ગમે તેવી રીતે પણ પ્રત્યેકનું મૃત્યુ છે. એકમાંથી છુટતા બીજામાં ફસાય છે અને બીજામાંથી છુટતા મનુષ્ય ત્રીજામાં ફસાય છે. ટુંકમાં મૃત્યુના સપાટામાંથી કોઇ બચી શકતું નથી. મૃત્યુ એક પ્રચંડ શકતી હોવા છતાં ક્ષુદ્ર પ્રાણી પોતાના જીવનું સંરક્ષણ કરવાને બનતો પ્રયત્ન કરે છે. પ્રાણીની આશા એ ઘણી વિલક્ષણ વસ્તુ છે. કૃષ્ણરાવ ઉપર ઉપરા પ્રસંગ આવી પડતાં તેમાંથી કેમ બચવું તેનો તે વિચાર કરવા લાગ્યો. ત્રણ બળવાન માછી સાથે મારામારી કરવાનું તેનામાં જોર નહોતું. વળી આ બનાવ પાણીમાં થવાથી નાશી જવાનો પણ માર્ગ નહોતો. મોટેથી રડવા માંડે તોપણ કોઇ બચાવવા આવી શકે તેવું નહોતું. તરતા આવડતું હતું તોપણ આ ભયંકર દરીયામાં તે કેટલી વખત ટકી શકે ? આ નિર્જન સમુદ્રમાં તેને કોણ સાહ્ય કરે ? કૃષ્ણરાવના ડોળા આગળ સઘળું અંધારૂં ફરી વળ્યું. યમના ભયંકર યમદુત તેની આંખે જ્યાં ત્યાં દેખાવા લાગ્યા. આવા પ્રસંગે દરેકનું લક્ષ સહેજમાં ઇશ્વર તરફ જાય છે કેમકે તેના શિવાય બીજું કોઇ બચાવનાર નથી. તે પરમાત્માની મુંગા મુંગા પ્રાર્થના કરવા લાગ્યો. " હે જગપાલક, હે સર્વ શાક્ષી પરમેશ્વર, હે નિરંજન, મારૂં સંરક્ષણ કરનાર તુંજ એક સમર્થ છે. હું અનાથ યાને દીન છું. હું નિરપરાધી અને નિષ્પાંપ છું. મારૂં રક્ષણ કર." કૃષ્ણરાવે પ્રાર્થના પુરી

કરી. ઇશ્વરની પ્રાર્થના કર્યા પછી પોતાનો પ્રાણ બચાવવાને તે કોઇ યુકતી શોધવા લાગ્યો.

કૃષ્ણરાવને સારૂં તરતા આવડતું હતું પણ કોઇપણ આધાર વગર આવા ભયાનક સમુદ્રમાં ટકી શકાય નહિ તેથી તે કોઇ આધાર શોધતો હતો. મછવામાં એક મોટું લાકડાનું પાટીયું હતું. તે પાટીયું સમુદ્રમાં નાખી દેવું અને પછી હોડી સાથી કુદકો મારવો એમ તેના મનમાં આવ્યું પણ તે પાટીયું કોળીઓ તેને ઉંચકવા દે તેમ નહોતું. કૃષ્ણરાવે બીજી કેટલીક બાબદોનો વિચાર કરી તે એવા છેવટ ઉપર આવ્યો કે બનતા સુધી મછવો છોડવો નહિ. ત્રણ જણા ઉંચકીને ફેંકી દે ત્યારે જે થવાનું હશે તે થશે. આ પ્રમાણે નશીબ ઉપર આધાર રાખી તે બેઠો. વળી પાછી તેના મનમાં એવી કલ્પના આવી કે પોતે સંકટમાં ફસાયો છે તેની બીજાઓને બની શકે તેટલો પ્રયત્ન કરી ખબર આપવી જોઇએ. આ કલ્પના મનમાં આવતાં તે પ્રમાણે કરવાની યુકતી પણ સુજી. મછવાનો જે સઢ હતો તે સળગાવ્યો હોય તો તેની ઝાળ જોઇ બીજા મછવાઓ દોડી આવે. પણ આ ત્રણ કોળીઓના દેખતાં સઢ સળગાવવો અશકય હતો. પણ તેને યુકતી સુજી હતી અને તેના મગજમાં એક અજબ કલ્પના આવી હતી તે અમલમાં મુકવાનો તેણે આરંભ કર્યો.

કૃષ્ણરાવને બીડી યા ચલમ ફુંકવાની બીલકુલ ટેવ નહોતી. તે છતાં પોતાનું કામ પાર પાડવા માટે તેણે કોળીઓ પાસે ચલમ માગી લીધી. કોળીએ પણ આનાકાની

નહિ કરતાં તેના ઉપર છેવટનો ઉપકાર કરવા માટે ચલમ પીવાને માટે આપી. કોળીઓ પાસે દીવાસળીની પેટી નહોતી. ચકમકથી દેવતા સળગાવી, રૂ પેટવી તેઓએ ચલમ સળગાવી કૃષ્ણરાવના હાથમાં આપી. કૃષ્ણરાવે બે ત્રણ દમ મારી ચલમ કોળીઓને પાછી આપી પણ તે પાછી આપતા પહેલા ચલમ ઉપર જે સળગતું રૂ હતું તે પોતાના ખેસ ઉપર પાડી લીધું. કોળીઓનું તે તરફ બીલકુલ ધ્યાન ગયું નહિ. કોળીઓએ બે ચાર દમમાં ચલમ સાફ કરી અને ફરી તંબાકુ ભરી ચલમ પીવા માંડી. એટલામાં કૃષ્ણરાવનો ખેસ સળગી કપડું સળગવાનો વાસ ફેલાયો. એક કોળી બોલી ઉઠયો કે કોઇનું કપડું સળગે છે. એક કોળી આખા સછવામાં ફરી વળ્યો. ત્રણે કોળીએ પોતાના કપડાં તપાસ્યા; પણ કાંઇ બળતું કપડું જણાયું નહિ. એટલામાં કૃષ્ણરાવના ધોતીયામાંથી ધુમાડો નિકળતો જણાયો. એટલે એક કોળી બોલી ઉઠયો—"રાવ સાહેબ, તમારૂં ધોતીયું સળગે છે. જલદી બુઝાવી નાખો."

કૃષ્ણરાવે મજાકભર્યો ચહેરો કરી જવાબ આપ્યો—"સળગવા દો, સળગવા દો. હું પોતે મરવાનો છું તો મારો ખેસ સળગી ગયો તેની મને શું પરવા છે?"

આ પ્રમાણે બોલી પોતાનો સળગેલો ખેસ જોરથી હવામાં ફેરવવા લાગ્યો. કોળીઓને એમ લાગ્યું કે એ ખેસ જે સળગ્યો છે તે બુઝાવી નાખવા માટે છે પણ વાયુથી ખેસ

વધુ સળગ્યો. આ વખતે સાયંકાળ થઇ જઇ સુર્ય અસ્ત થયો હતો. કૃષ્ણુરાવનું એમ માનવું હતું કે ધોતીયું જે બળતું હતું તે દુર સુધી દેખાશે. લાગ જોઇ તેણે સળગેલું ધોતીયું સઢ જે તરફ વળ્યો હતો તેના ઉપર ફેંક્યું. સઢ હંમેશાં દરીયાની ખારી હવાને લીધે એકદમ સળગી ઉઠતો નથી પણ આ મછવાનો સઢ તદન નવો હતો તેથી એકદમ સળગી ઉઠયો. સઢ સળગવાથી એકદમ મોટી જવાળા દેખાવા લાગી. આ બનાવ જોઇ ત્રણે કોળીઓ ગભરાઇ ગયા. પહેલા સઢ સળગેલો હતો તેને બુઝવવો કે કૃષ્ણુરાવને દરીયામાં પહેલો ફેંકી દેવો એ બે પ્રશ્નો કોળીઓ સનમુખ ખડા થયા. સઢ બુઝાવવા જતાં કોઇ મછવા આગળ આવી પહોંચે અને જો કૃષ્ણુરાવને પહેલો સમુદ્રમાં નાખવા જાય તો સઢ આખો બળી જતાં મછવાને પાછો લઇ જવામાં મુસ્કેલી નડે તેમ હતી. છેવટે કૃષ્ણુરાવને પહેલો સમુદ્રમાં નાખી દેવો એવા છેવટ ઉપર તેઓ આવ્યા.

આટલો અવકાશ મળ્યો તે દરમ્યાન મછવામાં જે લાકડાનો ટુકડો પડયો હતો તેને એક દોરી બાંધી કૃષ્ણુરાવે તે ટુકડો પાણીમાં નાખ્યો. કૃષ્ણુરાવની આ કૃતી જોઇ કોળીઓ ગભરાયા. કૃષ્ણુરાવે હવે જોયું કે હવે મછવામાં રહેવું સહીસલામત નથી કેમકે જો મછવાવાળા જે તરફ તેણે ટુકડો નાખ્યો હતો તેનાથી બીજી દીશા તરફ તેને ફેંકી દે તો તેણે ધારેલો હેતુ પાર પડે નહિ તેથી તેણે મછવાની જે બાજુ તરફ લાકડાનો ટુકડો નાખ્યો હતો તે

બાજુએથી ઇશ્વરનું સ્મરણ કરી દરીયામાં ઝોકાવ્યું. કોળીએ તરતજ એક લાંબો બાંબુ લઇ દરીયામાં જ્યાં કૃષ્ણરાવ પડયો હતો તેના માથા ઉપર જોરથી માર્યો અને કૃષ્ણરાવ બે શુધ્ધ થઇ ગયો. સારે ભાગ્યે જે લાકડાના ટુકડા સાથે તેણે દોરી બાંધી હતી તે દોરી પોતાના હાથમાં પકડી રાખી હતી. કોળીઓ પણ તરતજ ત્યાંથી પોતાનો મછવો બીજી દીશા તરફ ગભરાયલા હાંકી ગયા. કૃષ્ણરાવ આશાબધ્ધ થઇ વેણીના છુટકા માટે પ્રયત્ન કરતો હતો તેમાં તે કાંઇ ખરાબ કામ કરતો નહોતો. ઉલટું એક નીરપરાધ સ્ત્રીને રાક્ષસના હાથમાંથી છોડવાને પ્રયત્ન કરતો હતો. આવે પ્રસંગે તેના ઉપર સંકટ આવી પડવું જોઇતું નહિ હતું પણ હંમેશા સારા કામમાં સંકટો આવી પડે છે અને હંમેશા સારા માણસોનેજ સંકટો નડે છે. સત્પુરૂષો શાંત અને સરળ પ્રકૃતીના હોવાથી હંમેશા દુર્જનો તરફથી ત્રાસ ભોગવવો પડે છે. આપણા સમાજમાં નીચ પ્રકૃતીના પુરૂષો પુષ્કળ હોવાથી તેઓના તરફથી દેશના સાધુસંતોને કેટલો ત્રાસ થતો હશે ? કૃષ્ણરાવ જેવા કેટલા લોકો તેનો ભોગ થઇ પડતા હશે અને વેણી જેવી કેટલી અનાથ સ્ત્રીઓ તેઓના પંજામાં સપડાતી હશે જેની કલ્પના કરવાનું વાચનારની મુનસફી ઉપર સોંપવામાં આવે છે.

જે વેણી માટે કૃષ્ણરાવે આટલી બધી ખટપટ માથે ઉઠાવી હતી તે વેણીને કૃષ્ણરાવની હાલની સ્થિતિની શું ખબર હશે ? કૃષ્ણરાવ સુખી હશે એમ માની તે જે કેદખાનામાં

પડી હતી ત્યાં પણ કાંઇક અંશે સુખ માનતી હશે. કૃષ્ણરાવના પરમ પુજ્ય પિતા ક્યાં અને તે પોતે ક્યાં હતો! જેની સાથે શત્રુવટ બાંધ્યું તે વિશ્વનાથ, માધવરાવ અને ગણપતરાય ક્યાં અને તે પોતે ક્યાં હતો! કૃષ્ણરાવની સ્થિતિ આ ભયાનક સમુદ્રમાં કેવી કષ્ટમય થઇ હશે તેની ફક્ત દયામય ઇશ્વરનેજ ખબર હશે! કૃષ્ણરાવનો આ વખતે કોઇ મિત્રએ નહોતો અને કોઇ શત્રુએ નહોતો. તે અચેતનાવસ્થામાં સમુદ્રમાં પડયો હતો. તેનું હૃદય નિર્વિકાર બન્યું હતું. વેણી, વેણી એ નામનો જે જપ કરતો હતો તે નામ પણ તેના મોઢામાંથી છુટી ગયું હતું. તેના હૃદયમાં વેણી માટે પ્રેમનો લેશ પણ અંશ રહયો ન હોતો. તેમજ ગણપતરાવ માટે દ્વેષ પણ રહયો નહોતો. તે સુન્ય હૃદયે સમુદ્રના મોજામાં અથડાતો હતો. દૈવના એક ફટકાથી તેના સઘળા પ્રયત્ન ફોગટ જઇ સમુદ્રમાં જળચરના ભક્ષસ્થાને જઇ પડયો હતો. મનુષ્ય સાધે છે તે ઇશ્વર તોડી નાખે છે એમ જે કહેવાય છે તે ખોટું નથી. પરમાત્માની પ્રચંડ શક્તી આગળ મનુષ્યનો કેટલો વખત ટકાવ લાગી શકે?

---

# પ્રકરણ બારમું.

---

## બ્યાજ.

---

જે દિવસે કૃષ્ણરાવ મુંબઇ નિકળી ગયો તે દિવસની બીના છે. સાંજને વખતે વિશ્વનાથ જાગીરદાર પોતાની ઓસરી ઉપર સ્વસ્થપણે બેસી પાન તંબાકુ ખાતા હતા. કૃષ્ણરાવને સમુદ્રમાં ફેંકી દેવાને જે વ્યુહ રચવામાં આવ્યો હતો તે બાબદમાં તેનું લક્ષ હતું. પોતે જે રાક્ષસી યુકતી રચી હતી તે પાર પડે છે કે નહિ તે માટે તેને તલમલ થઇ રહી હતી. વિશ્વનાથ જાગીરદાર આ પ્રમાણે વિચારમાં બેઠા હતા તેટલામાં ગોવીંદરાવ તેને મળવા આવે છે એવી ખબર મળી. ગોવીંદરાવ પોતાને મળવા આવે છે એ સાંભળીનેજ જાગીરદારનું હૃદય ધડકવા લાગ્યું; પણ પોતાના ચહેરા ઉપર બીકની કાંઇપણ નિશાની નહિ બતાવતા ગોવીંદરાવને પોતાની પાસે બોલાવી આવકાર આપી બેસાડયા. ગોવીંદરાવના આવવાથી પોતાને આનંદ થયો હોય એવો ડોળ ઘાલી હસતા હસતા પોતાની સાથે ગાદી ઉપર બેસાડયા. જાગીરદાર સાહેબની પાસે બેસવાનું મળ્યું એટલે પોતાને ઘણું માન મળ્યું એવું સમજનારા અવન્તિપુરમાં ઘણા હતા. ગોવીંદરાવને જે માન જાગી

રદારે આપ્યું તે ઉપરથી જાગીરદાર કેવો દાંભીક હતો તે જણાઇ આવતું હતું. ગોવીંદરાવ તેમાં ફસાય તેવા નહોતા.

શરૂઆતમાં એકબીજાની અરસપરસ ખબર પુછાયા પછી જાગીરદારે કહ્યું–"આજે ઘણે દિવસે આપના પગલા મારે ત્યાં થયા. આજે મારૂં ઘર પવિત્ર થયું."

ગોવીંદરાવને પોતાની કોઇ સ્તુતી કરે તે પસંદ નહોતું. પોતાના પગલાથી કોઇનું ઘર પવિત્ર થાય છે એ સાંભળી તેને જરા માઠું લાગ્યું. ગરીબ લોકોને આવા શબ્દોથી ફસા વવાસાં આવતા હશે એમ માની તેઓ બોલ્યા–"મારા પગલાની કિમ્મત વધારી તમે સાધુસંતના પગલાની કિમ્મત ઘટાડો છો? પુષ્કળ દિવસથી તમારી મુલાકાત થઇ નહોતી તેથી તમોને મળવાને માટે આવ્યો. ગણપતરાવ વીગેરે સઘળા ખુશી તો છે કેની?"

વિશ્વાનાથે જવાબ આપ્યો–"હા, હા, પ્રભુની દયાથી સઘળા કુશળ છે."

ગોવીંદરાવે કહ્યું–"મને તો લાગે છે કે, તમારા આખા કુટુમ્બમાં ગણપતરાવ ઘણો અશક્ત દેખાય છે."

"તે નાનપણથીજ અશક્ત છે. તેમાં ઇંગ્રેજી કેળવણી આપવાથી તે વધુ અશક્ત થયો. હજુ પણ તેને લેખન વાંચનનો વ્યવસાય ચાલુ છે."

"ઇંગ્રેજી શિક્ષણ હોય કે કોઇપણ શિક્ષણ હોય, પણ શિક્ષણથી માણસમાં અશક્તતા આવે તે બનેજ કેમ?"

"જ્યાં ઇંગ્રેજી શિક્ષણનો પગ પેસારો થયો કે રોગનું ઘર પેઠું. અભ્યાસના શ્રમથી માથું દુઃખે છે અને માથું દુઃખવા લાગું કે માથા ઉપર વાળ રાખવાની પરવાનગી આપવી પડે છે. ઝીણા અક્ષરો વાંચી વાંચીને આંખ ખરાબ થાય એટલે ચસ્મા અપાવવા પડે છે. પરિક્ષા પસાર કરવાની હાયમાં છોકરાઓના શરીર દુબળધાણી થઇ જાય છે. આ શિક્ષણના હવાત્યાથી આગળ જતાં શું શું અનર્થ થશે તે તો પરમાત્માને માહિત."

"ગણપતરાવ મસ્તક અને આંખના રોગથી પીડાય છે એમ દેખાય છે."

"શું કરૂં ? તેનું માથું હંમેશ દુઃખે છે અને ચસ્મા પહેર્યાં સિવાય તેને બીલકુલ દેખાતું નથી અને ઝીણા ઝીણા રોગ તો ચાલુ રહે છે."

આવું વિચીત્ર ભાષણ સાંભળી ગોવીંદરાવને અજાયબી ઉપજી; પણ વિરૂધ્ધ નહિ બોલવું એમ ધારી ડોકું ધુણાવતા હતા.

ગણપતરાવની ખરી માંદગી અને તેના કારણો ગોવીંદરાવ સારી રીતે જાણતા હતા તે છતાં જાગીરદારની બોલવાની વલણ જોઇ તેઓ બોલ્યા—"હા આજકાલ નાની ઉમ્મરમાં જુવાનીયાની આ સ્થીતિ તો ઘડપણમાં તેઓ પોતાના દહાડા કેવી રીતે કાઢશે ? તમારો એકનો એક પુત્ર આવો રોગી અને અશકત રહે એ તમને ઘણી ફીકરનું કારણ હોવું જોઇએ. ઇશ્વરની ઇચ્છા બીજું શું ?"

"ભગવાન, તેની હૈયાતીમાં મારૂં મૃત્યુ લાવે તો બસ."

"પણ તમે જો કાંઇ પ્રયત્ન કરશો તો તેની તબીયત સુધર્યા વગર રહેશે નહિ. યોગ્ય માર્ગે પ્રયત્ન કરવો જોઇએ."

"પણ પ્રયત્ન કરવામાં અમે કાંઇ આળસ કરતા નથી. દેવે અમોને ક્યાં કાંઇ થોડું આપ્યું છે ?"

"તે તમારૂં કહેવું બરાબર છે. કુબેર જેવી સંપત્તિ આપી છે પણ પુત્ર તો આ એકજ છે. તેથી તેની પ્રકૃતિના સબંધમાં તમારાથી આળસ કરવામાં નહિ આવે એ બનવાજોગ છે પણ તેના વર્તન તરફ તમારા તરફથી જેટલું જોઇએ તેટલું ધ્યાન અપાતું હોય એમ મને લાગતું નથી. તમે કેટલીક બાબદમાં તપાસ રાખશો તો તેની અશકતતા જલદીથી દુર થશે."

"શું શું બાબદમાં તપાસ રાખવી જોઇએ ?"

"કદાચ જુવાનીના અનાચારને લીધે તેની પ્રકૃતી આવી ક્ષીણ થઇ હોય એમ મને લાગે છે. જુવાનીના અજ્ઞાનપણામાં કેટલાક રોગ ઉત્પન્ન થાય છે તે ઘણા ભયંકર હોય છે એમ વૈદો કહે છે."

"છિ, છિ, એવું તો મને કાંઇ જણાતું નથી. તે જરા અટકળ સ્વભાવનો છે એટલુંજ છે, જુવાની છે ત્યાં લગણ તેમજ ચાલશે પણ એવા પ્રકારના રોગ તેથી થયા છે એમ બીલકુલ નથી."

ગણુપતરાવનું વર્તન કેટલું ખરાબ હતું તે માટે ફીકર નહિ બતાવતાં જાગીરદાર તે સ્વાલ ઉડાવી નાખતા હતા તેથી ગોવીંદરાવને જરા અજાયબી ઉપજી. ઘણા માબાપોનો વિચાર પોતાના છોકરાઓ માટે એવો હોય છે. તેથી ગોવીંદરાવે કહયુ "તમને તે વીષે કાંઇ ખબર નહી હશે એમ મને લાગે છે. ગામમાં ઘણી બુમ છે કે ગણુપતરાવ ઘણો દુર્વ-તની અને ગામમાં સ્વેચ્છાચારીપણે વર્તે છે અને તેથીજ ઘણા રોગોએ તેના શરીરમાં કાયમનું ઘર કર્યું છે. આ બાબદમાં તમારે ઘણી કાળજી રાખવી જોઇએ પણ તમે તો તે માટે તદન બેફીકર જણાઓ છો."

ગણુપતરાવનું વર્તન સ્વચ્છેચારી હોવાથી ગામના લોકોને ત્રાસ થતો હતો તે વીશે ગોવીંદરાવે કરેલી ફરીયાદ ગેરવાજબી હતી એમ જાગીરદાર સાહેબને લાગતું નહોતું. ઉલટું તેઓ તો એમજ માનતા હતા કે શ્રીમંતો અને અધીકારીઓના છોકરાઓએ તે પ્રમાણે વર્તવું એ એક ભુષણ સમાન હતું. ગોવીંદરાવે જે ઉપદેશ આપ્યો તે જાગીરદાર સાહેબના ગરમ સ્વભાવને લીધે તેમને રૂચ્યો નહિ. કાંઇક ગુસ્સાનો ચહેરો વ્યક્ત કરી બોલ્યા—

"ગોવીંદરાવ, આપ આ શું કહો છો ? ગણુપતરાવની વર્તણુક સારી છે એવી મારી ખાત્રી છે. જુવાનીમાં કાંઇ બનાવ બને તેને આવું મોટું રૂપ આપવાનું કારણ નથી. જુવાનીમાં સઘળા ભુલ કરે છે. એવી ભુલને એકદમ વિશાળ વર્ત્તણુકનું રૂપ આપવું એ તમારા જેવાને શોભતું નથી."

ગોવીંદરાવને જાગીરદારના આ ભાષણથી ગુસ્સો ન ઉપજતા સાચી દલગીરી ઉપજી. પોતાના છોકરાના દુર્ગુણ માટે ખેદ નહિ દર્શાવતા ઉલટું તેને માટે અભિમાન દેખાડનાર બાપને જોઇને કોને દલગીરી થયા વગર રહે નહિ ? ગોવિંદરાવે વિષાદયુક્ત સ્વરે કહ્યું—"ગણપતરાવ, લોકોની છોકરી નસાડી જાય તે છતાં તમે તેની તરફદારી કરો છો એ જોઇ મને આશ્ચર્ય ઉપજે છે. વેણીને કોણે કેમ ગુમ કરી તે કદાચ તમને ખબર નહિ હશે પણ મેં તે સંબંધી સઘળી ખબર મેળવી છે. ગણપતરાવના આ વર્તનને તમે સારૂં વર્તન કહેતા હો તો પછી ઉપાય નથી."

વેણીનું નામ સાંભળતાંજ જાગીરદારના મન ઉપર ધ્રાસ્કો પડયો પણ બાહરથી બીક નહિ બતાવતા બોલ્યા "ગોવિંદ-રાવ, લોક ગમે તે કહે તે ઉપરથી તમે આ પ્રમાણે બોલો છો તે ઠીક નહિ. પાકી ખબર મેળવવા વગર આ પ્રમાણે બોલવું તે તમારા જેવા વયોવૃધ્ધને શોભતું નથી."

ગોવિંદરાવે ઠંડે કલેજે જવાબ આપ્યો. "લોક કહે છે તેટલા ઉપરથી હું કાંઇ બોલતો નથી. જ્યારે મારી એ સંબંધી ખાત્રી થઇ ત્યારેજ હું તમારી પાસે આવ્યો છું. હું કાંઇ તમારી સાથે ટંટો કરવા આવ્યો નથી. તમને તમારા ભલાની વાત કહેવી, તમારૂં કુટુંબ ઉંચ્ચું છે, તેવા કુટુંબમાં આવી નિંદય બીના ન બને તે માટે હું તમારી પાસે આવ્યો છું. હું જે કાંઇ કહું છું તે ઉપર લક્ષ આપવાની તમારી ઇચ્છા નહિ હોય તો તેમાં મને કાંઇ નુકશાન નથી."

જાગીરદારનો સ્વભાવ એવો હતો કે તેની કોઇ ખામી કાઢે તો તેનાથી સહન થઇ શકતું નહોતું. ગોવિંદરાવના ખરા બોલવાથી ઝંખવાણા નહિ પડતાં તેઓ બોલ્યા–"ગોવિંદરાવ, તમારા જેવા સભ્ય પુરૂષો આગારે સાટે ગામમાં ગમે તેવી બુમ ઉરાડે તે ઠીક નહિ. ગામમાં જે ગપાટા ઉડે તેમાં ખરા ઘણા થોડા હોય છે અને તેના ઉપર વિશ્વાસ મુકવો તે તમારા જેવાને બીલકુલ શોભતું નથી."

જાગીરદારના ગુસ્સાની બીલકુલ દરકાર વગર ગોવિંદ રાવે જવાબ આપ્યો. "જાગીરદાર, તમે ગમે તે કહેશો, અને કદાચ ધમકી આપશો તો પણ જે ખરૂં છે તે સાટે બોલતા હું ડરીશ નહિ. વાસ્તવીક શું ખરૂં છે તે તપાસ કર્યા શીવાય હું જે કહું છું તે ખોટું છે એમ તમે શા ઉપરથી આગ્રહથી કહી રહ્યા છો? મને આ સંબંધી સઘળી ખબર મળી છે. તમારીજ સલાહ ઉપરથી માધવરાવ અને ગણપતરાવે તેને ફસાવી તમારા ઘરમાં લાવીને રાખી છે એ વીષે મારી તદન ખાત્રી થઇ ચુકી છે."

ગોવિંદરાવનું આ બોલવું સાંભળી જાગીરદારની છાતી બેસી ગઇ. આ વખતે બાજી કેવી રીતે સંભાળી લેવી તેની જરા મુસ્કેલી લાગી. જો બાજી સંભાળી લેતા વાર લાગે તો ફજેતી થાય તેવું હતું. છેવટે કેટલોક નિશ્ચય કરી કહ્યું– "ગોવિંદરાવ, તમે મિથ્યા ભાષણ કરો છો. તમે જે કહો તે બીના તદન ખોટી છે. તમને જો તે ખરૂં લાગતું હોય તો તમે ખુશીથી ગમે તે પ્રયત્ન કરો."

ગોવીંદરાવે ધીમેથી જવાબ આપ્યો. "પહેલેથી તમારા કાન ઉપર વાત લાવ્યા છીએ. તમે જો બંદોબસ્ત કરો તો ઠીક નહિ તો પછી અમારે જે કરવું હશે તે કરશું. પણ આ ઉપરથી એટલું સિધ્ધ થાય છે કે આ ભયંકર કૃત્ય તમારી અનુમતીએ તમારા ચિરંજીવીએ કર્યું છે."

વિશ્વનાથ જાગીરદારની સ્થિતી ઘણી ચમત્કારીક થઇ પડી. તે કાંઇ સંતાપ, કાંઇક ખેદ અને કાંઇક બીકથી બોલ્યા—"હું આવી બાબદમાં કદી પણ મારી અનુમતી આપું નાહ. તમને જો તેમ લાગ્યું હોય તો તે તમારી મોટી ભુલ છે. આ બાબદમાં સારું અંગ છે એ તમે સિધ્ધ કરી આપશો કે ?"

ગોવીંદરાવે દમથી જવાબ આપ્યો—"એમાં સિધ્ધ શું કરવાનું છે ? તમારાજ ચિરંજીવી અને તમારા શાળાએ આવું ભયંકર કૃત્ય તમારા ટેકા વગર કર્યું નથી. લોકો કહે છે કે આ કામ ગણુપતરાવે કર્યું નથી પણ જાગીરદારના છોકરાએ કર્યું અને તમારું નામ બહાર બોલાય છે. તેની તમોને દરકાર નથી એ જોઇ મને અજાયબી ઉપજે છે. તમારા છોકરાએ આ કૃત્ય કરતાં પણ વધુ ભયંકર કૃત્યો કર્યાની લોકો માહીતી આપે છે."

જાગીરદારે જરા નરમ થઇ જવાબ આપ્યો—"બાળ સ્વભાવને લીધે કાંઇ ભુલ થઇ હશે પણ એવી ભુલ તો દરેકના હાથે થાય છે. છોકરાના હાથથી એકાદ અપરાધ થાય તો તેમાં બાપનો શો દોષ ?"

ગોવીંદરાવે જવાબ આપ્યો–"છોકરો ગમે તેટલો મોટો થાય તો પણ તેના માબાપની નજરમાં નાનો જણાય છે. છોકરા નાના હોય અને તેમના હાથથી કાંઇ અપરાધ થાય તો તે તરફ માબાપોએ ધ્યાન આપવું પડે છે તેમ તે મોટા થાય અને તેમના હાથથી કાંઇ અપરાધ થાય તો તે તરફ તેઓએ લક્ષ આપવું જોઇએ. તે તમારૂં કર્તવ્ય તમે તદ્દન વીસરી ગયા હો એમ લાગે છે. ગણપતરાવ ઉપર તમારો દાબ નથી તેનું પરિણામ છેવટે ઘણું ખરાબ આવશે. સ્નેહને લીધે તમોને તેનો અપરાધ માફ કરવા લાયક લાગતો હશે પણ અમારાથી તે સહન થઇ શકતો નથી. તમે જો તેના તરફ દુર્લક્ષ બતાવશો તો તે સંબંધી ઉપાય કરવાની ફરજ પડશે. તમને લાગતું હશે કે બચ્ચાંની રમત છે પણ તેમાં બીજાનો પ્રાણ જાય છે. તમે જો અનાચારનો બંદોબસ્ત નહિ કરો તો તેને માટે બંદોબસ્ત કરવાની અમોને જરૂર પડશે. સરકાર દરબાર આ બાબદ લઇ જવી ન પડે એવી અમારી ઇચ્છા છે."

ગોવીંદરાવના આ શબ્દો જાગીરદારથી સહન થઇ શક્યા નહિ. અધિકારમદથી મરત થયેલા જાગીરદારને સરકાર દરબારની ધમકી હાસ્યાસ્પદ અને અપમાનકારક લાગી. ખીજવાયલા વાઘની જેમ ગુસ્સે થઇ મોટા સ્વરે તે બોલ્યો–"ગોવીંદરાવ, આ ધમકી તમે કોને આપો છો તે તમને ખબર છે કે? હું કાંઇ બાટલીથી દુધ પીતો નથી, સમજ્યા કેની? કોની આગળ શું વાત બોલવી તેનો તમને વિચાર નથી, અરે

જો કોઇ મારી સાથે વાંકો ચાલ્યો તો તેની ખોડ ભુલાવતા મને શું વાર લાગે તેમ છે ? મારી વિરૂધ્ધ જનારાઓને કહેજો કે ચેતતા રહે, આ જાગીરદાર તમારા મુળીયાં ખોદી નાખશે અને તમને નાબુદ કરી નાખશે."

જાગીરદારની આ બીકથી ડરી નહિ જતા ગોવીંદરાવે શાંતપણે કહ્યું–"તમારા અંગમાં આટલું અધમપણું છે તે હું સારી રીતે જાણું છું. ખરાબ કૃત્ય કરી તે માટે મગરૂરી લેવી એ કાંઇ સારૂં નહિ. આ અવન્તીપુરમાં તમારી કાંઇ થોડી સત્તા હશે પણ એ સત્તાનો ઉપયોગ સર્વત્ર થશે નહિ એ ધ્યાનમાં રાખો. છેવટે પરમેશ્વરને ઘેર તો તમને તમારા ઘોર કૃત્યનું પ્રાયશ્ચિત મળ્યા શિવાય રહેનાર નથી; એવો મારો ભરોસો છે અને પરમેશ્વર મારા પ્રયત્નને યશ આપશે તો તમારા ખરાબ કૃત્યનું પરિણામ થોડા વખતમાં તમોને મળશે. હું હજુ તમોને વિનંતી કરૂં છું કે હજુ જો તમે વેણીનો છુટકો નહિ કરો તો મારે આગળ પગલાં ભરવા પડશે."

ગોવીંદરાવના ઉપલા ભાષણથી જાગીરદારનો સંતાપ પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક શબ્દે વધતો જતો હતો. તે પોતાના ડોળા લાલચોલ કરી જરા વધુ ગુસ્સાનો સ્વર કરી બોલ્યા–"જાઓ મુફત નથી ફરતો. મારૂં ખેતર કેમ કાપી નાખો છો તે જોઉં છું ? આવા ગલીએ ગલીએ ફરતા કુત્રાથી હું ડરતો નથી."

ગોવીંદરાવે તેમ છતાં પણ ગુસ્સે નહિ થતાં શાંતપણે કહ્યું–"મને તમે કુત્રો કહો કે ગમે તે કહો. તમારૂં કુટમ્બ મોટું

ગણાય છે અને તેની કિર્તિ કાયમ રહે તેટલા માટે હું તમારી પાસે આવ્યો હતો. તમને બીક બતાવવી અથવા તમારી સાથે લડવાને હું તમારી પાસે આવ્યો નથી. તેમ કરીને મને શું ફાયદો છે? ગણપતરાવના અપરાધ તરફ લક્ષ આપવાનું મુળ કારણ વેણી છે અને તેને છોડી દેવાથી તકરારનું મુળ નિકળી જશે અને તમને તેમ યોગ્ય નહિ લાગતું હોય તો પછી ગણપતરાવને કોરટની દેવડીએ ખેંચવો પડશે."

જાગીરદાર સંતાપના આવેશમાં છાતી ઠોકી બોલ્યા—"ઠીક છે, ઠીક છે, તમે તેને કોરટમાં ખેંચો છો કે હું મારી સત્તા તમારા ઉપર ચલાવું છું તે જોઇશું? મોઢેથી બોલવામાં કંઇ મહેનત પડતી નથી પણ કરી બતાવવુંજ દુષ્કર છે. હવે જોઉં છું કે કોણ શું કરે છે? તમને સખત નશીયત આપીશ તોજ મારૂં નામ વિશ્વનાથ જાગીરદાર. મારી સત્તા કેટલી, મારો અધિકાર કેટલો, અને હું કોણ તેનો કંઇ પણ વિચાર નહિ કરતાં તમે મારી સનમુખ આવી ગમે તેમ બોલો છો તેની સખત ખબર હું લઇશ. મારી સમક્ષ મારૂં અપમાન!"

"ગણપતરાવને કોરટની દેવડીએ ખેંચવો પડશે." આ ગોવીંદરાવના શબ્દો જાગીરદારની છાતીમાં ભાલા પ્રમાણે ખુંચી ગયા હતા અને તેથી તેમના ગુસ્સાની સીમા રહી નહોતી. તેની સમજ પ્રમાણે ગોવિંદરાવ એક ભીખારી મનુષ્ય અને તે ગમે તે બોલે તે તેનાથી સહન થઇ શક્યું નહિ. જુલમી સત્તાધારીઓમાંથી ઘણાઓનો આવોજ સ્વભાવ

હોય છે. લોકોને જેમ તેટલો ત્રાસ તેઓ આપે તે છતાં લોકોએ તેને સારૂંજ બોલવું એમ તેઓ માને છે. અને જાગીરદાર પણ તેમજ માનતા હતા. લોકો ઉપર થતા જુલમ માટે તેઓ ગણગણાટ કરે અથવા તેઓ દોષ બનાવે તો અધિકારીઓ જેમ પિશાચ વૃતિ ધારણ કરે છે તેજ પ્રમાણે આ વખતે જાગીરદારે પિશાચ વૃત્તિ ધારણ કરી હતી તેના ડોળા લાલ થયા હતા અને હોઠ થરથર ધ્રુજતા હતા અને દાંત કચકચાવી તે લોકોપર ગાળોનો એક સરખો વરસાદ ચલાવતો હતો. ગોવિંદરાવ ઉપર હાથ ચલાવવા માટે વચ્ચે વચ્ચે પોતાના હાથની મુઠીઓ વ.ળતા હતા. પણ ગોવિંદરાવનુ શરીર સારૂં હોવાથી તેના ઉપર હાથ ચલાવવાની તેમની હિમ્મત ચાલતી નહોતી. જાગીરદારના ગુસ્સાની કંઇ પણ અસર ગોવીંદરાવના મન ઉપર થઇ નહિ. તે આગળની માફક શાંત બેઠા હતા. ઉલટું જાગીરદાર મોઢામાંથી ગામડીયણ ગાળો દેતા હતા તેથી માત્ર હસતા હતા. આ તરફ ગોવીંદરાવ જેમ હસે તેમ વિશ્વનાથ જાગીરદારનો ગુસ્સો વધતો જતો હતો. હવે જાગીરદારની પિશાચ વૃતિ જાગ્રત થઇ છે, એટલે અહિંયાથી જવું વધારે સારૂં છે એમ જાણી "હું જાઉં છુ" એટલા શબ્દો કહી ચાલવા માંડયું. ગોવીંદરાવના જવા પછી જાગીરદારે આખું ઘર ગજાવી મુકયું. આ ગર્જના ગોવિંદરાવનો નાશ કઇ રીતે કરવો તે સંબંધી હતી તે વિષે વાચકોને જણાવવાની જરૂર નથી અને તેણે શું કર્યું તે પણ આગળ જણાશે.

ગોવીંદરાવ વિશ્વનાથ જાગીરદારને મળી પોતાને ઘેર આવ્યા. આ વખતે રાત ઘણી ગઇ હતી. આવતાની સાથે વાળુ કરી તે પોતાના બીછાનામાં આરામ લેવાને પડયા. તેમના મનની સ્થિતી જે બનાવો બંન્યા હતા તેથી ઘણી ચમત્કારીક થઇ હતી. ઉંઘ લાવવાને તેઓ પ્રયત્ન કરતા હતા પણ ઉંઘ આવતી નહોતી. જાગીરદારે જેમ ફાવ્યું તેમ બેલી જે વિચારો જાહેર કર્યા હતા તે તેમના મનમાં એક સરખા રમ્યા કરતા હતા. તે દુષ્ટ પાસે જઇ વીના કારણ વાદ કર્યો એમ તેમને લાગ્યું; કારણકે દુષ્ટ લોક કોણ જાણે શું કરે તે કંઇ કહી શકાય નહિ એ તેઓ જાણતા હતા. વળી જાગીરદારની આજ સુધીની જીંદગીનું વર્તન તેઓ જાણતા હતા તેથી તેની જરા બીક પણ લાગવા માંડી. દુષ્ટ લોકો પરિણામ તરફ નજર ન રાખતાં ભયંકર કૃત્યો મોજથી કરે છે અને તેજ પ્રમાણે આ જાગીરદાર કરવામાં ચુકવાનો નહિ એમ તેઓ જાણતા હતા. પણ પોતે એક નીર્દોષ કુમારીકાને છોડાવવાને પ્રયત્ન કરે છે અને ઇશ્વર પોતાને યશ આપશે એમ તેમની ખાત્રી હતી. પોતાને થોડો ત્રાસ પડશે પણ તેથી દુષ્ટને શાસન થઇ પુષ્કળ લોકોને સુખ મળશે એમ તેને આશા હતી. કૃષ્ણરાવ ઉપર તેને ઘણો ભરોસો હતો. એક બે દિવસમાં તે જરૂર મુંબઇથી પોલીસ લાવી જાગીરદારના કૃષ્ણ-કારસ્થાનો બહાર પાડવા શરૂ કરશે એમ તેઓને લાગતું હતું. આ બાબદમાં ત્રાસ પડે તો ફરકત નહિ પણ એક વખત જાગીરદારને

મારો હાથ બતાવવો એમ તેમણે મનમાં નિશ્ચય કર્યો હતો. આ પ્રમાણે વિચાર કરતાં નિદ્રા દેવીને વશ થઇ સ્વસ્થ ઘોરવા લાગ્યા.

*           *           *

રાત્રિના બાર વાગી ગયા હતા. જયાં ત્યાં શાંતિનું સામ્રાજય ફેલાઇ રહયું હતું. ચંદ્રે આકાશના મધ્ય ભાગમાં, આવી પોતાના કોમળ કિરણથી શીતળ પણ દુધ જેવો સ્વચ્છ પ્રકાશ પાડયો હતો. પૃથ્વીપર બધે નિ:સ્તબ્ધતા પસરી રહી હતી. આવી શાંત વખતે પવનનો ઝપાટો આવી ઝાડના પાત્રામાં અવાજ ઉત્પન્ન કરતો હતો અને કેટલીક વખત પ્રાણીઓનો કોઇક અવાજ આવતો હતો. તારાઓ ચળકી રહયા હતા અને આકાશ, ચંદ્ર અને તારાઓ પૃથ્વી તરફ જોઇ હસતા હતા એમ લાગતું હતું. એ હસવાનું કારણ શું ? ખરેખર એ આશ્ચર્યભરયું હતું. તેજોમય તારાઓ વિલક્ષણ દ્રષ્ટીથી પૃથ્વી તરફ જોઇ રહયા હતા એમ લાગતું હતું. પૃથ્વી ઉપર પોતાના કોમળ કિરણોથી આનંદદાયક શ્વેત પ્રકાશ ફેલાવનાર ચંદ્ર પોતાના તિક્ષણ નેત્ર પોહળા કરી નિરાળી જીજ્ઞાસાથી આપણી ક્ષુદ્ર પૃથ્વી તરફ જોઇ રહયો હતો. આકાશ મંડળમાં થઇ રહેલા આ વિચીત્ર બનાવનું કારણ ઘણું જુદુજ હતું. આ વખતે પૃથ્વી ઉપરથી આગની એક પ્રચંડ જવાળા આકાશ મંડળ ઉપરના તારાઓ અને ચંદ્રને તેજોહીન કરવાનો પ્રયત્ન કરતી હતી. આ જવાળાનો નાદાન

અને અસાધ્ય પ્રયત્ન જોઇ ઉપર જણાવ્યું તેમ આકાશ મંડળ ખડખડ હસતું હતું. આકાશ મંડળનું આ વિકટ હાસ્ય આ જવાળા અત્યંત નાની હશે એમ સુચવતું હતું પણ આપણી ક્ષુદ્ર માનવીની દ્રષ્ટીએ તે જવાળા પ્રચંડ હતી. અવન્તીપુરનું એક મોટું ઘર આગનીના સપાટામાં ફસાયું હતું અને સર્વત્ર હાહાકાર ઉઠી રહયો હતો, તે મોટું ઘર ચારે તરફથી સળગી ઉઠયું હતું અને તેમાંથી નીકળતી જવાળા આકાશ સામે સ્પર્ધા કરતી હતી. ધુમકેતુના પુછડાની જેમ આકાશમાં બળતા લાખા ઉડતા હતા. આ બળતું ઘર કોનું હશે તે વિદ્વાન વાચકોએ કલ્પના કરી હશે. આગનીના ભક્ષસ્થાને પડેલું આ ભવ્ય અને સુંદર ઘર ગોવિંદરાવનું હતું. મધ્ય રાત્રી પછી ઘર એકદમ સળગી ઉઠયું હતું. ઘર ચારે બાજુથી સળગ્યું હતું. ઢોરનો વાડો, રસોડું, ઘરનો મધ્ય ભાગ, દીવાનખાનું, સઘળા ભાગોને એક સાથે આગનીએ પોતાના સપાટામાં લીધા હતા. અરેરે, બિચારા ગોવીંદરાવ ઉપર આ કેવો ભયંકર પ્રસંગ !! ગોવીંદરાવ અને તેની સ્ત્રી તો ભર ઉંઘમાં પડયા હતાં. ઢોરોની ચીચીઆરી સાંભળી જાગી ઉઠી, આગ લાગેલી જોતાં ઘણી મહેનતે તેઓ, ઘરની બહાર નીકળ્યાં. "દોડો, દોડો, પાણી, પાણી," એમ મોટેથી ગોવીંદરાવ બુમો પાડવા લાગ્યા. આગની બુમ સાંભળી આસપાસના લોકો દોડી આવ્યા પણ તેઓ બિચારા શું કરે ? ગોવીંદરાવની ખરી લાગણીવાળા પાંચ-પચ્ચીસ હતા તે આવી મોટી આગ બુઝાવવામાં અસમર્થ હતા અને બીજાઓ જે એકઠા થયા હતા તે તમાસગીરો હતા. તેઓ આ આગનો ભયંકર દેખાવ મોજથી જોતા ઉભા હતા.

આ તમાશગીરોમાં ગણપતરાવ અને માધવરાવની સ્વારી પણ હતી તે જણાવવાની જરૂર નથી. કેંઢારમાં માયો ચીચીસારીઓ પાડતી હતી પણ તેને બચાવવાને કેઇ હિમ્મત કરતું નહોતું. સઘળાં જાનવરો આગમાં બળી ભસ્મ થઇ ગયાં. તે જાનવરોની બુમો સાંભળી ગોવીંદરાવને કેવું લાગતું હશે તેનો વાંચકોએજ વિચાર કરી લેવો. તેઓ પોતાના બચ્ચાંની જેમ પોતાના પ્રાણીઓને ચહાતા હતા. જોત જોતામાં આખા ઘરની રાખ થઇ ગઇ. જયાં ભવ્ય અને સુંદર ઇમારત હતી ત્યાં ધુળ ઉડવા લાગી. જયાં રમણીય બાગ લાગતો હતો ત્યાં જંગલમાં આગ લાગતા ભયંકર દેખાવ થઇ રહ્યો. આ ભયંકર બનાવમાં સમાધન લેવાજોગ એટલુંજ હતું કે ગોવીંદરાવ અને તેમના પત્ની બન્ને સુરક્ષીત રીતે બાહર આવ્યા હતા. વેણીની માતા ઇંદીરા આ ભયંકર બનાવની ખબર સાંભળતા ગોવીંદરાવ અને તેની પત્નીને પોતાને ઘેર લઇ ગઇ.

ગોવીંદરાવને આ વખતે કેટલું નુકશાન થયું હશે અને તે માટે તેના મનમાં કેવા પ્રકારની લાગણી ચાલતી હશે તેનો વિચાર વાંચકોએ પોતેજ કરવાનો છે. ગોવીંદરાવ શીવાય બીજો કોઇ ભાગ્યેજ આ ભયંકર પ્રસંગનું વર્ણન કરી શકે તેમ છે. ઘર ફરી બંધાશે, ફરી પૈસા મળશે પણ કેટલીક વસ્તુ એવી હતી કે જે ફરી નાહ મળી શકે તેવી હોવાથી તેની યાદ આવતા તેની છાતી ભરાઇ આવતી હતી, અને આંખ માંથી આંસુ ટપકતા હતા. પોતાના વહાલા જાનવરોની યાદ

વીસરવાનો પ્રયત્ન કરે તેટલામાં કેટલાક પુસ્તકો જે આગમાં બળી ગયા તેની યાદ આવતી હતી. આ બન્ને વસ્તુઓની યાદથી તેનું મગજ દિવાના જેવું થઇ ગયું હતું. ગોવીંદરાવની હૃદયદ્રાવક સ્થીતીનું વર્ણન વધુ ચીત્રી વાંચકોના કોમળ અંતઃકરણ વધુ દુઃખાવવા આ કલમ ચાલતી નથી.

બિચારા ગોવીંદરાવના મકાનને કોઇએ આગ લગાડી હોવી જોઇએ એ તો સહેજે અનુમાન થઇ શકે તેમ હતું. વિશ્વનાથ જાગીરદારે આ વેરનો બદલો લઇ શું લાભ મેળવ્યો તે તો તેનેજ ખબર! જાગીરદારના આવા અવિચારી ભયંકર કૃત્ય માટે ઘણાઓને ગુસ્સો ઉપજતો હતો પણ તેને મોઢે બોલવાની કોઇને હિમ્મત નહોતી; તો તેને તેનો બદલો ચખાડવાની હિમ્મત તો કયાંથી બતાવી શકે? બીન અપરાધી, કોઇનું પણ મન એક શબ્દથી દુઃખાવે નહિ તેવા, ઇશ્વર ભજનમાં સદા લીન, પરોપકાર એજ પોતાનું કર્તવ્ય સમજનાર, દિન, અનાથ, દુઃખી, પાંગળાને તન મન ધનથી મદદ, કરનાર, એવા મહાપુરૂષનું ઘર સળગ્યું તો દયામય ઇશ્વરે વરસાદ લાવી તે આગ બુઝાવવી જોઇતી હતી પણ ઉન્મત્ત જાગીરદારથી ડરીને ઇશ્વરે પણ તેમ કર્યું નહિ કે કેમ તે કોણ જાણે? ગમે તે હો. દુરાત્માઓને પ્રતિકૂળ ગમે ત્યારે પણ મળે છે, તે વચન ઉપર વિશ્વાસ રાખી આપણે આગળ ચાલીએ.

# પ્રકરણ ૧૩ મું.

## કમુ.

સુંબઇમાં ચોપાટીની બાજુમાં એક નાનો પણ સુંદર બાગ હતો અને તે બાગને વધુ શોભા આપે તેવો એક રમણીય બંગલો બાગની વચમાં આવ્યો હતો સાયંકાળનો વખત હતો અને બંગલ'ના અગલા ભાગમાં એક આરામ ખુરશી ઉપર બેસી એક ચોવીસ પચ્ચીસ વરસની તરૂણ સ્ત્રી "સુંદરી સુબોધ' વાંચતી બેઠી હતી. આ સ્ત્રીની બાજુમાં એક ત્રણ, ચાર વરસની છોકરી રમતી હતી તે તરૂણ સ્ત્રીનું નામ રમાલક્ષ્મી હતું અને તેની પાસે જે છોકરી રમતી હતી તેનું નામ કમુ હતું. રમાલક્ષ્મીનું વર્ણ ગૌર અને શરીર મધ્યમ બાંધાનું હતું. તેની આંખો સતેજ અને દેખાવડી હતી. એકંદર તેના સઘળા અવયવો જેવા જોઇએ તેવા હોવાથી તે ઘણી રમણીય દેખાતી હતી. આ વખતે તેણે નવી ચંદ્રકળા પહેરેલી હતી અને શરીર ઉપર દાગીના આછા હતા અને અત્યારે તેનું સઘળું ધ્યાન સુંદરી સુબોધના નવા અંકમાં લાગેલું હતું. વચ્ચે વચ્ચે તે પોતાની છોકરી રમતી હતી તેના તરફ જોતી હતી.

આ મનોહર છોકરીનું નામ તેની ફોઇએ કુમુદ પાડયું હતું પણ ઘરમાં તેને કમુના લાડકા નામથી બોલાવવામાં આવતી હતી. તેનું બોલવું મીઠું હતું અને તેના ચહેરામાં વિલક્ષણ ચિતાકર્ષકપણું ભરેલું હતું. જેટલા જેટલા તેને ઘેર આવે કે તે છોકરીને ઉચકી તેને ચુંબન કર્યા વગર રહેતા નહિ. તેને કોઇપણ સવાલ કરે તો તેનો રમુજી ઉત્તર તેના મોઢામાંથી નિકળ્યા વગર રહે નહિ. ઘરમાં કોઇબી આવે કે કમુને બોલાવ્યા વગર રહે નહિ. કમુ આ વખતે બગીચામાં લાકડાની એક નાની પેટી લઇ રમતી બેઠી હતી. આ પેટીમાં ૭, ૮ સુંદર ઢીંગલીઓ હતી. આ ઢીંગલીઓ જોડે તે રમતી હતી. આ ઢીંગલીમાંથી કોઇને વહુ અને કોઇને સાસુ તો કોઇને નણંદ તો કોઇને વરરાજા બનાવી તે પોતાનો સંસાર ચલાવતી હતી. તેના મનમાં એક ઢીંગલીને વર માની તેની સાથે બીજીના લગન કરવાના હતા. અને તેણે દરેક ઢીંગલીને નામ આપવા માંડયા. તે ઢીંગલીઓની આખી દુનિયા આ લાકડાની પેટીમાં સમાઇ જતી હતી. આ ઢીંગલીઓ આખી રાત આ પેટીમાં સુઇ રહેતી હતી અને કમુ તેને બે ચાર કલાક બેસાડે તેટલો વખત તે જાગતી હતી. કેટલીક વખત તો આઠ આઠ દશ દશ દીવસ તે પેટી એક અંધારા ખુણામાં પડી રહેતી હતી. કમુએ આજે મહેરબાની કરીને આખી પેટીની ઢીંગલીઓને બગીચામાં હવા ખાવા બેસાડી હતી. સઘળીઓને સારા કપડા પહેરાવી દાગીના પણ ઘાલ્યા હતા. કારણ કે આજે એક ઢીંગલીના લગન કરવાના હતા અને લગન વખતે ઠાઠમાઠ જોઇએ એવી આ બચ્ચાની પણ માન્યતા હતી.

રમાલક્ષ્મી વાંચવામાં લીન હતી પણ કમુએ આ લગ્નની ગડબડ ચલાવી હતી તે તરફ તેનું ધ્યાન ખેંચાયું. તેણે કમુને પુછયું—"આજ, આ ગડબડ શું માંડી છે?"

કમુ રમવામાં દીંગ થઇ હતી. રમાલક્ષ્મીના શબ્દ તરફ તેનું ધ્યાન બીલકુલ ગયું નહિ. કમુ તરફથી જવાબ નહિ મળ્યો એટલે રમાલક્ષ્મીએ ફરી પુછયું—"કેમ કમુ, આજ મારી સાથે બોલવું નથી કેની? તારી ઢીંગલીઓ સાથે રમવામાં બહુ ડુબી ગઇ છે."

કમુ તો લગનની ગડબડમાં પડી હતી. તેની માતા શું કહે છે તે તરફ તેનું ધ્યાન જતું નહોતું. રમાલક્ષ્મીએ બહુ મોટો બાટો પાડી કહ્યું તો તે છોકરી પોતાની રમત છોડી તરત આવતે પણ તેમ નહિ કરતા રમાલક્ષ્મીએ છાનામાના જઇ તેની એક ઢીંગલી સંતાડી પોતે ચોપાનીયું પાછું વાંચવા લાગ્યું. થોડો વખત રહી કમુને તે ઢીંગલીની જરૂર પડી તો જણાઇ નહિ એટલે તે મોટા ઘોટાળામાં પડી. જે ઢીંગલી ગુમ થઇ તે કંઇ સાધારણ ન હોતી પણ પોતે વરરાજા તરીકે જે ઢીંગલીને કલ્પી હતી તેજ હતી અને લગન મંડપમાંથી વરરાજા ગુમ થાય ત્યારે ગરીબ બીચારી કમુને શું કરવું તે સુજતું ન હોતું. તે આ ઢીંગલીની શોધમાં આમ તેમ બગીચામાં જોઇ આવી પણ તેને પત્તો મળ્યો નાહ. તે કંટાળી પોતાની માતા પાસે આવી અને રડતો ચહેરો કરી બોલી.

"બા, મારી ઢીંગલી........"

રમાલક્ષ્મીએ કિંચિત હસી પુછ્યું—" કમુ શું ગુમાવ્યું?"

કમુને પોતાની મા હસી તેનું કારણ જણાયું નહિ. તેને તો પોતાની ઢીંગલી કેવી રીતે ગુમ થઇ, કેમ મળે, તે કયાં હશે તેની મોટી ફીકર થઇ પડી હતી, અને તેથી રમાલક્ષ્મીના હસવા તરફ તેનું લક્ષ ગયું નહિ. તે ફક્ત બોલી—"બા, મારી ઢીંગલી કયાં ગઇ?"

રમાલક્ષ્મી હસતા હસતા બોલી—"તારી ઢીંગલી કયાં ગઇ? તેની મને શું ખબર?"

રમાલક્ષ્મીને કઇ ઢીંગલી ગુમ થઇ તે જાણવું હતું કે મકે તેના જવાબમાં ગમ્મત પડે તેમ હતું. કમુ અજ્ઞાન હતી અને તે તો પોતાની માની ખુરસી ઉપર ચઢી તેની માતાની છાતી ઉપર બેસી બોલી— "બા, મારી ઢીંગલી ખોવાઇ છે તે શોધી આપે છે કે?"

રમાલક્ષ્મીએ કમુને પંપાળતા કહ્યું—"કમુ, તારી કઇ ઢીંગલી ગુમ થઇ?"

કમુએ જવાબ આપ્યો—"તે તો પેલી મોટાભાઇ બજાર માંથી લાવ્યા હતા અને લાલ હતી કે જેનું પેટ દાબવાથી તાળી વગાડતી હતી તે." એટલાથી રમાલક્ષ્મીના મનનું સમાધાન થયું નહિ અને તે બોલી— "હું તે કે? કમુ, તે ઢીંગલી કયારની ગુમ થઇ? તું પેટી અહીંયા લાવી ત્યારે અહીંયા હતી કે?"

કોઇ માણસની કાંઇ વસ્તુ ચોરાઇ ગઇ હોય અને તે પોલીસને જે પ્રમાણે ખબર આપે તે પ્રમાણે પોતાની માતાએ પુછેલા સવાલનો જવાબ કુસુમે આપ્યો—"અરે પેટી લાવી ત્યારે તો તેમાં હતી. તે ઢીંગલી તો મેં પણ ખુણામાં ઉભી કરી હતી."

રમાલક્ષ્મીને જે ઉત્તર જોઇતો હતો તે ન મળવાથી ફરી પુછ્યું—"કુસુ, ત્યાં તેં ઢીંગલી શા માટે મુકી હતી?"

ઢીંગલીનો પત્તો મળવાના ઇરાદાથી કુસુમે વધુ માહીતી આપતા જણાવ્યું— "બા, આજ ઢીંગલાઢીંગલીના લગન કરવાના હતા. આ ઢીંગલીના લગન કરવાના હતા. આ સાસુ, આ સસરો અને જે ઢીંગલી ગુમ થઇ તે વરરાજા હતી અને તેથી તેને દુર ખુણામાં ઉભી કરી હતી. એટલામાં કોણ જાણે કેમ વરરાજા ગુમ થઇ ગયો."

કુસુની દલગીરીથી રમાલક્ષ્મીને ઘણી ગમ્મત ઉપજી. કુસુના કોમળ ગાલ ઉપર ચુંબન લેતાં તે બોલી—બેટા કુસુ, તારી ગુમ થયેલી ઢીંગલી ક્યાંથી લાવી આપું? તને જોઇએ તો હું બીજી લાવી આપીશ એટલે તો બસ છે કેની?"

આ નીષ્કપટ અર્ભકને પોતાની ગુમ થયેલી ઢીંગલી ઉપરનો પ્રેમ એકદમ તોડી નાખવો રૂચ્યો નહિ. તે પોતાની માતાને અરજ કરી બોલી—'નહી, બા, મને બીજી ઢીંગલી નહી જોઇએ. મને તો તેજ જોઇએ છે."

રમાલક્ષ્મી જરા હસીને બોલી–"બેટા કમુ, જો હું તને તારી ગુમ થયેલી ઢીંગલી લાવી આપું તો તેના લગ્નમાં મને જમવા બોલાવીશ કે ?"

રમાલક્ષ્મીના આ બોલવાથી કમુને પોતાની ઢીંગલી મળશે એવી આશા ઉત્પન્ન થઇ. તે પોતાની માતાને કાલા-વાલા કરતી બોલી–"હા, હા, જો તું ખાવાનું આપીશ તો હું જરૂર બોલાવીશ. પણ બા મારી તે ઢીંગલી છે કયાં ?"

રમાલક્ષ્મીને લાગ્યું કે હવે વધુ ખેંચવામાં સાર નથી. નહિ તો લગ્નમાં જે ભેપુરાનો સ્વાદ નહોતો તે કમુ તરફથી પુરવામાં આવશે. અત્યાર સુધી જે ગમ્મત થઇ હતી તે પુરી માની રમાલક્ષ્મી એ પોતાના લુગડાના છેડા હેઠળ સંતાડેલી ઢીંગલી કાઢી કમુ ને આપી અને તેથી તે બાળકીને આનંદ થયો. પણ તેજ સાથે તેને પોતાની માતા ઉપર થોડો ગુસ્સો આવ્યો. તેણે પોતાની માતાને કહ્યું "હું હવે મારી રમત દુર જઇ કરૂં છું કે જેથી તમે મારી ઢીંગલીઓ ચોરી જાઓ નહિ."

તે એકદમ પોતાની પાસેની પેટીમાં ઢીંગલીઓ ભરવા માંડી અને તે પોતે દુર જઇ રમવા બેઠી. રમાલક્ષ્મી પોતાના હાથમાં જે પુસ્તક હતું તે ફરી વાંચવા લાગી.

જગત એ ઇશ્વરે મોટું ચમત્કૃતીનું ભંડાર બનાવ્યું છે એમ લાગે છે. સુખદુઃખ, હર્ષ શોક, વીગેરે ઉલટાસુલટી અનેક વિકાર આપણે દરેક ક્ષણે જોઇએ છીએ. આવી ચમત્કૃતીઓ જોતાં

કેટલીક વખત વિચારમાં લીન થઇ જઇએ છઇએ. જગતમાં અનેક પ્રકારના પરસ્પર વિરોધી પ્રકાર ચાલુ ચાલ્યા કરે છે. કોઇ રમે છે તો કોઇ પડે છે, કોઇ હસે છે તો કોઇ રડે છે, કોઇની ઉન્નતી થાય છે તો કોઇની પડતી આવે છે, કોઇને વેપારમાં ફાયદો થાય છે તો કોઇને ત્યાં દિવાળું નીકળે છે. એક તરફ આબાદાની હોય છે તો બીજી તરફ દુકાળ હોય છે; એક તરફ સ્વતંત્રતા તો બીજી તરફ પશુતુલ્ય ગુલામગીરી. આવા પ્રકારો જગતમાં ચાલુ છે અને સદા ચાલુ રહેવાના. આપણે જોઇ ગયા તેમ રમાલક્ષ્મી પોતાની નાની બેટી કમુ જોડે આનંદમાં ગરકાવ થઇ ગયેલી છે ત્યારે તેજ ક્ષણે તેના પિયરમાં રડારોળ ચાલી રહી છે.

ગોવિંદરાવ અને તેની પત્ની પોતાનું મકાન બળી જવાથી તદન શોકમાં ડુબી ગયા હતા. એટલામાં કૃષ્ણરાવ દરીઆમાં દુબી ગયાની ખબર ગણપતરાવે ખલાસીઓ મારફત તેમના કાન ઉપર પહોંચાડી. એકાદ જુના ઝાડ ઉપર વીજળી પડતાં તે જમીનમાંથી ઉખડી લાંબુ પડી જાય છે તેમ આ અશુભ ખબર સાંભળી ગોવીંદરાવને કાને પડતાં તેઓ એકદમ મુર્છા ખાઇ જમીન ઉપર પડયા. કૃષ્ણરાવની માતા તો પુત્ર શોકને લીધે તદન દીવાની થઇ ગઇ. વેણીની માતા ઇંદીરા બાઇની તો આ ખબર સાંભળતાં કમરજ ભાંગી ગઇ. ધૈર્ય રાખી કૃષ્ણરાવના માતા પિતાને કેવી રીતે શાંત કરવા તે પણ તેને સુજતું નહોતું. શ્રીપાદ તો નાનું બાળક અને તે તો સઘળાઓને રડતા જોઇ ગભરાઇ ગયો. આ પ્રમાણે ઉપર જ

આવેલા સઘળા દુઃખ સમુદ્રમાં ડુબી ગયા હતા ત્યારે ગોવીંદરાવની પુત્રી રમાલક્ષ્મી પોતાની બેટી કમુ સંગે રમવા તથા તેની મશ્કરી કરવા ગુથાયલી હતી. તે બિચારી એમજ માનતી હતી જે તેના માબાપ તથા ભાઇ ખુશાલીમાં હોવા જોઇએ. વેણી ગુમ થવા વિષે તેણે સાંભળ્યું હતું તેથી તે માટે જરા દલગીર રહેતી હતી; પણ તે કેમ ગુમ થઇ, કોણે ગુમ કરી અથવા તેણે આપઘાત કર્યો કે કેમ તે વીશે તેને કાંઇ પણ ખબર નહોતી. વેણી ગુમ થઇ તેથી હવે કૃષ્ણરાવનું લગ્ન કોની સાથે થશે તે વિચાર તેને બીલકુલ આવ્યો નહોતો કેમકે વેણી કરતાં વધુ સરસ બીજી વેણીઓ કૃષ્ણરાવની લાયકાત તથા ગુણો જોઇ મળે તેમ હતું.

બીજી દિશા તરફ જોતાં ગણપતરાવ તથા માધવરાવનું કામકાજ બરાબર ચાલતું હતું. પેલો મઠ હજુ કાયમ હતો. પેલો મઠાધિપતી અને સન્યાસી તથા તેના સઘળા મિત્રોના અનાચારો આગળ માફક ચાલુ હતા. વેણી જાગીરદારના ઘરમાં એક ખોલીમાં કેદખાનું ભોગવતી હતી. તે કેવું દુઃખ ભોગવતી હતી તેની કલ્પના તેના શિવાય બીજાને ભાગેજ આવી શકશે. જાગીરદાર સાહેબને તો હવે સ્વર્ગ એક વેંત દુર લાગતું હતું. ચાલુ લડાઇમાં પોતાનો છેવટે જય થયો એમ માની તેને મોટું અભિમાન આવતું હતું. આ સઘળું શંકરની પોતાની ઉપર જે મહેરબાની છે તેથી થયું એમ માની એકલેશ્વર મહાદેવમાં માહરૂદ્ર કરાવી

બ્રાહ્મણોને સારી દક્ષિણા અને પુષ્કળ ઘી નાખી લાડુ ચપાટાવ્યા, અને બીજી કેટલીક સખાવત પણ કરી હતી.

રમાલક્ષ્મી કશુ જોડે આનંદે બેઠી હતી; પણ તેના ચહેરા ઉપર ચિંતાની થોડીક છાયા દેખાતી હતી, તેના પિયરથી કેટલાક દિવસથી પત્ર નહોતો તેથી તેને થોડી ફીકર થવા માંડી હતી. અવન્તીપુરમાં ટપાલની સગવડ સારી હતી તોપણ મુંબઈથી ટપાલ આવવા જવામાં બે દિવસ લાગતા હતા, કારણકે પોસ્ટનો સંબંધ બોટ મારફત નહોતો; પણ દુરના રેલ્વે સ્ટેશન મારફત હતો; પણ આજ પંદર દિવસથી રમાલક્ષ્મીને અવન્તીપુરથી પત્ર મળ્યો નહોતો. પીયરની કોઇપણ હકીકત જાણવાને મળતી નહોતી. બિચારો પોસ્ટ માસ્તર અવન્તીપુરના જાગીરદારના હાથમાં રમકડા જેવો હતો. ગોવીંદરાવ રમાલક્ષ્મીને જે પત્ર લખતા હતા અને રમાલક્ષ્મી પોતાના પિતાને જે પત્રો લખતી હતી તે સઘળા પોસ્ટ માસ્તર જાગીરદારને ત્યાં મોકલી આપતો હતો. જાગીરદાર એ સઘળા પત્રો વાંચી તરતજ ચુલામાં નાખી દેતો હતો. પત્રના આવા ધોટાળાને લીધે રમાલક્ષ્મીને પોતાના પિયરની કોઇપણ હકીકત જાણવાને મળતી નહોતી, અને તેથી તે બિચારીને કેટલાક દિવસ થયાં ઘણી ચિંતા થવા લાગી હતી. પુસ્તક વાંચતા વાંચતા તે પોતાના પતિ કેશવરાવના આવવાની રાહ જોતી હતી પોતાના ઘર આગળથી પસાર થતી ગાડીઓમાંથી એક ગાડી ત્યારે પોતાના ઘર આગળ ઉભી રહે એમ તેને લાગતું હતું.

તેને ઝાઝો વખત ખોટી થવું પડ્યું નહિ. થોડા વખતમાં અંગલામાં તેની પોતાની ગાડી આવી અને કેશવરાવ તેમાંથી ઉતર્યો. કેશવરાવને જોતાં નાની કમુની ખુશાલીનો પાર રહ્યો નહિ. "બાપા આવ્યા, બાપા આવ્યા," એમ કરી તે આનંદથી કુદકા મારવા લાગી. કમુને હર્ષથી કુદતી જોઇ રમાલક્ષ્મીએ પુછ્યું—"આજે તું આટલી બધી આનંદમાં આવી ગઇ છો ?"

કમુ કુદકા મારતી મારતી બોલી—"બા, હવે હું બાપાને બધું કહી દઇશ. મારી ઢીંગલી સંતાડી હતી તે પણ કહી દઇશ."

કમુનો જવાબ સાંભળી રમાલક્ષ્મી મનમાં ખુશી થઇ પણ કમુ તરફ જોઇ બોલી. "ઓહોહો, શું મને મોટી બીક બતાવે છે !!"

કેશવરાવે ઘેર આવી પાઘડી, લુગડાં વીગેરે જે કોર્ટનો પોશાક હતો તે ઉતાર્યો અને કમુને ઉંચકી તેના ગાલ ઉપર ધીમે ધીમે ચુમકીઓ મારી. પોતાના બાપનો પોતાને મજબુત ટેકો મળ્યો એમ લાગ્યું એટલે કમુએ પોતાની માતા વિરૂદ્ધ ફરીયાદ શરૂ કરી. તે બોલી—"બાપા, આજે મારી બાએ મારી ઢીંગલી સંતાડી હતી હો કે ?"

"પછી તેં શોધી કાઢી કે ?"

"મને તે ઢીંગલીના બીજી ઢીંગલી સાથે લગન કરવા હતા અને હું તે શોધી શોધીને થાકી, પણ મને તે જડી નહિ. મને ઘણો વખત રહી બાએ પાછી આપી."

"પછી તે લગન કર્યાં કે ?"

"નહિ લગન કર્યાં, પહેલાં મને બાએ કહ્યું હતું કે, તને ખાવાનું આપીશ પણ તે આપ્યું નહિ, અને હવે બાપા તમે ખાવાનું લાવી આપશો કેની ?"

બાપ દીકરી વચ્ચે ઉપર પ્રમાણે સંવાદ ચાલી રહયો છે એટલે રમાલક્ષ્મીએ પોતાના મૃદુ હાથે કુસુના ગાલ ઉપર એક ચીમટો લેતાં કહ્યું–"હવે એને ખરેખર વકીલ મળ્યા છે. એક પછી એક ફરીઆદ કરવા માંડી છે. હવે આ કુસુના લગન કરી નાખો કે સાસરે જાય."

કુસુ પોતાના બાપાના હાથમાં હતી તે બોલી–"પણ, બાપા, તમે કહેતા હતા કેની કે નાની ઉમરમાં લગન કરવા નહિ ખરૂં કેની ?"

આ પ્રમાણે કુસુ સાથે કેટલો વખત આનંદમાં પસાર કર્યા પછી કેશવરાવ એક આરામ ખુર્સી ઉપર જઇને પડયા અને તે દિવસનું સાંજનું પત્ર વાંચવા લાગ્યા. રમાલક્ષ્મી ત્યાં પાસે ઉભી હતી તે બોલી–"આજ કાંઇ અવન્તીપુરથી પત્ર આવ્યો છે કે ?"

કેશવરાવે કહ્યું–"નહિ, બીલકુલ નહિ, મને પણ ત્યાંની બહુ ફીકર લાગી છે. કૃષ્ણરાવ તરફથી દર બે ત્રણ દિવસે પત્ર આવ્યા વગર રહેતો નહિ તે આજ પંદર દિવસ થયાં પત્ર નથી. હું કાગળ લખું છું તેનો જવાબ પણ નથી એ શું ઘોટાળો છે તે મને સમજ પડતો નથી."

"પણ કાગળ નથી આવતો, કાગળ નથી આવતો, એમ હવે કેટલા દિવસ રાહ જોવી? મને તો લાગે છે કે, એક વખત જાતે જઈ આવીએ તો જે હશે તે જણાશે."

"મારા મનમાં પણ તેમજ છે. હમણા બે ત્રણ દિવસની રજા છે તો જઈ આવું એટલે બસ."

રમાલક્ષ્મીએ ધીરેથી કહ્યું–"મને જો સાથે લઈ જવામાં અડચણ નહિ હોય તો હું પણ સાથે આવું. ઘણા દિવસ થયાં હું બા તથા બાપાને મળી નથી. કૃષ્ણરાવને અહિંથી ગયાને ઘણા દિવસ થયા છે અને જો મને સાથે લઈ જશો તો મારી પણ મુલાકાત થશે."

"પણ મને લાગે છે કે, આપણે બન્નેએ સાથે જવાની જરૂર નથી. હું પહેલા જઈ આવું અને પછી તારે જવું હોય તો જજે."

રમાલક્ષ્મી આ ઉપર કાંઈ વધુ બોલી નહિ. પિએર જવાની ઉત્સુકતા સઘળી સ્ત્રીઓને સરખી હોય છે, પણ

તેટલા માટે હઠ કરવાની ટેવ રમાલક્ષ્મીને નહોતી. કેશવરાવે ના કહી એટલે પોતે પિએર જવાનો વિચાર બંધ પાડયો. કેશવરાવે બીજે દિવસે જવાનું નક્કી કર્યું અને સવારે દશની ટ્રેનમાં તે અવન્તીપુર જવા નિકળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### સાયા.

---

પૃથ્વીએ કાળા વસ્ત્ર ધારણ કરેલા હતા પણ તે કાળાં વસ્ત્રથી તેને કંટાળો આવેલો લાગતો હતો. પીળા વર્ણને સુવર્ણ સાળુ પશ્ચિમ દિશાસાથી કયારે આવે એમ તેને થઇ રહ્યું હતું. આ વખતે સમુદ્ર તદ્દન શાંત હતો. સમુદ્રના કાંઠાના પ્રદેશમાં વસ્તી નહિ હોવાથી શાંતીનું જાણે સામ્રાજ્ય ફેલાઇ રહયું હતું. આ સામ્રાજયમાં વચ્ચે વચ્ચે સમુદ્રના મોજા તોફાન કરતા હતા અને પવનના જોરથી ઝાડપાનો હાલી અવાજ કરી તોફાન મચાવતા હતા પણ તેથી શાંતીના સામ્રાજયમાં ઝાઝી ખલેલ આવતી નહોતી. સમુદ્ર કીનારા ઉપર

એક નાહનની હોડી હતી અને બે ખલાસી તેમાં કામ કરતા હતા. સમુદ્ર તીરથી થોડે દુર એક નાનો આશ્રમ હતો તેમાં આ વખતે એક તરૂણ નવયોવન સંપન્ન સ્ત્રી અને એક તરૂણ સન્યાસી બેસી વાતો કરતા હતા. તે સંન્યાસી ત્યાંથી જવાની તૈયારીમાં હતો અને જતી વખતે બે શબ્દો પેલી તરૂણીને હીતના કહેવાનો ઇરાદો રાખતો હતો. તે તરૂણી તેનું કહેવું દલગીરી ભરે ચહેરે સાંભળતી હતી. તેના નેત્રમાંથી ટપ ટપ આંસુ ગળતા હતા. તેને આ સ્થિતીમાં જોઇ પેલા સંન્યાસીનું હૃદય અત્યંત દુઃખીત થયું અને તે કોમળ સ્વરે બોલ્યો–"મનોરમા, તું શું કામ રડે છે? તું ગમે તેટલો શોક કરે પણ તેનો કોઇ ઉપયોગ છે કે? જે થઇ ગયું તે થઇ ગયું તેનો કોઇ ઉપાય છે? આમ ગાંડાની જેમ શું કરે છે? તારી જો ઇચ્છા હોય તો ચાલ હું તને તારે ઘેર પહોંચાડું."

મનોરમા કેટલોક વખત સ્તબ્ધ બેઠી અને પછી આંસુ ઢાળતા ઢાળતા બોલી–"સચ્ચિદાનંદ, ઘરે મને કોની પાસે લઇ જશો? તે લોકના મોંઢા જોવાને મને શા માટે ફરી મોકલો છો? નહિ, નહિ મને તો તે લોકોના શરીર ઉપરથી આવતો પવન પણ ઝેર સમાન લાગે છે. હું મારો નિર્વાહ કંદમુળ અથવા ઝાડપાલા ઉપર કરીશ પણ તે દુષ્ટ લોકોના દર્શન મને કરવા નથી."

સચ્ચિદાનંદ સુન્ય દ્રષ્ટીએ ભુમી તરફ જોઇ બોલ્યો–"મનોરમા, તું તદન ગાંડી થઇ ગઇ છે. ઘરમાં તારી વૃદ્ધ માતા છે. તેને તારા શિવાય બીજું કોણ છે વારૂ ?"

મનોરમા પોતાના ડાબા હાથનો અંગુઠો તથા આંગળી પોતાની હડપચીને ટેકવી બોલી–"સચ્ચિદાનંદ, તમે પણ વચ્ચે એક વખત બોલી ગયા હતા કે મારે ઘેર વૃદ્ધ માતા છે. તો તેને તમારા શિવાય બીજું કોણ છે વારૂ?"

સચ્ચિદાનંદને શું જવાબ આપવો તે સુજ્યું નહિ. તે મનોરમાને અનેક રીતે સમજાવવાને યત્ન કરતો હતો પણ મનોરમાના કાન ઉપર તેની કાંઇ અસર થતી નહોતી. થોડો વખત સુધી વિચાર કરી તે બોલ્યો–"તારૂં કહેવું બરાબર છે. પણ મેં જે દિક્ષા સ્વીકારેલી છે, તે યોગ્ય રીતે પાળવી તે મારૂં કર્તવ્ય છે. દેશોદેશ ફરી જે દેશ સેવા થાય તે કરવી તેવો મારો સંકલ્પ છે. તેમ કરવું મારૂં કર્તવ્ય છે. હું મારી જન્મ દાતા માતા કરતા માતૃદેશને વધારે પુજ્ય સમજું છું. તેનો મારા ઉપર અનંત ઉપકાર છે. હું તેનો અત્યંત રૂણી છું. જો આ રૂણમાંથી મુક્ત થવાને હું પ્રયત્ન કરૂ નહિ તો હું પોતે મનુષ્ય છું એમ કહેવડાવતા મને લાજ આવે છે. આ મારા કર્તવ્યનો જો તું વિચાર કરીશ તો હું જે કહું છું તે બરાબર છે એવી તારી ખાત્રી થશે."

મનોરમા થોડો વખત ચુપ બેઠી. આંખમાં આવેલા આંસુ લુગડાના છેડા વતી લુછતા લુછતા તે બોલી–"તમે કહો છો તેવો

માતૃભુમીના રૂણનો બોજો મારા ઉપર પણ છેજ. તમે તે રૂણમાંથી મુક્ત થવાને પ્રયત્ન કરો અને આ પાપણી તે રૂણમાં સડયા કરે તે શું તમને યોગ્ય લાગે છે? સચ્ચિદાનંદ, તમે તમારા સહવાસનો લાભ આ અભાગણીને આપ્યો છે તો હું પણ તે રૂણમાંથી મુક્ત થવા પ્રયત્ન કરીશ. સારૂં કહેવું તમોને ઉચીત લાગતું નથી કે? જે અનાથનું મલીન મોહુ જોવામાં લોક પાપ સમજે છે તે અનાથને તમે દુર ફેંકી દો છો તે તમારી હાલની વૃતીને યોગ્ય લાગે છે કે?"

મનોરમાના આ ઉદ્ગાર સાંભળી સચ્ચિદાનંદ એક દીર્ઘ નિશ્વાસ નાખી સ્તબ્ધ બેઠો. મનોરમાનો શું જવાબ આપવો તે તેને કેટલોક વખત સુજ્યું નહિ.

સચ્ચિદાનંદને સ્તબ્ધ અને સચિંત બેઠેલો જોઇ મનોરમા બોલી—સચ્ચિદાનંદ, ત્યારે મારે મારૂં સઘળું આયુષ્ય આવી રીતે પુરૂં કરવાનું છે કે? આ આયુષ્ય પુરૂં કરવા માટે મારે શું કરવું તે એક વખત કહો. હું સઘળી રીતે તમારા ભરોસા ઉપર છું. હું કેવા આશાભરિત અંતઃકરણથી તમારી તરફ જોઉ છું. પણ હવે મને સઘળી દિશામાં નિરાશાના ચિન્હ જણાવા લાગ્યા છે. મને સુખ આપવું કે દુઃખ આપવું એ સઘળું તમારા હાથમાં છે. મને સાથે લીધા શિવાય તમે કોઇ જાઓ નહિ. તમે જ્યાં જશો ત્યાં હું સાથે આવવા તૈયાર છું. હું બાળ વિધવા અને દરીદ્રી છું અને આપની પાછળ ઘેર ઘેર ફરી ભીખ માગવામાં મને કોઇ શરમ નથી: હું તેવી સ્થિતીમાં સંતોષથી રહીશ. આપના

સહવાસથી મારૂં હૃદય ધીમે ધીમે નિર્મળ થશે મને દૂર ફેંકી દો નહિ એટલુંજ હું તમારી પાસે ફરી ફરી માગું છું. ”

સચ્ચિદાનંદ મોટા ઘોટાળામાં પડયો. મનોરમાને સાથે લે છે તો પંચાત અને સાથે નહિ લે છે તોએ પંચાત. એવી એવડી પંચાતમાં ફસાયો. મનોરમાને શું જવાબ આપવો તે તેને સુજતું નહોતું. થોડો વખત પસાર થયો પણ સચ્ચિદાનંદ તરફથી કાંઇ પણ જવાબ નહિ મળ્યો એટલે મનોરમા ફરિ બોલી “સચ્ચિદાનંદ, તમે કેમ સ્તબ્ધ બેઠા છો તે હું સમજું છું. તમને એમ લાગતું હશે કે આ મનોરમા મોટી પાપીષ્ટ ચંડાળણી છે. અને તેથી તમારી સાથે નહિ લેવી એવો તમો વિચાર કરતા હશો પણ તમેજ કહો કે આ જગત્માં રહી મેં શું પાપ કર્યું છે ? મેં આજ સુધીમાં એક કોડી પણ કોઇની ચોરી નથી. કોઇનું પણ અંતઃકરણ એક શબ્દથી મેં દુખાવ્યું નથી. નિંદક એવું આચરણ મારા હાથે કાંઇ થયું નથી. તમારા મનમાં મારે માટે તિરસ્કાર આવે તેવું પાપ મેં શું કર્યું છે તે કહો. મારૂં સતીત્વ ભંગ થયું એટલોજ મારા ઉપર શંશય છે કેની ? પણ તેમાં મારો શું અપરાધ છે ? પશુ કરતાં પણ તીરસ્કાર દ્રષ્ટીથી લોકો મારી તરફ જુવે છે. મને વ્યભિચારણી સમજે છે. સચ્ચિદાનંદ, શું ખરેખરી હું તેવી છું કે ? મેં આ લોકોનો શું અપરાધ કર્યો ? મારા હાથથી કાંઇ ખરેખરૂં પાપ થયું છે કે ? સચ્ચિદાનંદ, સમાજનેક

આ કેટલો મોટો અવિચાર? બીજાએ કરેલા ઘોર પાપ માટે સમાજ તરફથી મને શીક્ષા કરવામાં આવે એ શું સમાજનું બંધન કે? શું એ સમાજની શુવ્યવસ્થા કે? તે ચંડાળ નરપિશાચ મણુપતરાવને તો-"

રાક્ષસ મણુપતરાવની મુર્તી આ વખતે પોતાની સન્મુખ ઉભી છે એમ મનોરમાને લાગવા માંડયું. તે મુર્ખાની યાદ આવવાથી તે વધુ શબ્દો બોલી શકી નહિ અને તેની આંખમાંથી આસું દડ દડ પડવા લાગ્યા. ગુસ્સાથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. રડતાં રડતાં આર્ત સ્વરે તે બોલી-"હું નિષ્પાપ, નિષ્કલંક, નિરપરાધી હોવા છતાં તે નરપીશાચ અધમ નર મણુપતરાવના ખરાબ કૃત્યને લીધે આ સમાજ યંત્રમાં એક સરખી ચગદાઉં છું. અપરાધ એકે કરવો અને પ્રાયશ્ચીત બીજાએ ભોગવવું એજ શું સમાજનો ન્યાય કે? જેણે અપરાધ કર્યો તેને શીક્ષા કરવાની સમાજમાં શક્તી નથી તેથી આ અનાથ ઉપર જુલમ કરવો એ શું સમાજને માટે વાજબી છે કે? તે ચંડાળે આવા ગુન્હા કર્યા છતાં સમાજમાં તે ખુશાલ ઉજળે માથે ફરે છે અને હું નીરપરાધી સમાજની નિંદા અને ઉપહાસનું પાત્ર થઇ છું. આવી વ્યવસ્થાને લોકો શું સમાજ બંધન કહે છે? આ સમાજનું બંધન તુટે નહિ તે માટે શું આટલી બધી મહેનત કરવામાં આવે છે કે? સચ્ચિદાનંદ, તમે પણ આ સમાજથી બીહો છો કે? તમે સંન્યાસ ગ્રહણ કર્યો, સખ્ત દિક્ષા સ્વીકારી તે છતાં સમાજથી તમે ડરો છો એમ લાગે છે. તો પછી મારા જેવી અનાથ અબળાને ડરાવવામાં સમાજ શું કામ બાકી રાખે?

આપણી હાલની સમાજ રચના એવી ચમત્કારીક અને ઢંગધડા વગરની છે કે આપણી ઉન્નતી થવાને બદલે એક સરખી અધોગતી થતી જાય છે. દુષ્ટ, નીચ મદાંધ, નર પશુઓને હેરાન કરવાને બદલે ઉલટો અબળાઓનો ઉપહાસ કરે છે. આવી સ્ત્રી દ્રષ્ટીએ પડતાજ લોક મોઢું મચકે છે, તેના તરફ ક્ષુદ્ર દ્રષ્ટીએ જુવે છે, તેના તરફ તીરસ્કાર બતાવે છે, જ્યારે એથી ઉલટું પાપી મરદોને માન આપે છે એજ શું હીંદુ સમાજનું સૌજન્ય કે ?

મનોરમાની સ્થતી આવીજ અનુકંપનીય થઇ પડી હતી, લોકોના ઉપહાસથી એકસો વીંછી એક સાથે કરડયા હોય અને જે વેદના થાય તેવી વેદના તેના શરીરમાં થતી હતી. આ ભયંકર વેદના દુર થાય, આ અસહ્ય વેદના નાશ પામે તે માટે તે અંતઃકરણપુર્વક સચ્ચિદાનંદને ઉપાય પુછતી હતી. મનોરમાના અંતઃકરણની પીડા જોઇ સચ્ચિદાનંદની છાતી ફાટતી હતી, અને તેની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યા હતા. તેની મતી ગુંગ થઇ ગઇ હતી અને પોતાના ઘુંટણ ઉપર માથું નાંખી તે સચિંત દ્રષ્ટીએ મનોરમા તરફ જોવા લાગ્યો. ઘણો વખત સુધી હજી પણ સચ્ચિદાનંદ સ્તબ્ધ બેસી રહેલો જોઇ મનોરમા ફરી બોલી—"સચ્ચિદાનંદ, શું કોઇ ઉપાય નથી જડતો ? આ અભાગિનીનું દુઃખ ઓછું કરવાને તમને કોઇ ઉપાય સુજતો નથી એમ દેખાય છે. તમારા જેવા સાધુ પુરૂષને પણ ઉપાય સુજતો નથી તેથી મારા દુર્દૈવની સીમા રહી નથી

એમ કહેવું જોઇએ. સચ્ચિદાનંદ, હું ગમે તેટલી દુર્ભાગી હઇશ તો પણ મારે માટે તમારે માઠું લગાડવાની જરૂર નથી. મારા જેવી પાપિણી માટે તમે શા માટે આંસુ પાડો છો ? હું આત્મહત્યા કરી જીંદગીનો અંત લાવનાર હતી અને મારી ફર્યાદ દેવતાના દરબારમાં રજુ કરનાર હતી પણ તેટલું પણ મારા નશીબમાં નહોતું! અને તમે નિષ્પાપ બુદ્ધિએ પ્રયત્ન કરી મને બચાવી પણ જીવીને તમારા દુઃખના કારણ રૂપ થઇ પડી. સચ્ચિદાનંદ, મારા જેવી દુષ્ટાને તમે શા માટે બચાવી ?"

મનોરમાના આ બોલવાની સચ્ચિદાનંદના મન ઉપર અસર થઇ અને એક દીર્ઘ નિશ્વાસ નાખી તે બોલ્યો— "મનોરમા, હું યઃકશ્ચિત મનુષ્ય. હું કોઇને બચાવી શકું અથવા મારી શકું એમ મને લાગતું નથી. જે સૂત્ર વિશ્વપાળક પ્રભુના સ્વાધિનમાં છે તે માટે શુદ્ર મનુષ્યે અભિમાન લેવું તે મુર્ખપણું છે. હું પામર તને શું બચાવું ? ઇશ્વરે તને બચાવી એમ કહેવું જોઇએ. તારી સ્થિતી શોચનીય છે ખરી પણ તેનો ઉપાય શો ? જે ઇશ્વરે તને બચાવી તે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી તેનું ચિંતન કરવામાં દિવસ ગુજારવા એ સિવાય બીજો કોઇપણ ઉપાય નથી."

સચ્ચિદાનંદને જ્યારે કોઇ ઉપાય સુજ્યો નહિ ત્યારે તેણે ઇશ્વર તરફ આંગળી બતાવી. પણ મનોરમાને તેનું એ બોલવું ઉડાવનારૂં જણાયું. તે ફરીથી આગળ માફક આર્ત-

સ્વરે બોલી–"સચ્ચિદાનંદ, મારા સંબંધી આટલો વખત વિચાર કરી છેવટે તમે આ ઠરાવ્યું કે ? તમે મારા પ્રશ્નનો વિચાર દયાની દ્રષ્ટીથી કર્યો નહિ. ફક્ત રૂઢી તરફ દ્રષ્ટી કરી મને આવો નિરાશાનો જવાબ આપવો તે તમારી હાલની વૃત્તિને બીલકુલ શોભતું નથી. અંતઃ રણની ઉંચ્ચતાથી શાસ્ત્રો મોટા મોટા ઉપર પણ ઠસાવી સકાતી નથી એમ જે કહેવાય છે તે ખરૂં છે. પારકાનું દુઃખ હંમેશા શીતળજ ગણાય છે. મારૂં થતું માનભંગ, મારૂં થતો ઉપહાસ, લોકો તરફથી થતી મારી કુચેસ્ટાનો તમને ખ્યાલ ન આવે એ ખરૂં છે. મારા અંતઃકરણમાં જે ભડકો સળગે છે તેની પીડા હાં. તમોને કયા શબ્દોમાં વર્ણવી આપું તે મને સમજ પડતી નથી."-

"મનોરમા, તેનો શું ઉપાય થાય ! એ સઘળુ સમાજનું સાશન છે, જ્યાં સુધી સમાજમા રહેવું હોય ત્યાં સુધી તે સાસન ભોગવવું જોઇએ."

"સચ્ચિદાનંદ, તમે આવડો મોટો સંન્યાસ ગ્રહણ કર્યો, તે છતાં તમે સમાજની પ્રબળ શક્તી આગળ ડોકું નચાવો છો. હાલના હીત ઘાતકી સમાજનું નામ નીકળતાંજ મારા શરી- રમાં ભારે દુઃખ ઉત્પન્ન થાય છે. અરેરે, પુર્વની સમાજ પધ્ધતિ નિર્દોષ હતી. બાળલગ્નનો રીવાજ નાહ હોવાથી દેશમાં બાળ વિધવા ક્વચિત દ્રષ્ટીએ પડતી હતી. જે વિધવા થતી હતી તે પ્રૌઢ અને સંસાર સુખનો અનુભવ લીધેલી હોવાથી તે સંન્યાસ દિક્ષા ગ્રહણ કરી ઇશ્વર ચિંતનમાં પોતાનું આયુ.

ભય મળતી હતી. વળી તે જમાનામાં સ્ત્રીઓ માટે વિલક્ષણ આદર ધરાવતા હતા. તેમના પોતાના સતિત્વનું સંરક્ષણ કરવા માટે કટાર અથવા બીજા હથીઆર પોતાની પાસે રાખવાની તેને પરવાનગી હતી. હાલના રાજ્ય અમલમાં અમોને તેવી પરવાનગી નહિ હોવાથી અમે અબળા વધુ બળ વગરની થઇ પડી છીએ. સચ્ચિદાનંદ, મારી પાસે તે વખતે કોઇ પણ હથીયાર નહિ હતું—નાહ તો ખરેખર તે જણપતરાવનું મેં ખુન કર્યું હોત. પણ અમો હિંદુ સ્ત્રીઓને સતિત્વનું સંરક્ષણ કરવાને તે ઉપાય પણ નથી અને તે ઉપરાંત સમાજની સાહનુભુતી જોઇએ તે પણ નથી. સમાજ ઉલટી મારીજ નિંદા અને ઉપહાસ કરે છે.”

“મનોરમા, તું કહે છે તે ખરૂં છે. સમાજ એવીજ હોય. સમાજમાં કોઇ સજ્જન હોય તેમ દુર્જન પણ હોય. મારનારનો હાથ પકડાય છે પણ બોલનારનું મોઢું પકડાતું નથી, એવી કહેવત છે. તેમાં પણ જેઓ દુર્જન હોય છે તે ગમે તે બોલે તેનો કોઇ નિયમ હોતો નથી. પણ શાણા મનુષ્યોએ ધોક વાયકા તરફ ધ્યાન આપવું નહિ. તું સમાજથી આટલી બધી કેમ ડરે છે તેજ મને સમજ પડતી નથી.”

“સચ્ચિદાનંદ, તમે હમણાજ બોલી ગયા કે સમાજની શીક્ષા સહન કરવી જોઇએ અને હવે વળી એમ કહો છો કે સમાજથી હું ડરૂં છું શું કામ? તમારા આ બોલવાનો સારે

શું કાર્ય કરવો ? મેં કરેલી વિનંતી માન્ય રાખવાનું તમ રામાં ધૈર્ય નહિ હોવાથી તમે ગમે તેમ કહી મારી સમ જુત કરો છો, પણ તમારા જેવા મોટા માણસને એ શોભતું નથી. ત્યારે શું મારે મારી આખી જીંદગી આવી રીતે ગુજારવી કે કેમ ? હું મારૂં આયુષ્ય સુખમાં નિર્મળ પણે ગુજારૂં એવો કાંઇ રસ્તોજ નથી કેની ? સચ્ચિદાનંદ તમે જો આ કલંકીત શરીરને આપનાં પદરમાં સ્વીકારો, આપના પુણ્યમય ચરણની શેવા આ દાસીને હાથે કબુલ કરો, મને આપની સમજો તો મને પાવન કર્યાનું પુન્ય આપને મળશે. તું નિષ્પાપ, નિષ્કલંક છે એમ તમે મને સાત સાત વખત કહ્યું તે તમારૂં કહેવું જો અંતઃકરણપુર્વક હોય—તો આ મનોરમાનો હવે તિરસ્કાર કરો નહિ.”

મનોરમાનું આ બોલવું સાંભળી સચ્ચિદાનંદની સ્થિતી ઘણી ચમત્કારીક થઇ પડી. મનોરમાને શું ઉત્તર આપવો તે તેને સુજ્યું નહિ. થોડો વખત ચુપ રહી ને બોલ્યો—“મનો- રમા, દયા અને સહાનવેક બુધ્ધિ આ દ્રષ્ટીએ વિચાર કરીએ તો તારૂં કહેવું કબુલ કરવું પડે છે, પણ રૂઢી અને શાસ્ત્રનો વિચાર કરવો જોઇએ. હજુ સુધી ઉંચ કોમ પુનર્વિવાહ શાસ્ત્ર સંમત માનતી નથી અને જ્યાં શાસ્ત્રસંમતી મળી નથી ત્યાં સુધી વિધવાઓએ પોતાનું આયુષ્ય સન્યાસ લેવામાંજ ગુજારવું જોઇએ.”

મનોરમા કરૂણ સ્વરે બોલી—“સચ્ચિદાનંદ, તમે શાસ્ત્રની સંમતીને નામે ખોટી તકરાર કરો છો. વિધવાઓએ સન્યાસ

ગ્રહણ કરી જીંદગી ગાળવી જોઇએ એવું શાસ્ત્રમાં ક્યાં ખુલ્લાખુલ્લા જણાવ્યું છે? સચ્ચિદાનંદ, મારા જેવી વિધવાઓને વિધવા કહેવી એ પણ ખરેખર પાપ છે. જ્યારે જે દિવસે મારો પતિ ગુજરી ગયો તે દિવસે હું તો મારા જેવડી છોકરીઓ સાથે ખુશીથી રમતી હતી. હું તે વખતે એટલી નાહની હતી કે પતિ ગુજરી ગયો એટલે શું તે મને ખબર નહોતી. પતિ એટલે શું એજ હું જાણતી નહોતી તો તેમના મરણની મારા મન પર શું અસર થાય તેમ હતું? મારી માતાને રડતી જોઇ હુ રડી પડી; પણ પતિને માટે આજ સુધીમાં બે આંસુ પણ મે પાડયા નથી. પતિના મરણ પછી કેટલેક વરસે સાસરા વિષે મને ખબર પડી અને સાસરીયાંની ઓળખાણ પડી. સચ્ચિદાનંદ, મને વિધવા કહેવી એ શું નિર્દયતા નથી? પુરૂષોએ સ્મશાનમાં પગ મુકતા પહેલાંજ પોતાની વિધુર અવસ્થા કાઢી નાખવી અને સ્ત્રીઓએ બાળક હોય તોપણ સન્યાસ ગ્રહણ કરવો એ શું શાસ્ત્રપધ્ધતી છે? સચ્ચિદાનંદ, તમે તેને રૂઢી કહો કે શાસ્ત્ર કહો પણ હું અને મારા જેવી કષ્ટ સહન કરનારી અબળાઓ તો તેને નિર્દયતા કહીશું.”

મનોરમાનું બોલવું સચ્ચિદાનંદના મન ઉપર ઠસ્યું; પણ તેના કહેવાને સંમતી આપવાનું ધૈર્ય તેનામાં નહોતું. કાંઇ પણ યુક્તીવાદ કરી તેનું મન ફેરવવું જોઇએ એવો વિચાર કરી તે બોલ્યો–“મનોરમા, તારા વિચાર બરાબર દેખાય છે. તારી વિનંતી અમાન્ય કરવી તે ખરેખર નિર્દયતાસુચક છે. પણ તને તારા વિચાર તારી તારૂણ્ય અવસ્થાને લીધે યોગ્ય

લાગે છે એમ મને જણાય છે. બાળપણમાં પુનર્લગ્ન કરવાનો વિચાર તને કદી આવ્યો હતો કે? બીલકુલ નહિ, પણ હાલમાં તારૂણ્યને લીધે તારૂં મન વિકારવશ થયું છે એમ મને લાગે છે. આજ સુધી જે વિકારનો તને સ્પર્શ થયો નહોતો, તે વિકાર જુવાનીને લીધે તારામાં ઉદય થયો છે. તું બરાબર વિચાર કરીશ તો તને જણાશે કે જે તેં વિકારવશ થઇને ઉપલી માગણી મારી પાસે કરી છે એમ તને લાગશે."

પોતાના ઉદાર અંતઃકરણની સચ્ચિદાનંદ મશ્કરી કરે છે એમ મનોરમાને લાગ્યું અને તે એકદમ બોલી-"સચ્ચિદાનંદ, આ પ્રમાણે બોલવું તમારા જેવા સાધુજનને શોભતું નથી. આજે ભારતવર્ષમાં પુર્વની સર્વોત્તમ વિવાહપધ્ધતિ ચાલુ હોત તો મને મારા માબાપ તરફથી મારી ઇચ્છા મુજબ પતિ પસંદ કરવાની રજા મળી હોત. આ પહેલાં પતિ, સાસુ, સસરા સંબંધી મને કોઇ જ્ઞાનજ નહોતું. સંસાર એટલે શું? સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય શું, દેશને ઉપયોગી થઇ પડવાને સ્ત્રીઓએ શું કરવું જોઇએ વિગેરે સઘળી બાબદો મને હવેજ જણાવા લાગી છે. કોનો સહવાસ રાખવાથી આપણું કર્તવ્ય આપણે બરાબર બજાવી શકીએ તે હું હવેજ સમજવા લાગી છું. મારૂં પવિત્ર કર્તવ્ય બજાવવા માટેજ મેં તમોને વિનંતી કરી. મારી આ વિનંતીને વિકારવશનો, અથવા તારૂણ્યનો દોષ કહેવો એ મનના શુદ્રપણાનું લક્ષણ છે. હું જો વિકારવશ થઇ હોત તો મુંવા ગણપતરાવના હાથમાંથી છુટવાને મઠની બારીએથી નખાવી દીધું નહોત. સચ્ચિદાનંદ, શું તે સાહસ મેં વિકારવશ થઇને કર્યું હતું?"

સચ્ચિદાનંદને શું બોલવું તે સુજતું નહોતું. પોતે મનોરમા ઉપર વિકારવશતાનો દોષ વિનાકારણ મુકયો એમ તેને લાગવા માંડ્યું. મનોરમાને શું જવાબ આપવો તેનો તે વિચાર કરતો હતો તેટલામાં મનોરમા બોલી ઉઠી—"સચ્ચિદાનંદ, નિર્દયતાનો સ્વીકાર કર્યા શિવાય તમારાથી મારો તિરસ્કાર થઇ શકે તેમ નથી. મારો કાંઇ દોષ ન હોય તો મને કાંઇ ના કહેતા નહિ. મારા હૃદયમાં જે પ્રણય છે તે હું ખાત્રીથી કહું છું કે તે ધર્મરહીત નથી. હું કાંઇ તમને અનુચિત કાર્ય કરવાને કહેતી નથી. મારી માંગણી તદન પવિત્ર છે. મને ના કહેવી એ તમારા જેવા દયાવાન હૃદયને શોભતું નથી. તમારા જેવા પવિત્ર પતિના સહવાસથી હું ખાત્રીથી કહું છું કે હું આ લોકમાં અને પરલોકમાં સુખનું કારણ—ભુત થઇશ. મેં મારા અંતઃકરણનો વિચાર મહા કષ્ટથી તમોને જણાવ્યો છે. મારી દયા જો તમોને ન આવી તો મારૂં નશીબ; બીજું શું ? પણ સચ્ચિદાનંદ, તમે આટલા કઠોર હશો એવી મને કલ્પના પણ નહોતી."

મનોરમાના શબ્દનો પ્રવાહ એકસરખો ચાલુ હતો. તેમાં મોહનીમય માધુર્ય અને દુઃખથી તિક્ષ્ણતા આવેલી હોવાથી તેના શબ્દો સચ્ચિદાનંદની છાતી ચીરી નાંખતા હતા. કોઇપણ કઠોર હૃદયના માણસને પણ તેની દયા આવે તેવી તેની સ્થીતી હતી, તો સચ્ચિદાનંદ જેવા કોમળ હૃદયના મનુષ્યને દયા આવે તે સહેલ હતું; પરંતુ સાધુનું હૃદય જેમ માખણ કરતા નરમ જણાય છે તેમ કેટલીક વખત પથ્થર કરતાં પણ

વધુ કઠણુ હોય છે. તેજ અવસ્થા આ વખતે સચ્ચિદાનંદની થઇ પડી હતી. એક હાથ ઉપર મનોરમાની દયાજનક સ્થિતી તેના હૃદયમાં દયા ઉત્પન્ન કરતી હતી તેમ બીજા હાથ ઉપર રૂઢી અને સાહસ તેને નિર્દય બનાવતા હતા. સચ્ચિદાનંદને શું બોલવું તે આવા ઘોટાળામાં પડવાથી સુજી શક્યું નહિ. તેની સ્થિતી એવી તો ચમત્કારીક થઇ પડી કે તેની જીભ ચાલી શકતી નહોતી. મનોરમાનું અંતઃકરણ તે પવિત્ર છે, નિરપરાધી છે, તે નિર્દોષ છે, તે નિષ્કલંક છે, તે સદગુણી છે, તે સુસ્વરૂપ છે, તેના વિચાર ઉદાત્ત છે, તેની વિનંતી માન્ય કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ તેને ક્ષણે ક્ષણે લાગતું હતું; પણ રૂઢી અને શાસ્ત્રની બીકથી તે મુંજી ઉઠયો હતો. મનોરમાને કંઇપણ કહ્યા વગર છુટકો નહોતો તેથી મહા કષ્ટે તે બોલ્યો—"મનોરમા, તેં જે કાંઇ વિચાર બતાવ્યા છે તે મને તેટલા ઉદાત્ત અને યોગ્ય હોય તોપણ તે માટે મારે વિચાર કરવો જોઇએ. મને જવાને વખત થયો છે. એટલા ટુંક વખતમાં મારાથી તને અનુમતી આપી શકાતી નથી. હું ફકત અહિંયા આવીશ ત્યારે જે હશે તે જણાવીશ. તેટલામાં વિવેકથી તારૂં મન બદલાયું તો ઘણું સારૂં, મારા હૃદયમાં દયા માયા વિગેરે કંઇ નથી એમ તારૂં માનવું થયું છે પણ તું તેમ સમજતી નહિ. મારૂં જવું પણ તને નિર્દય લાગતું હશે; પણ તેમ તું સમજતી નહિ. હું આવું ત્યાં સુધી આ આશ્રમમાં આનંદથી રહે; ઇશ્વરચિંતનમાં દિવસ ગાળ એટલે જે વિચાર ઉત્પન્ન થાય છે તે કદાચ નાશ પામશે."

આટલુ બાલી સચ્ચિદાનંદે પોતાનો જવાનો સામાન લઇ નિકળવા માંડ્યું. મનોરમા આંખમાં આંસુ લાવી ઉભી રહી. સચ્ચિદાનંદના બોલવા ઉપરથી તેનો વિચાર શું છે તે તે સમજી શકી હતી. પોતે આ સતપુરૂષની વિનાકારણ યાચના કરી અને પોતાનું શુદ્ર હૃદય તેને બતાવી આપ્યું. તે મુગ્ધા અનુતાપથી પિડાતા સ્વરે બોલી–"સચ્ચિદાનંદ, તમારા બોલવાનો સઘળો અર્થ હું સમજી, જે બીના નહિ બોલવી જોઇએ તે તમારૂં અંતઃકરણ નહિ ઓળખવાથી બોલી ગઇ. આ માટે માઠું લગાડતા નહિ. આ પાપીણીએ તમોને આળતીજ વિનંતી કરી તે માટે ક્ષમા કરશો."

મનોરમા આટલું બોલી સ્તબ્ધ રહી. મનોરમાના આ શબ્દો કોઇ વિલક્ષણ તરાહથી સચ્ચિદાનંદના હૃદયપટ ઉપર ચિતરાયા. જવાબમાં મનોરમાને સારૂં લાગે તેવું કોઇ બોલવું એમ તે પ્રયત્ન કરતો હતો પણ તેને સુજતું નહોતું. પોતાની નજરથી તે જવાબ આપીને આશ્રમમાંથી બહાર પડી હોડીમાં જઇને બેઠો. મનોરમા પણ તેને પહોંચાડવા માટે સમુદ્રના કાંઠા ઉપર આવી હતી. નાવ ચાલુ થતાં નિરાશાના ઝટકાથી વિહ્વળ થઇ તે દીવાની બની ગઇ. સમુદ્રની પાસેની એક ટેકરી ઉપર ચઢી સચ્ચિદાનંદ તરફ નજર પહોંચી ત્યાં સુધી જોતી હતી. હોડી દેખાતી બંધ પડી કે એકદમ તેણે સમુદ્રમાં નંખાવી દીધું.

# પ્રકરણ ૧૫ મું.

## પ્રેમ.

મનોરમા એક તરૂણ બાળવિધવા હતી. પોતાનું આયુષ્ય ભયંકર વૈધવ્ય અવસ્થામાં ગુજારવા શિવાય તેને માટે બીજો કોઇપણ રસ્તો નહોતો. તે બિચારીનું કેટલું દુર્ભાગ્ય ! જગત્ એટલે શું તે ડોળા ઉઘાડી પુરૂં જોવા પામ્યા પહેલાં તે બિચારી વિધવા થઇ હતી. સમાજની રૂઢીનું આ કેવું ભયંકર પરિણામ ! તે બિચારીને લગ્ન સમયે પત્નીનો અધિકાર શું એ જ્ઞાન નહોતું તોપણ ફલાણાની સ્ત્રી એ નામ સમાજ તરફથી તેને સંબોધવામાં આવતું હતું. વૈધવ્ય દિક્ષાની શિક્ષા જ્યારે તેને કરવામાં આવી ત્યારે આ મુગ્ધાને વિધવા એટલે શું તે ખબર નહોતી. તે છતાં સમાજ તરફથી વિધવાને નામે તેને સંબોધવામાં આવતી હતી. પરમાત્મા, પરમાત્મા ! કેવી આ અબળાની વિટંબણા ! આ ભયંકર યાતના શોસવાને આ દીન ગાય તદન અસમર્થ હતી. તે છતાં તે આ યાતના શોસવાને સમર્થ છે એમ સમાજ તરફથી ધારવામાં આવ્યું હતું. તે બિચારીએ સમાજનો કાઇ અપરાધ કર્યો હતો ? તેણે શું કોઇનું ખુન કર્યું હતું ? તેના હાથથી એવું શું પાપ

આચરણ થયું હતું ? નહિ, તેણે કોઇપણ પ્રકારનું પાપ કર્યું નહોતું. તે બાળીકા-નિર્દોષ-નિરપરાધી હતી. તેનો કોઇપણ અપરાધ નહોતો. સમાજે આ અનાથને શીશુપણામાં પત્ની બનાવી તરતજ વૈધવ્યની ભયંકર પીડામાં ફેંકી દીધી હતી. ખરો અપરાધ સમાજે કર્યો હતો. સમાજેજ ભુલ કરી હતી. સમાજના અમત્કારાક રૂઢી બંધનથી તે બિચારી જીવતી છતાં મુવેલી હતી.

સમાજે દુરાગ્રહી વિચારોને લઇ તેને દુઃખાર્ણવમાં ફેંકી દીધી હતી તો સમાજે તેના તરફ સહાનુભુતી બતાવવી જોઇતી હતી. પણ ગમ્મત તો એ હતી કે આ છિદ્રાન્વેષણી સમાજ તેના તરફ તીરસ્કારની દ્રષ્ટીથી જોતી હતી. તેને માટે ગમે તેમ બોલાતું હતું. બિચારી નિષ્પાપ,-નિષ્કલંક-નિરપરાધ મનોરમા આ સંકટ ક્યાં સુધી સહન કરી શકે ? છેવટે કંટાળી નિંદક લોકોને છોડી અરણ્યમાં નીકળી ગઇ. મનોરમા જન સમુહથી કંટાળી અરણ્યના ભયંકર પશુનો સહવાસ કરવા તૈયાર થઇ તે ઉપરથી મુર્ખ લોકોના ખરાબ વિચારો ભયંકર પશુના તિક્ષણ નખ કરતાં પણ વધુ હૃદય વિદારક ઠરે છે એમ કહેવું જોઇએ. મનોરમાને સચ્ચિદાનંદનો આશ્રમ ખબર હતો. જંગલમાં રસ્તો શોધતી શોધતી તે આશ્રમમાં આવી પહોંચી. સચ્ચિદાનંદે તેને પોતાના આશ્રમમાં ઘણી ખુશીથી રાખી અને તેની સઘળી વ્યવસ્થા કરી. સચ્ચિદાનંદના અંતઃકરણનું પવિત્રપણું જોઇને તે તેની દેવ પ્રમાણે પુજા કરતી હતી. સચ્ચિદાનંદ ખરેખરો સાધુ પુરૂષ હતો અને તેનું અંતઃ

કરણ પવિત્ર હતું. તે મનનો ઉદાર હોવા સાથે ભુત દયા સંપન્ન હતો.

સચ્ચિદાનંદનું આગલું નામ શંકર હતું. તેનો અભ્યાસ બી.એ. સુધી થયો હતો અને મુંબઇ સેક્રેટરીયેટમાં રૂપીયા ૧૦૦ ના પગારની નોકરી હતી. તેના બાપ પણ મુંબઇની તાર ઓફીસમાં નોકર હતા પણ થોડા વરસ ઉપર તારખાતામાં જે હડતાળ પડી તેમાં નોકરી છોડી તેણે કલકતામાં ખાનગી નોકરી મેળવી હતી. તે પછી થોડા વખતમાં આ દેશમાં સ્વદેશી હીલચાલ ચાલી અને તે હિલચાલના જુસ્સામાં શંકરે પોતાની નોકરી છોડી દઇ તેણે કલકતાના એક સ્વદેશી કારખાનામાં નોકરી સ્વીકારી. કલકતામાં શંકરના દિવસ આનંદમાં જતા હતા, પણ સઘળા દિવસો મનુષ્યના સરખા જતા નથી એવો ઇશ્વરી સંકેત હોય છે. થોડા વખતમાં તેનો પિતા મરણ પામ્યો અને હજુ તે દુઃખ વિસારે પડયું નહિ તેટલામાં તેની સુંદર અને પ્રિય પત્ની મૃત્યુને સ્વાધીન થઇ. એક પછી એક એ દુઃખના સપાટામાં આવી પડવાથી તેની હિમ્મત નાશ પામી. તેની અવસ્થા તદન દીવાના જેવી થઇ ગઇ. તેના મનને શાંત કરવાને માટે તેને કેટલીક નવલકથાઓ વાંચી, નાટકો જોયાં, જોવાલાયક સ્થળોની મુલાકાતે ગયો પણ તેના મનનું સમાધાન થયું નહિ. આ પ્રમાણે તે નિરાશ થઇ ફરતો હતો તે વખતે તેને પરલોકવાસી સ્વામી વિવેકાનંદના એક શિષ્યે તેને પોતાના આશ્રમમાં દાખલ કરી તેના ખરા કર્તવ્યની ઓળખ કરાવી. વેદ, શાસ્ત્ર, પુરાણ, યોગ વિગેરેના

ગ્રંથોના અભ્યાસથી તેના મનનું સમાધાન થવા લાગ્યું. પોતાની જન્મભુમીની સેવા કરવાની તેને ઘણી ઇચ્છા થઇ આવી અને તે પ્રમાણે કાર્યે લાગ્યો.

શંકરને હવે વૃધ માતા શિવાય કોઇ રહ્યું નહોતું. પુષ્કળ દિવસ બંગાળમાં રહ્યા પછી તે પોતાની માતાને લઇને કોકણમાં આવી રહ્યો હતો. તેના ગામની નજદીક સમુદ્રના કાંઠા ઉપર એક સુંદર પ્રદેશ આવેલો હતો. ત્યાં એક આશ્રમ બાંધી તેણે તેનું નામ આનંદાશ્રમ આપ્યું. તેની વાણી મોહક હતી તેમજ વિષય પ્રતીપાદન કરવાની શૈલી ઘણી વિલક્ષણ હતી. તે વ્યાખ્યાનો આપવા માટે ગામે થામ ફરવા લાગ્યો અને તેનું ભાષણ સાંભળવાને હજારો લોક ઉત્સુકતાથી આવતા અને પ્રસન્ન ચીતે સાંભળતા હતા. તેના કામકાજ ઉપરથી તેનું નામ સ્વામી સચ્ચિદાનંદ એવું રાખવામાં આવ્યું હતું. એક દિવસ સ્વામી પોતાના ચેલા સહિત આગલા પ્રકરણોમાં વર્ણવેલા દિગમ્બર મઠ આગળથી પસાર થતા હતા તેટલામાં "દોડો, દોડો" એવી બુમ તેમને કાને આવી. તેઓ મઠમાં દાખલ થવા જતા હતા તેટલામાં એક સુંદર સ્ત્રીએ મઠની બારી એથી જમીન ઉપર પડતું નાખ્યું. સચ્ચિદાનંદને તરતજ લાગ્યું કે પોતાના સતિત્વનું સંરક્ષણ કરવા માટે આ સ્ત્રીએ બારીએથી ફેંકાવી દીધું હતું. બારી એટલી ઉંચી હતી કે જો કોઇ પડે તો તરતજ મરણ પામે પણ બારીની આસપાસ ઉંચા ઝાડાના ઝાડો

હોવાથી તે સ્રીને ઝાઝી ઇજા થઇ નહિ. આ સ્રી મનોરમાં હતી અને તે પડતાંની સાથે બેશુધ્ધ થઇ ગઇ. સચ્ચિદાનંદે આ વખતે વધારે તપાસ નહિ કરતાં તેને એકદમ ઉંચકી પોતાની સાથે લઇ લેવા પોતાના અનુયાયીઓને ફરમાવ્યું.

પોતાના આશ્રમમાં લઇ ગયા પછી કેટલીક વખત કેટલાક ઉપચાર કરવાથી તે શુધ્ધીમાં આવી. સચ્ચિદાનંદે તેની પુછપાછ કરી તેની માતા પાસે પહોંચતી કરી પણ તે ગામમાં જાય તે પહેલાં તેને માટે ગમે તેવી વાતો ફેલાયલી હતી. લોકો તરફથી થતો ઉપહાસ તેનાથી સહન નહિ થઇ શકવાથી તે પાછી આશ્રમમાં આવીને રહી. મનોરમા અને સચ્ચિદાનંદ બન્નેનો સ્વભાવ સરળ અને સરખો હોવાથી બન્ને વચ્ચે સ્નેહભાવ વધતો ચાલ્યો અને બન્ને વચ્ચે મજબુત પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ. છેવટે મનોરમાએ પોતાનું હૃદય સચ્ચિદાનંદને જણાવ્યું પણ તે તેની વિનંતી તરફ દુર્લક્ષ બતાવી ત્યાંથી નીકળી ગયો. આથી મનોરમાને મરવા કરતાં વધુ દુઃખ થયું અને દુઃખના આવેશમાં સમુદ્રમાં ઝંપલાવી દીધું.

સચ્ચિદાનંદે તેની માગણી સ્વીકારવાને ઉપરથી તિરસ્કાર બતાવ્યો હતો પણ તેના મનમાં તેની માગણી સ્વીકારવાનો વખતોવખત વિચાર આવ્યા કરતો હતો. પણ લોકભીત અને બીજા કેટલાક કારણને લીધે તે માગણી દુર કરી હતી. તેના મનમાં જે પ્રેમ ઉત્પન્ન થયો હતો તેથી સાચવો દુર ગયો ત્યાં સુધી તેની દ્રષ્ટી મનોરમા તરફ હતી. મનોરમાએ સમુદ્રમાં નખાવી દીધું તે તેણે સ્પષ્ટ જોયું. મનોરમાએ સમુ

દ્રમાં નખાવી દીધું કે તે મોટેથી "હાય, હાય" એમ બુમ પાડી ઉઠયો. ખલાસીઓ તો હલેસા મારવામાં મશ્ગુલ થઇ ગયા હતા. પણ સચ્ચિદાનંદને "હાય, હાય" એમ બોલતાં સાંભળી તેઓ અચકાયા. સચ્ચિદાનંદ તરફ જોતાં તેમની આંખમાંથી આંસુ પડતાં હતાં. સચ્ચિદાનંદની આવી સ્થિતી જોઇ એક ખલાસી બોલ્યો-" મહારાજ, તમે કેમ રડો છો ? તમોને શું થયું છે ?"

સચ્ચિદાનંદે આર્તસ્વરે જવાબ આપ્યો-"ભાઇઓ શું કહું ? આપણે જયાંથી નિકળ્યાં ત્યાં જલદી લઇ જાઓ તો મારા ઉપર મોટો ઉપકાર થશે. પેલી તરફ જુવો. પેલી ટેકરી ઉપરથી મનોરમાને હમણાજ સમુદ્રમાં નખાવી દીધું"

સચ્ચિદાનંદે આટલું બોલતાં ખલાસીઓએ મછવો તે તરફ હંકાર્યો. તેઓએ લાંબી નજર કરી જોયું તો મનોરમા પાણી ઉપર તરતી હતી, ઇશ્વર કૃપાથી પવન અનુકુળ હોવાથી મછવો પાછો ટેકરી આગળ આવ્યો. ખલાસીઓએ મનોરમાને દરીયામાંથી ખેંચી મછવા ઉપર લીધી અને મછવો કીનારે લાવ્યા. મનોરમા જો કે બેશુધ્ધ થઇ ગઇ હતી પણ તે જલદી સારી થશે એવા ચિન્હો જણાતા હતા. ખલાસીઓએ તેના ટાંટીયા પકડી તેને ગોળ ચકકર ફેરવી જેથી તેના મોઢા માંથી ઉલટી વાટે કેટલુંક પાણી નિકળી ગયું અને તે જરા શુધ્ધીમાં આવી. તે પછી આજુપાસ પડેલું ઘાસ એકઠું કરી તેને સળગાવ્યું કે જેથી મનોરમાના શરીરને ગરમાટો આવે.

તેના ભીના કપડા સુકવી નાખવાને કહ્યું અને સચ્ચિદાનંદે પોતાની પાસેથી એક કપડું પહેરવાને આપ્યું. તે બરાબર શુધ્ધીમાં આવતાં તે સચ્ચિદાનંદને જોઇ બોલી—"સચ્ચિદાનંદ, તમે અહિંયા ક્યાંથી આવ્યા ?"

સચ્ચિદાનંદે કિંચિત્ કષ્ટકારક સ્વરે જવાબ આપ્યો— "આ પ્રશ્નનો તને શું ઉત્તર આપું ?"

મનોરમાની સ્થિતિ આ વખતે ઘણી ચમત્કારીક થઇ હતી. તે બોલી—"સચ્ચિદાનંદ, મેં જીંદગીથી કંટાળી સમુદ્રમાં નખાવી દીધું હતું. પણ નશીબ કેવું ચમત્કારીક છે; હું તો હજી જીવતી છું. આ નશીબમાં કોણ જાણે શું એ લખ્યું હશે તે કોને ખબર ? સચ્ચિદાનંદ, મને એક વખત બચાવી હતી તે તો ઠીક કર્યું હતું પણ આ પાપીણીને ફરીથી શા માટે બચાવી ?"

આટલું બોલી મનોરમા પોતાની આંખમાંના આંસુ લુછવા લાગી. મનોરમાની આવી દયાજનક સ્થિતિ જોઇ સચ્ચિદાનંદનું હૃદય બળવા લાગ્યું. તેની આંખમાં આસું ભરાઇ આવ્યા. તેનાથી હવે સ્પષ્ટ બોલ્યા શિવાય રહી શકાયું નહિ. તે મનોરમાને પોતાના હૃદય સરસી ધરીને બોલ્યો— "મનોરમા, તું હવે બીલકુલ દુઃખી ન થા. ફક્ત તારી નિર્મળ વિનંતી ખાતર તને બચાવવામાં આવી છે. આવો ખરો, પવિત્ર અને દુર્લભ પ્રેમનો પ્યાલો અનાયાસે મળી ગયો તો તે કોણ ફેંકી દે ?"

સચ્ચિદાનંદના આ શબ્દો સાંભળી મનોરમાના હૃદયમાં સ્વભાવિક લજ્જા ઉત્પન્ન થઇ. તે સચ્ચિદાનંદના હાથમાંથી નિકળી જરા દુર ઉભી રહી મધુર સ્વરે બોલી–"છેવટે તમોને આ ગરીબ ગાયની કરૂણા આવી તે માટે તમારો કેટલો ઉપકાર માનું? જે જગ નિયંતાએ મારા માટે તમારા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કર્યો તે પ્રભુના ગુણ ગાવાને મને સહસ્ર મુખ હોય તો તે ઓછા છે. આજે જે તમે બોલ્યા છો તેના આ ખલાસીઓ સાક્ષી છે."

સચ્ચિદાનંદે કહ્યું–"એકલા ખલાસી શું પણ ભગવાન શ્રી સુર્યનારાયણ, પૃથ્વી માતા અને મહાન સમુદ્ર એ સઘળા સાક્ષીભુત છે. મારા પ્રેમ માટે તું કદી સંશય લાવતી નહિ."

હતા તે ઉડાવ્યા અને ઝાડની છાયામાં વિશ્રાંતી લીધી. થોડા વખત બાદ સચ્ચિદાનંદ અને મનોરમાને લઇ મછવો મુંબઇ જવા ઉપડયો.

આ વખત સાયંકાળની હતી અને સમુદ્રનો દેખાવ ઘણો આનંદ આપતો હતો. ખલાસીઓ આનંદમાં હલેસા મારતા ગીતો ગાતા હતા. ખલાસીઓનું વિચીત્ર ગાણું સાંભળી સચ્ચિદાનંદ અને મનોરમાને ઘણી ગમ્મત પડતી હતી. આવા આનંદમાં વખત કેમ પસાર થઇ ગયો તે કોઇને જણાયું નહિ. મછવો જોરમાં ચાલ્યો જતો હતો તેટલામાં સચ્ચિદાનંદની નજરે મોટી ઝાળ જેવું જણાયું એટલે તેણે કહ્યું- "અરે, આ સામે ભડકા જેવું શું દેખાય છે?"

ખલાસીઓ તે ભડકો જોઇને ગભરાયા. તરતજ તેઓને એમ લાગ્યું કે પુનમ ઉપર સમુદ્રમાં ભુત વીગેરે ફરે છે તેનો આ કોઇ પ્રકાર હોવો જોઇએ એટલે એક ખલાસી બોલ્યો- "માહરાજ, ભડકા કેવા? આજ પુણીંમા છે અને પુનેમે ભુતો ફરવા નીકળે છે તેવો કોઇક પ્રકાર હશે."

સચ્ચિદાનંદને ખલાસીઓની આ કલ્પનાથી હસવું આવ્યું મનોરમાએ આ વીષે હજુ કોઇ વિચાર કર્યો ન હતો. ભુત વીગેરે કાંઇ હોય છે કે નહી તે વીષે તેના કોઇ નક્કી વિચાર નહોતા. પોતાના ઘરમાં ચાર માણસ વચ્ચે હોય ત્યારે તે ભુત વીગેરે સઘળું ખોટું એમ તે કહેતી પણ આવી ભયંકર જગ્યાએ ભુતની કલ્પનાથી તેને પણ બીક લાગવા માંડી. તેમ છતાં

આસપાસ ચાર પાંચ માણસ હોવાથી તે ધૈર્ય ધરી મુંગી બેઠી હતી. ભુત વીગેરે સઘળું ખોટું છે એમ સચ્ચિદાનંદ ખાત્રીથી માનતો હતો. તેણે ખલાસીઓને કહ્યું "ભુત કદાચ જમીન ઉપર હોય પણ સમુદ્રમાં કેવી રીતે આવે? સમુદ્રમાં આવે તો તે ડુબી જાય."

સચ્ચિદાનંદની કલ્પના ખલાસીઓએ હસી કાઢી અને એક ખલાસી બોલ્યો-"નહિ મહારાજ, દેવ જેવા ભુતો હોય છે. ભુતો સમુદ્રમાં હોડીની જેમ ચાલે છે. તે બુડે કેમ?

સચ્ચિદાનંદને ખલાસીની આવી સમજણથી હસવું આવ્યું અને તે બોલ્યો-"એમ કે? તમારામાંથી ભુતો કોઇએ ડોળાથી જોયા છે કે?"

એક ખલાસી બોલી ઉઠ્યો-"મહારાજ, આજ સુધી ભુત કેવા હોય છે તે મેં નજરે જોયા નથી. શું લોકો એમ નથી કહેતા કે ભુત આવા આવા હોય છે. ડાકણ હોય છે ને ઉંડા કુવામાં રહે છે અને કેટલાક ભુતો એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કુદકા મારે છે. આજે તો મારા ડોળાથી ભુત જોયું."

સચ્ચિદાનંદે કહ્યું-"તમારી કલ્પના તદન ભુલભરેલી છે. મને તો એમ લાગે છે કે તે મછવો હોવો જોઇએ. તેમાંના ઉતારૂં કંઇ સંકટમાં આવી પડેલા હોવાથી મછવાનો

સઢ સળગાવેલો હોવો જોઇએ. તેઓનો હેતુ તેઓને આવી કોઇ બચાવે એવોજ હોવો જોઇએ."

એટલે એક ખલાસી બોલ્યો—"મહારાજ, જયાંથી ભડકા દેખાતા હતા તે જગ્યાએ આપણે આવી પહોંચ્યા પણ અહીંયાં કંઇ દેખાતું નથી તેથી ખાત્રીથી તે ભુતજ હોવા જોઇએ.'

સચ્ચિદાનંદે કહયું—"અરે તમે એવું ખોટું માની નહિ બેસો, આસપાસ જરા લક્ષ પુર્વક જુવો. જો કાંઇ સંકટમાં સપડાયું હશે તો તેને બચાવવાને પ્રયત્ન કરીશું."

એક ખલાસીએ આસપાસ નજર કરી એક દીશા તરફ આંગળી બતાવી કહયું—"અરે જુવો, પેલો મછવો જાય છે."

પેલા ખલાસીએ બતાવેલી દીશા તરફ નજર કરતાં સઘળાઓને એક મછવો જણાયો પણ તે ઘણો દુર હોવાથી તેને માટે કાંઇ અનુમાન કરી શકયા નહિ પણ પીશાચ હોવા જોઇએ એવી જે ખલાસીઓની કલ્પના થઇ હતી તે દુર થઇ અને સઘળાઓએ પોતાના કામ ઉપર ધ્યાન આપ્યું. અહીંઆથી મુંબઇ ઘણું નજદીક હોવાથી દુરથી દેખાતા દીવા તારાઓની જેમ ઝગઝગ થતા હતા. આ દીવાએ દેખાવાથી ખલાસીઓમાં ઉત્સાહ આવ્યો અને તેઓ જોરથી પોતાનો મછવો ચલાવવા લાગ્યા. મછવો જોરથી જતો હતો તેટલામાં એક લાકડાંનું પાટીયું મછવા સાથે અથડાયું એટલે

એક ખલાસી બોલી ઉઠયો. "અરે મડદું, મડદું, અરે પેલા લાકડાના પાટીયાં ઉપર મડદું છે."

ખલાસીઓને એમ લાગ્યું કે મડદાના કપડાંમાં કાંઇ પૈસા હોય તો તેને મચ્છવામાં લાવી કાઢી લેવા. આવી આશાથી એ ખલાસીઓ તે મડદાંને મચ્છવામાં લેવા લાગ્યા. આવો ભયંકર પ્રકાર જોઇ મનોરમા તદન ગભરાઇ ગઇ; તે બોલી ઉઠી-"અરે, મડદાંને હોડીમાં શા માટે લો છો? મડદાંને અડકવું પણ ન જોઇએ."

સચ્ચિદાનંદ મનોરમાની પીઠ ઉપર હાથ મુકી બોલ્યો- "મનોરમા તું ઘણી બીકણ છે. પ્રવાસમાં શું શું અડચણ આવે છે તેનો તને અનુભવ નથી. મુંબઇ ગયા પછી તે પ્રેત પોલીસને સ્વાધીન કરવામાં આવશે તો પોલીસ તેનો વારસ શોધી કાઢશે અને તેમ થશે તો તેની ઉત્તર ક્રિયા તો બરાબર થશે."

કોળીઓએ તે પ્રેત મચ્છવામાં લીધું અને તેની પાસે કાંઇ પૈસા મળી આવે છે તે શોધવા લાગ્યા, પણ તેટલામાં બન્ને ખલાસીના હાથ લોહીથી લાલ થઇ ગયા. તે જોઇ એક ખલાસી બોલ્યો-"અરે, આના કપાળ ઉપરથી ભડભડ લોહી વહે છે."

સચ્ચિદાનંદને અત્યાર સુધી તે મડદું છે એમજ લાગતું હતું પણ લોહી નીકળવાની વાત સાંભળતા તે એકદમ આશાજનક સ્વરે બોલ્યો.

"હજી રક્ત વહે છે તેથી તે માણસ જીવતો હોવો જોઇએ. મને તેનો જખમ લુગડાંના કટકાથી બાંધવા દો મુવેલા માણસના શરીરમાંથી કદી લોહી નિકળતું નથી."

સચ્ચિદાનંદે તેનું લોહીથી ખરડાયલું મોઢું લુછી નાંખ્યું અને જે ભાગ ઉપર જખમ પડયો હતો તે ઉપર પાટો બાંધ્યો. તેના ભીંજાયલા કપડાં કાઢી નાખી તેને એક બીછાના ઉપર સુવાડયો અને આ મછવામાં જેટલા ગરમ કપડાં મળ્યાં તે તેના શરીરની આસપાસ વીંટાળી તેના શરીરમાં ગરમાટો લાવવાને પ્રયત્ન કર્યો. સચ્ચિદાનંદે છાતી ચોળવા માંડી. મનોરમા તેના પગના તળીઆં ઘસવા લાગી. આ પ્રમાણે ઉપચાર કર્યા પછી થોડે વખતે તે મનુષ્યના શ્વાસોશ્વાસ પાછા ચાલવા માંડયા. એટલામાં મછવો પણ મુંબઇની ગોદીમાં આવી ઉભો રહયો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### વેર.

---

મનુષ્યના સ્વભાવ વૈચીત્રનું વર્ણન કરવું એ કુશળ લેખક શિવાય બીજાઓને માટે કઠણ છે. આ વાર્તાના ઉપ નાયક વિશ્વનાથ જાગીરદારનું ગમે તેટલું વર્ણન કરીએ તો

પણ તે અહંકારી મનુષ્યના સ્વભાવનું પુરૂં વર્ણન થઇ શકે તેમ નથી. પ્રભુતા, ઐશ્વર્ય, વિદ્યા વીગેરેથી ગર્વીત થઇ પુષ્કળ લોક જગતને તૃણ સમાન ગણે છે પરંતુ આ અહંકારી પુરૂષોને તેના ગર્વની જગત કાંઇ પરવા કરે છે કે કેમ તે ખબર હોય છે કે? મરઘાના વાસ્યા શિવાય સુર્યોદય થાય નહિ એવો મરઘાને અહંકાર હોય છે તેમ અમારા શિવાય જગત ચાલે નહિ એવો ગર્વ કેટલાક રાખે છે. ઇશ્વરી સન્તાથી આ સઘળું જગત ચાલે છે ને ઇશ્વરના દરબારમાં પોતાના ગર્વનું શું માપ થશે, પોતાના અભીમાનની શું કીંમત થશે? પોતાની કૃતીના શું બક્ષીશ મળશે. તેનો વિચાર તેઓને કદી પણ આવતો નથી. વાસ્તવીક રીતે ઇશ્વરી સુત્રમાં ફરક કરવાનું શુદ્ર મનુષ્યની શકતી બહાર છે તે છતાં કેટલાક અહંકારી મનુષ્યો ઇશ્વરી સુત્ર પોતાના હાથમાં હોય છે એમ અભીમાન લે છે. અહંકારના મદમાં અંધ થયેલાઓ ગમે તે કરવા પ્રયત્ન કરે છે પણ ઇશ્વરી સુત્ર નિરાળુંજ હોય છે.

અવન્તીપુરમાં વિશ્વનાથ જાગીરદાર પોતાને મોટા કર્તવ્યવાન પુરૂષ તરીકે સમજી અભીમાન લેતા હતા. પોતે જે મનમાં આવે તે પાર પાડી શકતા હતા એવી તેની ધમક હતી. વેણીના લગ્ન માધવરાવ સાથે થવા જોઇએ તેવો વિચાર મનમાં આવતાં તે માટે તેણે જબરો પ્રયત્ન શરૂ કર્યો હતો. પહેલાંથી વેણીને ફસાવી પોતાના તાબામાં લીધી હતી. કૃષ્ણરાવની નડતર તેને દરીયામાં ફેંકાવી દઇ તેણે દુર કરી હતી એમ તે માનતા હતા. ગોવીંદરાવનું ઘર બળાવી નાંખી તેને

તદન દીન બનાવી દીધો હતો. વેણીની માતા તો ગમે તેટલી પણ અબળા તેના તરફથી કાંઇ વાંધો લેવામાં આવે તેની તેને બીક રહી નહોતી.

વેણી માટે વિશ્વનાથ જાગીરદારે સઘળો બંદોબસ્ત કર્યા છતાં તે સઘળો બંદોબસ્ત કયારે ધુળ મળે તેની તેને ચિંતા થતી નહતી. તેનો સઘળો વ્યુહ તોડી પાડવાને ઇશ્વરના દરબારમાંથી કયારનીએ તૈયારી થઇ ચુકી હતી પણ જાગીરદારને તે સંબંધી કાંઇપણ વિચાર આવતો નહોતો. પાપ પુણ્ય, ધર્માધર્મ, વીગેરે કલ્પના તેના મનમાં કદી ઉભી થતી નહોતી. તેનો ઇરાદો તો વિવાહ ગમે તેમ કરી પાર પાડવો એજ હતો પણ વચ્ચે કાંઇ વિઘ્ન આવી પડે એમ તેનું માનવુંજ નહોતું. પોતે જે કામ હાથ ધર્યું હતું તેમાં ઇશ્વરને પણ હાથ ઘાલવાનો અધીકાર નથી એમ તે માનતો હતો. આપણે હાલ તરત જાગીદારને છોડી ચોપાટી ઉપર રમાલક્ષ્મીના બંગલા તરફ નજર કરીએ.

કેશવરાવ અવન્તીપુર જવાને નિકળ્યો તે વાંચકોને યાદ હશે. તેમને ગયાને પાંચ છ દિવસ થયા પણ પત્ર નહિ આવવાથી રમાલક્ષ્મીને ઘણી ચિંતા થવા લાગી. આજે તો તેના મનમાં નાના પ્રકારના ખરાબ વિચારો આવવા માંડયા. ગમે તેમ વખત પસાર કરવાને તે પોતાની લાડકી કમુ સાથે છજામાં બેઠી હતી. કમુ પોતાના પિતા કયારે આવશે તે પોતાની માતાને વારમવાર પુછી રહી હતી. રમાલક્ષ્મી તેને

પોતાની છાતી સરસી દાબી તેના ગાલ ઉપર ચુંબન કરતાં કહેતી હતી કે "હમણા આવશે, હમણા આવશે." માતા, પિતા, બંધુ અને પતી સંબંધી નાના પ્રકારના વિચાર રમાલક્ષ્મીના મનમાં આવ્યા કરતા હતા. બીજાના અનીષ્ટનુ ચિંતવન જેટલું વેરીને થતું નથી તેટલું પોતાના મનમાં થાય છે; એવો મનુષ્ય સ્વભાવ હોવાથી આ વખતે રમાલક્ષ્મીની તેવી સ્થિતી હતી. એકાદ ગાડી પોતાના ઘર આગળથી પસાર થાય એટલે તેના તરફ ઉત્સુક દ્રષ્ટીએ જોઇ રહેવું અને તે પોતાના ઘર આગળ ઉભી ન રહે એટલે નિરાશ થવું એવો ક્રમ ચાલી રહયો હતો. આ વખતે તેને આનંદ આપવાનું સાધન માત્ર કમુ હતી. પણ તે બિચારી પણ પોતાના પિતા ક્યારે આવશે તેને માટે પુછ્યા કરતી હતી. એક તરફ કમુને સમજાવવી અને બીજી તરફ પોતાના મનનું સમાધાન તેને કરવું પડતું હતું. બૈરાઓની સાધારણ સમજ એવી હોય છે કે નાના બાળક સાચું બોલે છે તેથી તેણે કમુને પુછ્યું—'કમુ, તારા બાપા ક્યારે આવશે ?'

કમુએ એક ગાડી દુરથી આવતી હતી તે તરફ આંગળી બતાંવી કહયું–"હમણા આવશે. જુવો પેલી ગાડી આવે છે.'

કમુએ જે દિશા તરફ આંગળી બતાવી તે તરફથી એક દોડતી ગાડી આવતી દેખાઇ. આ ગાડી પોતાના ઘર આગળ ઉભી રહે છે કેમ તે તે તરફ રમાલક્ષ્મી ઉત્સુકતાથી જોઇ રહી. એટલામાં ગાડી બંગલા આગળ ઉભી રહી અને ગાડીમાંથી કેશવરાવ ઉતર્યા. કેશવરાવને જોતાં રમાલક્ષ્મી અને કમુને ઘણે

આનંદ થયો પણ રમાલક્ષ્મીને થયેલો આનંદ થોડા વખતમાં ઉડી ગયો કારણ કે કેશવરાવનો ચહેરો ઘણો ઉતરી ગયેલો હતો. કેશવરાવ માળ ઉપર આવતા રમાલક્ષ્મીએ કહયું— "રસ્તામાં તાપ ઘણો નડયો હોવો જોઇએ. તમારો ચહેરો ઘણો સુકાઇ ગયો છે. મારે પિએર સઘળા ખુશીમાં છે કે ?"

આ પ્રશ્નનો ઉત્તર કેશવરાવે કાંઇ આપ્યો નહિ. તેઓ પોતાના કપડા ઉતારી નિરાશ થઇ એક આરામ ખુરશીમાં પડયા. કેશવરાવનો ચહેરો જોઇ રમાલક્ષ્મીના પેટમાં ફાળ પડી અને તે દયામણો ચહેરો કરી બોલી—"મારા માતા, પિતા, સઘળા ખુશી છે કેની ?"

કેશવરાવની આંખમાં આંસુ ભરાઇ આવ્યા તે આર્ત સ્વરે બોલ્યા—"તારા માતા પીતા બન્ને ખુશીમાં છે."

રમાલક્ષ્મીએ વધુ ગભરાઇને પુછયું—"મારા મોટા ભાઇ કૃષ્ણરાવ ખુશીમાં છે કે ?"

કેશવરાવની ઘણી ચમત્કારીક સ્થિતિ થઇ પડી હતી. તેની છાતી દુઃખથી ચિરાઇ ગઇ હતી. તેના મોઢાંમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો. રમાલક્ષ્મી ફરી દયામણો ચહેરો કરી બોલી:—"બોલો, મારો મોટો ભાઇ ખુશીમાં છે કે? તે અવન્તીપુરમાં છે કે ?"

"નહિ."

રમાલક્ષ્મીને નહિ એ શબ્દનો અર્થ કાંઇ સમજ પડી નહિ. કેશવરાવના એકંદર ચિન્હ ઉપરથી કાંઇપણ અશુભ હોવું જોઇએ એમ તેને લાગ્યું. તે દિન સ્વરે બોલી–"નહિ, નહિ એટલે શું ? તે અવન્તીપુરમાં નથી કે ખુશી નથી ?"

કેશવરાવે પોતાનો હાથ મસ્તક ઉપર સ્થીર કરી કહ્યું– 'ખુશી છે કે નહી તેની ખબર મળી નથી પણ અવન્તી પુરમાં નથી."

કેશવરાવનું આવું ગોળ ગોળ બોલવું સાંભળી રમાલક્ષ્મીના ડોકામાં નિરાળી કલ્પના આવી, તેને એમ લાગ્યું કે તે વેણી સાથે કાંઇ નિકળી ગયો હશે. પોતાની કલ્પના ખરી. છે કે કેમ તે નક્કી કરવા માટે પુછ્યું–"વેણી પોતાને ઘેર છે કે ?"

"નહિ, તે પણ પોતાને ઘેર નથી."

વેણી ગુમ થવાની ખબર પોતે સાંભળી હતી તેથી પોતાની કલ્પના બરોબર છે એમ માની તે બોલી:– "પણ કૃષ્ણરાવ કયાં ગયો તેની કાંઇ તપાસ લાગી કે ?"

કેશવરાવે શોકના આવેશમાં તદ્દન વ્યાકુળ થઇને કહ્યું– "તને હું શું કહું ? કૃષ્ણરાવ ગયો, આપણે સઘળાને છોડી તે પરલોકમાં ગયો."

આ ભયંકર વજ્રઘાત રમાલક્ષ્મીના હૃદય ઉપર પડતાં તે એકદમ જમીન ઉપર બેસી ગઇ અને પોતાના પતીને કાલા વાલા કરી પુછવા લાગી–"મોટા ભાઇ ગુજરી ગયા તે વખતે તમે હાજર હતા કે ? મારે માટે કાંઇ બોલ્યો હતો કે ? એને એવો ભયંકર રોગ શું થયો હતો ? ગામડા ગામમાં વૈદની મદદ પણ પુરી મળી નહિ હશે. કૃષ્ણરાવ તેં આ શું કર્યું ? ઘડ પણમાં માબાપને હવે કોણ સંભાળશે ? માબાપ, કૃષ્ણરાવ, કૃષ્ણરાવ એમ બુમ પાડી રડયા કરતા હશે. પથ્થરને પણ દયા આવી હશે પણ યમને. દયા આવી નહિ. વૃધ્ધની કાઠી ખેંચી લઇ હે યમ તને શું મળ્યું ? પરમાત્મા, આ કેવો પ્રસંગ ! મારી કમુ ઉપર કૃષ્ણરાવનો કેવો પ્રેમ હતો. એ બચ્ચાની પણ તેને દયા આવી નહિ. મારી કમુને કાંઇ યાદ કરી હતી કે ?"

કેશવરાવે હતાશ થઇ કહ્યું—"નહિ, કોઇને માટે પણ એક શબ્દ પણ ઉચાર્યો નથી. અથવા કાંઇ ઉચાર્યો હશે તો ભયાનક સમુદ્રમાં કોઇએ કાંઇ સાંભળ્યો હશે નહિ."

રમાલક્ષ્મીએ રડતાં રડતા કહયું–"ભયાનક સમુદ્ર ! અને ત્યાં તે કાંઇ બોલ્યો ! તમે શું કહો છો તેની મને બીલકુલ સમજ પડતી નથી."

"તે સમુદ્રમાં ડુબી મુવો. તેનું પ્રેત પણ હાથ આવ્યું નહિ. કૃષ્ણરાવ મુંબઇ આવતો હતો એટલામાં રસ્તામાં જાગીરદારના કહેવાથી કોળીઓએ મછવા ઉપરથી તેને સમુદ્રમાં

ફેંકી દીધો. બિચારાનું પ્રેત પણ અગ્નીસંસ્કાર માટે મળ્યું નહિ."

રમાલક્ષ્મી પોતાનું માથું કુટતા બોલી:– "વિશ્વનાથ જાગીરદારનો મારા કૃષ્ણરાવે શું ગુન્હો કર્યો હતો? હે દેવ! તારે ઘેર ન્યાય છે કે નહિ? મારો કૃષ્ણરાવ ભુલેચુકે પણ કદી કોઇની સાથે બગાડે તેવો નહોતો. મારા ભાઇને સમુદ્રમાં ફેંકાવી દેવાથી તે નરાધમને શું મળ્યું? કૃષ્ણરાવ, તારી ભયાનક સમુદ્રમાં શું સ્થિતિ થઇ હશે! તેં માબાપને કેટલી બુમ પાડી હશે પણ કોણે સાંભળી હશે? માબાપ તારા જવાથી દિવાના થઇ જશે.

કેશવરાવ તરફ ફરીને બોલી:– "મારા માબાપને અહિંયા લઇ આવવા હતા. તેમને તે મોટું ઘર ખાવા ધાતું હશે."

કેશવરાવે નિરાશ સ્વરે કહ્યું–"તારૂં તે મોટું ઘર હવે ક્યાં રહેવા પામ્યું છે? આગમાં બળીને જમીનદોસ્ત થઇ ગયું છે. જે દિવસે કૃષ્ણરાવ મુંબઇ આવવા નિકળ્યો તે દિવસે તે હરામખોર જાગીરદારે તારા ઘરને આગ લગડાવી. આખું ઘર બળીને ખાખ થઇ ગયું. તારા માબાપ મહા મહેનતે સલામત નિકળ્યા. ગાય ઢોર સઘળું બળીને ભસ્મ થઇ ગયું. તારા માબાપ વેણીને ઘેર છે અને ત્યાં પણ એવોજ ચોટાળો થયો છે. વેણીને જબરજસ્તીથી ઉંચકી જઇ કેદ કરી છે અને પેલા કાળા સાપ માધવરાવ સાથે બે દિવસમાં તેના લગ્ન કરનાર છે. શું કરવું? મને તો એટલો બધો ગુસ્સો આવે છે કે શું ને શું કરી નાંખું? પણ કરીને હવે ફાયદો શું?

કૃષ્ણરાવ ગયો ને ગયો. તે જો હોત તો તે નરાધમને ગમે તેમ કરી સખ્ત શિક્ષા કરાવી હોત પણ જયારે કૃષ્ણરાવજ નથી ત્યારે શા માટે પ્રયત્ન કરવો જોઇએ ?"

કેશવરાવે જણાવેલો શોક વૃતાંત સાંભળી રમાલક્ષ્મી રડતી રડતી બોલી–"આટલુ' બધુ' અમારૂ' ખરાબ કરી તે નરાધમને શું મળ્યુ' ? પરમેશ્વર, તારે ઘેર કાંઇ ન્યાય નથી ? ઘર બળી ગયુ' તો ભલે પણ મારો કૃષ્ણરાવ પાછો ક્યાં આવવાનો છે ?"

રમાલક્ષ્મી અને કેશવરાવ દુઃખમાં ગર્ક થઇ ગયા હતા. બન્નેના વિલાપથી ગભરાઇ નાની કમુ પણ રડતી હતી. એટલામાં એક સોળ સત્તર વરસનો છોકરો કેશવરાવ પાસે આવી ઉભો. તેના હાથમાં એક પાકીટ બ'ધ કરેલુ' હતુ'. તે તેણે કેશવરાવના હાથમાં આપ્યુ'. આ પત્ર જોતાં કેશવરાવના મનમાં નવો વિચાર આવ્યો; પણ વધુ વિચાર આવતા નિરાશ થયો, તેણે પેલા છોકરાને પુછ્યુ'–'છોકરા આ પત્ર તને આપ્યાને કેટલા દિવસ થયા ?

તે છોકરાએ જવાબ આપયો–"આજેજ આપ્યો. ઘણુ' તો એક કલાક થયો હશે."

કેશવરાવે અજાયબ થઇ કહ્યુ'–"શું ? એક કલાક થયો ? પત્ર ઉપરના અક્ષર તો કૃષ્ણરાવના લાગે છે. આ વળી કેવી અજાયબી ?"

રમાલક્ષ્મીએ એકદમ કેશવરાવના હાથમાંથી પત્ર લઇ અક્ષર જોઇ બોલી–"હા, હા, અક્ષર તો ખાસ કૃષ્ણરાવના લાગે છે. છોકરા. આ પત્ર તને કોણે આપ્યો ?"

તે છોકરાએ જવાબ આપ્યો–'તેનું નામ મને ખબર નથી.'

કેશવરાવે પુછ્યું–"તેનો ચહેરો મારા જેવો છે કે ?

કેશવરાવ કાંઇ આગળ બોલવા જતો હતો તેટલામાં તે છોકરો બોલી ઉઠયોઃ–"નહિ, તમારા જેવો નહિ. તેનો ચહેરો બાઇસાહેબ જેવો છે."

રમાલક્ષ્મી અને કેશવરાવ બને એકદમ આશ્ચર્ય પામી બોલી ઉઠયાં–"ત્યારે તો કૃષ્ણરાવ જીવતો હોવો જોઇએ."

રમાલક્ષ્મીને એ પત્ર ક્યારે વાંચી જોવાય એમ થઇ રહયું હતું. તેણે ઉતાવળા ઉતાવળા તે પત્રનું કવર ફાડી નાંખ્યું અને વાંચવા લાગી.

શ્રી.

મુંબઇ, શારદાશ્રમ.

આપને અવન્તીપુરથી સઘળી હકીકત જાણવામાં આવી હશે પણ હું જીવતો છું એ જાણી તમને આશ્ચર્ય અને આનંદ ઉપજશે. એક સદગ્રહસ્થની કૃપાથી હું બચ્યો છું. હાલમાં મારી તબીયત સારી છે. અવન્તીપુરથી આવેલા એક

ગ્રહસ્થે ખબર આપી છે કે આવતી પરમ દિવસે વેણીના માધવરાવ સાથે જબરીથી લગ્ન કરવામાં આવનાર છે. માટે જેમ બને તેમ જલદી મને મળશો. રમા બહેનને મારા ઘટીત કહેશો. કમુને આશિર્વાદ.

લી૦ આપનો,

કૃષ્ણરાવ.

આ પત્ર વાંચી બન્નેની મનોવૃતીમાં જે ફેરફાર થયો તેનુ પ્રતિબીંબ પાડવાનું કામ અશકય છે. કેશવરાવે પેલા છોકરાને પાંચ રૂપીયા બક્ષીસ આપ્યા. જાગીરદારની સખત ખબર લેવાની ઇચ્છા તેના મનમાં પ્રદીપ્ત થઇ. તે દુષ્ટ ઉપર પુરે પુરૂં વેર લેવાનો તે વિચાર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### ભેટ.

---

ઇશ્વરી ઘટના ચક્ર અત્યંત વીલક્ષણ છે. ઇશ્વરી સુત્ર ચાણું અગમ્ય છે તે માનવી દષ્ટીએ અગોચર છે. મનુષ્ય

ધારે કાંઇ અને ઇશ્વર કરે કાંઇ. અવન્તીપુરના જાગીરદાર અને ઓનરરી મેજીસ્ટ્રેટ વિશ્વનાથ મરૂ ભુમીને નંદનવન કરવાનો એક તરફ પ્રયત્ન કરી રહયો હતો ત્યારે બીજી તરફ ઇશ્વરે કાંઇ નિરાળી યોજના કરવા માંડી હતી. સત્તા, અધિકાર, પૈસા વીગેરેના અનેક પડળો તેની આંખ ઉપર ફરી વળેલા હોવાથી તેને ઇશ્વરી સત્તાની કંઇ કલ્પના આવી શકતી નહોતી, તેના હાથમાં ગમે તેટલીસત્તા હતી પણ ઇશ્વરી સત્તાને તે પહોંચી શકે તેવી નહોતી. તેનો અધીકાર ગમે તેટલો વિલક્ષણ હતો તોપણ ઇશ્વરી યોજના આગળ તે તદન નીસ્તેજ અને ક્ષણીક હતો. પૈસાનું જે તેને અભિમાન હતું તે તેના મુર્ખાપણાનો ડુંગર હતો. વિશ્વનાથે જે પ્રયત્ન ચલાવ્યો હતો તેમાં મુખ્ય મુશ્કેલી કૃષ્ણરાવની હતી અને તેને રસ્તામાંથી દુર કરવાને તેણે કરેલો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. જે દિવસે ખલાસીઓએ કૃષ્ણરાવને દરીયામાં ફેંકી દીધો તે દિવસે સચ્ચિદાનંદને દરીયામાંથી એક મનુષ્ય મળ્યો હતો તે વાંચનારાઓને યાદ હશે. સચ્ચિદાનંદને દરીયામાંથી મળેલો મનુષ્ય કૃષ્ણરાવ હતો. આ ઉપરથી ઇશ્વરી ઘટના ચક્ર કેટલું વિલક્ષણ છે તે કોઇના પણ લક્ષમાં આવશે.

સુર્યોદય હમણાજ થયો હતો. આકાશ નિરભ્ર હોવાથી સવારના પહોરના સુર્યના મનોહર કિરણ સઘળે ગરમી ફેલાવી રહયા હતા. પક્ષી ફળપુષ્પ યુકત વૃક્ષ ઉપર બેસી આનંદમાં કીલ કીલ કરી રહયા હતા અને એકંદર જનસમુહ પોતાના ઉદ્યોગમાં લાગી રહયો હતો. સવારનો વખત આખા દિવ-

સમાં ઘણો આલ્હાદકારક લાગે છે. પ્રત્યેક મનુષ્ય પછી તે સુખી હોય કે દુઃખી, રાજા હોય કે રંક હોય ગમે તેટલી કાળજીવાળો હોય કે પારકે પૈસે દિવાળું કરી ફરતો હોય તો પણ તેના મન ઉપર સવાર પડવાથી કાંઇ અસર થાય છે.

મુંબઇ શહેરના ઉત્તર તરફના ભાગમાં એક નાનો પણ રમણીય બાગ હતો અને તેમાં એક સુંદર આશ્રમ હતો. તે સચ્ચિદાનંદનો શારદાશ્રમ હતો. આશ્રમની એક ઓરડીમાં એક તરૂણ ગ્રહસ્થ પથારીમાં સુતો હતો. તેના ઓશીકા પાસે એક તરૂણ અને સ્વરૂપવાન સ્ત્રી મોટા ભકતીભાવથી ગીતા વાંચતી બેઠી હતી. પથારીમાં પડેલો તરૂણ ઘણા દિવસથી આજારી હોવાથી તેનો ચહેરો તદન નિસ્તેજ દેખાતો હતો. રોગી મનુષ્યને કયારે સવાર પડે એમ થઇ રહે છે. તેની ઉંઘ પુરી થતાં અજવાળું થયું કે નહિ તે જોવા લાગ્યો તે સુર્યના કીરણો ફેલાઇ રહેલા જણાયા તેણે પોતાનાં ઓશીક આગળ બેઠેલી સ્ત્રીને સ્નેહપુર્વક કહ્યું:-"મનોરમા બહેન આખી રાત તમે મારી પાસે જાગતા બેસી રહયા હો એમ લાગે છે."

હાથમાંની ગીતા આદર પુર્વક ભીત ઉપર મુકી તે બો લી-" નહી. હું આખી રાત બેઠીનહોતી, થોડી ઉંઘ લીધા પછી તમારી પાસે આવી બેઠી છું. જતી વખતે તમારી તબીયત તરફ બરાબર લક્ષ આપવાનું કહી ગયા છે. તમારી તબીયત તો હવે સારી છે કે ની ?"

કૃષ્ણરાવ બીછાનામાં બેઠો થઇ બોલ્યો—"બ્હેન, તમારા આ અમાનુષી સ્નેહને હું મોટી સંપત્તિ સમજું છું. સચ્ચિદાનંદ અને તમારા પ્રયત્નથી હું બચ્યો નહિ હોત તો ક્યારનો એ મરી ગયો હોત. તમારો મારા ઉપર અગણીત ઉપકાર છે. તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ? મારા ઉપર કેવો ભયંકર પ્રસંગ આવી પડ્યો હતો! તે વખતનો દેખાવ મારી નજર આગળ વારેવારે આવીને ઉભો રહે છે, તોફાની સમુદ્ર, તે ભયંકર ખલાસીઓ, સળગાવેલો સઢ, એ સઘળું નજર આગળ દેખાયા કરે છે. તે નીચનું કેવું દુષ્ટપણું! મારી ડોક ઉપર સખત ફટકો પડ્યા પછી હું બેશુધ્ધ થઇ ગયો અને ઘણો વખત સુધી અચૈતન્ય પડી રહયો હતો. ફક્ત તમારા બેના પ્રયત્નથી હું બચ્યો. મારે લીધે ખરેખર તમોને ઘણો ત્રાસ પડયો."

મનોરમા શાંત ચિત્તે કૃષ્ણરાવની હકીકત સાંભળી રહી હતી. તે બોલી:— "કૃષ્ણરાવ એમાં અમને શું ત્રાસ પડયો? ઇશ્વરની દયાથી તમે બચ્યા તે માટે ઇશ્વરનો ઉપકાર માનો, એટલે થયું. તે દુષ્ટ ખલાસીઓનો તમે શું અપરાધ કર્યો હતો."

કૃષ્ણરાવ જરા ગુસ્સાથી બોલ્યો "દુષ્ટ, નીચ, અધમાધમ, રાક્ષસ અમારા ગામનો જાગીરદારનો છોકરો ગણપતરાવ છે તેણે આ પ્રપંચ રચ્યો હતો. તે નીચે મને ઠાર મારવાની યુકતી કરી હતી પણ ઇશ્વરે તે પ્રસંગમાંથી મને બચાવી

લીધો. તે અનિતીવાન કુળાંગારને શીક્ષા કરવાનું ઇશ્વરના મનમાં કેમ આવતું નથી તેથી મને અજાયબી ઉપજે છે."

નરપીશાચ ગણપતરાવનું નામ સાંભળતાંજ મનોરમા કાળી ઠીકકર થઇ ગઇ. તેના શરીરમાં કંપ છુટયો. તેના આખા શરીરમાં પશીનો છુટવા લાગ્યો. તેની આંખમાં પાણી ભરાઇ આંસુ પડવા લાગ્યાં. મનોરમાની આવી સ્થિતી થયેલી જોઇ કૃષ્ણરાવને અજાયબી ઉપજી અને તે બોલ્યો—"મનોરમા બહેન તમને આમ એકાએક શું થયું? તમારી આંખમાં આંસુ કેમ આવ્યાં?"

મનોરમા ડોળા લુછતાં લુછતાં બોલી--" કૃષ્ણરાવ, શું કહું? જે-ચંડાળ તમારા દુઃખનો કારણ ભુત થયો છે તે દુષ્ટને લીધે મારે પણ આંસુ પાડવા પડે છે. તે દુરાત્માનું નામ નિકળતાંજ મારી આંખમાં પાણી ભરાઇ આવે છે. મારી આંખે અંધારા આવી જાય છે. કૃષ્ણરાવ, તમને તે સઘળી હકીકત કહી શું ફાયદો? તમો મારે માટે જે આદર ધરાવો છો તે મારી સઘળી હકીકત સાભળતાંજ નાશ થશે."

કૃષ્ણરાવ દિલસોજી પુર્વક બોલ્યો—"જે સાધુ સત્ પુરૂષ હોય છે તેના ઉપર સંકટો આવવાના પણ તેથી તેને માટે મનુષ્યના મનમાં જે માનની લાગણી હોય છે તે ઘટવાને બદલે વધે છે. આપ આટલી બધી મારી બરદાસ કરો છો તે છતાં આપ કોણ છો તે વીષે મને માહીતી નહિ હોવાથી

મને દલગીરી લાગે છે. આજ સુધીના તમારા પરિચય ઉપરથી મારી ખાત્રી થઇ છે કે આપ અને સચ્ચિદાનંદ બન્ને સાધુ–સત્ પુરૂષ છો. સરળ સ્વભાવ, નિર્મળ અંતઃકરણ, પવિત્ર પ્રેમ, મીઠું ભાષણ, વિલક્ષણ સહનશીળતા, અસામાન્ય પરોપકાર બુધ્ધિ, સાદર સ્નેહતા, વીગેરે દેવતાને દુર્લભ એવા ગુણોથી તમો બન્ને અલંકૃત થયેલા હોઇ મને તમે દેવની જેમ પુજ્ય લાગો છો. તમારી પુણ્યમય કથાથી મારા મનનું સમાધાન થશે એમ મને લાગે છો."

મનોરમાએ દુઃખી સ્વરે કહયું–"કૃષ્ણરાવ, તમે મને ભાઇ જેવા પ્રિય અને પુજય છો. તમને બનેલી સઘળી હકીકત જણાવવામાં કાંઇ અડચણ નથી. પણ તે હકીકત કહેતા મારી જીભ ઉપડતી નથી એટલે શું કરૂં?"

કૃષ્ણરાવ એક ક્ષણ સ્તબ્ધ રહયો અને બોલ્યો–"મનોરમા બહેન, જે વાતથી તમારા અંતરમાં દુઃખ થતું હોય તે વાત તમને પુછવા જેટલો હું નિર્દય નથી, પણ જેમણે મારા ઉપર આટલા અગણીત ઉપકાર કર્યા તેમના જીવનની માહીતી મેળવવાના હેતુથી મેં આપને આપનો વૃત્તાંત પુછયો હતો. મારી બેશુધ્ધિ દુર થઇ અને મેં મારી આંખ ઉઘાડી ત્યારે મારા ઓશીકા આગળ તમે ઉભા હતા અને પગ આગળ સચ્ચિદાનંદ સચિંત મુદ્રે બેઠા હતા. તમોને મારે માટે ભારે ખટપટ કરતા જોઇને મારા મનમાં તમો બન્ને માટે જે માનની લાગણી ઉત્પન્ન થઇ છે તે કદી નાશ થઇ શકે તેમ નથી.

એક વખત તો મને એમ લાગ્યું કે આ બનાવ હું સ્વપ્નામાં જોઉછું. હું કયાં હતો ? કયાં આવ્યો ? મારૂં શું થયું છે તે કાંઇ મને સમજ પડતી નહોતી પણ તેવા ઘોંટાળામાં મને લાંબો વખત પડી રહેવું પડયું નહિ. મારા ચહેરા ઉપરથી હું શું જાણવા માંગુ છું તે સચ્ચિદાનંદ સમજી ગયા અને ટુંકાણમાં સઘળી હકીકત મને જણાવી. મને તે દિવસથી આપ ઇશ્વરજ મળયા છો એમ લાગે છે. સચ્ચિદાનંદે મને તમારી કેટલીક હકીકત કહી છે, પણ તમારો સઘળો વૃ-તાંત જાણવાની ઇચ્છા બતાવતા તમે આંસુ ગાળો છો એ જોઇ મને અજાયબી ઉપજે છે પણ તેથી તમારી હકીકત સાંભળવાની મારી જીજ્ઞાસા કમી ન થતાં ઉલટી વધવા લાગી છે.”

મનોરમાથી કૃષ્ણરાવનો શબ્દ તોડી શકાયો નહિ. તે બોલી—“કૃષ્ણરાવ, તમારી પાસે આ અભાગણીની કહાણી કહી સંભળાવવાને કાંઇ હરકત નથી. મને લાગે છે કે મારી સઘળી હકીકત સાંભળી મારે માટેનો પુજયભાવ નાશ પામશે કેમકે મારૂં ચરિત્ર સારૂં નથી.”

મનોરમા બોલતી હતી એટલામાં કૃષ્ણરાવ વચ્ચે બોલી ઉઠયો—“મનોરમા બહેન, તમારૂં ચરીત્ર સારૂં નહિ હોય એમ હું માનતો નથી. વિધાતા તમારા જેવી સ્ત્રીને ખરાબ કાર્યમાં કદી પ્રવૃત કરતી નથી. તમારૂં ચરિત્ર તદન નિર્દોષ હોવા સાથે તે અનુકરણીય હોવું જોઇએ એમ મને લાગે છે.”

મનોરમાએ જવાબ આપ્યો:–"ગમે તે હો. અનુકરણીય હોય કે તાજ્ય હોય, તમારી ઇચ્છા પ્રમાણે મારી હકીકત તમોને જણાવવી જોઇએ. કૃષ્ણરાવ, હું જન્મથી દરિદ્રી છું અને જન્મતા પહેલાંજ અભાગી છું. હું મારી માતાના પેટમાં હતી તે વખતે મારા પિતા ગુજરી ગયા હતા. મારી માતા તેથી મને જન્મથીજ ગાળો ભાંડતી હતી. સાધારણ કુટમ્બમાં કુટમ્બનો વડો મરણ પામતા કુટમ્બની જે ખરાબ સ્થિતી થઇ પડે છે તેવી સ્થિતી અમારા કુટમ્બની થઇ પડી હતી. તે બિચારીને મારા પિતા મરતાંજ બીજે દિવસથી પેટનો ખાડો કેવી રીતે પુરવો તેની તેને ચિંતા પડવા લાગી. કાંઇ પણ કામકાજ કરી પેટનો ખાડો પુરત પણ પોતે ગર્ભવંતી હોવાથી તે પણ થઇ શકે તેમ નહોતું. મારા પિતાએ પોતાનો જીંદગીનો વીમો ઉતરાવ્યો હોત અથવા બીજી કાંઇ વ્યવસ્થા કરી હોત તો મારી માતાને જે મુશીબત વેઠવી પડી તે વેઠવી પડત નહિ. પણ પોતાના પછી મારા કુટમ્બનું શું થશે એ વિચાર મારા પિતાના મનમાં કદી ઉત્પન્ન થયા નહોતો. તેથી બીજા દિવસથી મારી માતાની સ્થિતી ઓશીયાળી થઇ પડી. ગમે તેમ માંગી ભીખી મારી માતા પોતાના દિવસ ગુજારવા લાગી. તેને મોટી આશા હતી કે પોતાને પેટે છોકરો અવતરશે તો તે મોટો થઇ પોતાનું પુરૂં કરશે પણ મારો જન્મ થતાં તે તદન નિરાશ થઇ ગઇ.

છોકરો ન આવતાં છોકરી આવી તેથી ગમે તેટલી તે નિરાશ થઇ તોપણ સ્ત્રીઓની પ્રકૃતી પ્રમાણે તેના હૃદયમાં

મારે માટે વાત્સલ્ય ઉત્પન્ન થઇ તે મને હેતથી ઉછેરવા લાગી. તેણે મને ઘણા લાડ લડાવ્યા હોત પણ દરિદ્રતા આગળ તેનું ચાલતું ન હોતું. હું પાંચ છ વરસની થતાં અમારી જ્ઞાતીમાં કન્યાની અછત હોવાથી મોટી ઉમ્મરના, ખોડખાપણવાળા, બુઢ્ઢા શ્રીમંત વરો તરફથી મારી માંગણી થવા લાગી. નાનપણમાં મારા લગ્ન કરવાની તેની બીલકુલ ઇચ્છા નહોતી. કોઇ બુઢ્ઢાને ગળે મને બાંધી દેવાને તે સાફ ના પાડતી હતી. પણ દરિદ્રતાને લીધે પૈસાના લોભને વશ થઇ એક પંચાવન વરસના બુઢ્ઢાને ગળે મને બાંધી દીધી. મારૂં લગ્ન થયું કે નહિ તે મને ખબર નથી. ફક્ત મારા ઘર આગળ ઢોલ, તાસા વાગ્યા હતા અને સારા સારા જમણો થયા હતા એટલુંજ લગ્ન સંબંધી મને યાદ છે, લગ્ન પછી ચાર મહીના નહિ ગયા એટલામાં હું સધવાની વિધવા થઇ. કુમારીકા, સૌભાગ્યવંતી, અને વિધવા એ ત્રણ અવસ્થ મારી જેટલી ઝડપથી એક પછી એક કોઇએ મેળવી હશે નહિ. હું જે દિવસે વિધવા થઇ તે દિવસે હું ખુશીથી રમતી હતી. કારણ કે વૈધવ્ય એટલે શું અને જે મરણ પામ્યો તેની સાથે મારો શું સંબંધ તેની મને ખબર નહોતી. આસપાસની સ્ત્રીઓ મારી માતા પાસે રડવા આવતી હતી તે વખતે હું ખુશીથી રમતી હતી. મારી માતા કેટલી વખત કહેતી હતી કે કોઇ આવે ત્યારે મુંઇ રડતી પણ નથી. પણ કૃષ્ણરાવ, અજ્ઞાનતાને લીધે મને રડવું ન આવે તો તેમાં મારો શો દોષ? વખતો વખત ખાવાનું મળ્યું નહિ કે મારી માતા મને રમવા જવા દે નહિ ત્યારે હું રડતી હતી પણ પતિ

માટે આજ સુધીમાં આંસુના બે ટીપા પણ મારી આંખમાંથી પડયા નથી. પડે ક્યાંથી? મારો પતિ કેવો હતો, તેનો સ્વભાવ કેવો હતો, સ્વરૂપે કેવો હતો, શરીરે કેવો હતો તે કાંઇ પણ યાદ નહિ હોય તો આંસુ ક્યાંથી પાડું?

હું વિધવા થવાથી મારી માતાને ઘણું દુઃખ થયું પણ તેને હવે દારીદ્રની કાળજી નહોતી. બુઢ્ઢા વરને મને વેચવાથી તેને સારૂં નાણું મળ્યું હતું. તોપણ હું પેટમાં હતી અને મારા પીતા મરણ પામ્યા, અને લગ્ન પછી હું તરત વિધવા થઇ એ બનાવો ઉપરથી તેના મનની એવી ખાત્રી થઇ હતી કે હું ખરાબ પગલાની હતી. મારો જન્મ આપનારૂં માતાજ મારે માટે આવો ખરાબ વિચાર ધરાવે તો ગામના બીજા લોક મારા તરફ કેવો તિરસ્કાર બતાવતા હશે તેનો વિચાર તમેજ કરી લો. જે ઇશ્વરી બનાવો બન્યાં તેમાં મારો જરા પણ દોષ નહોતો તોપણ લોકો ખાત્રીથી માનતા હતા કે મારા પગલાં ઘણા ખરાબ છે. મારૂં મોઢું જોવું પણ તેઓ અપશુકન ગણતા હતા. કૃષ્ણરાવ, આ સમાજમાં ઘણા લોક શુદ્ર બુધ્ધિના હોય છે તોપણ કેટલાક ઉદાર અંતઃકરણના મહાત્મા પણ હોય છે. અમારા ઘરની પાસે એક એવા ઉંચ્ચા વિચારના ગ્રહસ્થ રહેતા હતા. મારી વૈધવ્ય અવસ્થાને લીધે તેમને ઘણી દલગીરી ઉપજતી હતી અને હંમેશાં દયાળુ અંતઃકરણથી મારી ખબર અંતર પુછતા હતા. મારા પગલાં ખરાબ હોવાથી લોકો પોતાની છોકરી સાથે રમવા દેતા નહોતા, તેમજ પોતાને ઘેર પણ રમવા તેડી જતા નહોતા.

પેલા ગ્રહસ્થે મારા તરફ તેવો તિરસ્કાર કદી બતાવ્યો નહોતો. હું તેમને ઘેર તેમના છોકરા છોકરી સાથે રમતી હતી, તેના કહેવા ઉપરથી હું તેમની છોકરીઓની સાથે નિશાળે જતી હતી. નિશાળમાં મારો અભ્યાસક્રમ જોઇ તેમને ઘણી અજાયબી ઉપજતી અને ભણવામાં મારી હુંશીયારી જોઇ તે ગ્રહસ્થ મારા ઉપર ઘણી મહેરબાની રાખતા. મારા લગ્નની ફીકર નહિ હોવાથી મારી ચૌદ વરસની ઉમ્મર સુધી મેં વિદ્યાભ્યાસ કર્યો. મારો વધુ ભણવાનો ઇરાદો હતો પણ સ્કુલમાં તે સંબંધી સગવડ નહિ હોવાથી મેં ઘરે માહાભારત, રામાયણ, ગીતા વીગેરે ગ્રંથો વાંચવા શરૂ કર્યા. આ મહાન ગ્રંથો વાંચતા શરૂઆતમાં મને ઝાઝી મોજ પડતી નહોતી પણ ખરેખર પાછળથી મારો વખત પસાર થવા સાથે મારા વિચારોમાં ઘણો ફેરફાર થયો. મારી તો એવી ખાત્રી થઇ છે કે આ ગ્રંથો આપણા રાષ્ટ્રની અમુલ્ય રાષ્ટ્રીય સંપત્તિ સ્વરૂપ છે અને આ ગ્રંથોનું જ્ઞાન પ્રત્યેક આર્ય ગૃહિણીએ મેળવવું જોઇએ.

કૃષ્ણરાવ, મારા તે ખરેખરા સુખના દિવસો જલદીથી પુરા થયા અને મને જુવાની પ્રાપ્ત થઇ. ઇશ્વરે મને જો સુંદર સ્વરૂપ આપ્યું નહિ હોત તો જુવાનીની મને કાંઇ પણ ફીકર લાગતે નહિ; પણ ઇશ્વરે મને અપ્રતીમ સૌંદર્ય આપેલું હોવાથી જુવાની આવતાંજ મારી સાડેસાતીનો આરંભ થયો. ઇશ્વરે મને કદરૂપી બનાવી હોત, મારા તરફ જોતાં લોકોને તિરસ્કાર ઉત્પન્ન થતો હોત, એવા પ્રકારનું રૂપ મને જો ઇશ્વરે આપ્યું હોત તો હું ઇશ્વરની

ઘણી આભારી થઇ હોત, પણ મને મોહક સૌંદર્ય આપી તેણે મોટી ભુલ કરી. હું પંદર વરસની થતાં ખીલતી જુવાનીને લીધે વધુ સુસ્વરૂપ જણાવા લાગી. જગતમાં કેટલા પ્રકારના લોક હોય છે તે તો તમે જાણો છો. સારા માણસો કરતાં દુષ્ટો અધીક દ્રષ્ટીએ પડે છે. સમાજમાં દુષ્ટ, નીંદક, મંદાધ, વ્યસની, અને દુરાચારી ઘણા જોવામાં આવે છે. આ લોકોના ત્રાસને લીધે જાહેર રસ્તામાં ફરવું મને ત્રાસરૂપ થઇ પડયું હતું. હું ઘરમાંથી કાંઇ કામ માટે બહાર નીકળી તો કેટલાક ચાવટ લોક એકી નજરે મારી સામે જોઇ રહેતા, કેટલાક ઘોડાની જેમ મોટેથી ખંખારતા, કેટલાક પોતાના સ્નેહી સાથે હલકટ શબ્દોમાં હું સાંભળું તેવી રીતે વાતો કરતા. કૃષ્ણરાવ આ મારી કેવી સ્થિતી! આ વખતે મને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના તમે કરો."

મનોરમાએ પોતાની આત્મકથા આગળ ચલાવતાં જણાવ્યું કે "કૃષ્ણરાવ, જેને સમાજ કહો છો, જે સમાજ વિષે તમે માન ધરાવો છો, તે સમાજ અમો અનાથ વિધવા તરફ આવોજ પ્રેમ ધરાવે કે? અમારા ઉપર ઇશ્વર કોપ્યો તેથી બળતામાં તેલ હોમવું એજ અમારા તરફ શું સમાજનું કર્તવ્ય છે કે? કૃષ્ણરાવ, આ હિતઘાતકી સમાજ અમો તરફ એક તલભાર પણ દિલસોજી ધરાવતો નથી. કોઇ પણ સુસ્વરૂપ તરૂણ વિધવાનો અનુભવ મારા જેવોજ હશે. અમે અબળા હોવાથી સમાજનો આ મર્મભેદક આઘાત મુંગા મુંગા સહન કરીએ છીએ; કેમકે અમારૂં કોઇ વાલી નથી. અચાને ઓર વખત

વૈધવ્ય પ્રાપ્ત થયું એટલે ગમે તે ગમે તેમ બોલે, સવારમાં અમારૂં મોઢું જોવાંમાં આવે તો અપશુકન થાય એમ ટીકકા કરવામાં આવે, અમોને ગાળો દેવામાં આવે, અમારી ગમે તેવી નિંદા કરવામાં આવે અને ડગલે ને પગલે અમો તરફ તિરસ્કાર બતાવવામાં આવે એ શું સમાજનો ન્યાય કે? અમે વિધવા થઇ તેમાં અમારો શું અપરાધ? ઉલટું અમો વિધવા તરફ દયા અને દીલસોજી બતાવવી જોઇએ, પણ હિંદુ સમાજમાં એવો ન્યાય ક્યાં છે? ગમે તેવું ખરાબ કૃત્ય કરનાર પુરૂષ સમાજમાં ખુલ્લે ચહેરે ફરે અને ઇશ્વરી કોપથી અમે વિધવા થઇ તેથી અમારે ઘરને ખુણે અમારા દિવસ ગુજારવા જોઇએ. કૃષ્ણરાવ, લોકો ગમે તેટલા મારી પાછળ લાગ્યા હતા તેની મને પરવા નહોતી. કારણ કે લોકો તરફથી થતી ટીકકા ઉપર ધ્યાન આપવું એ મારો સ્વભાવ નથી. પણ મને જે વિચાર આવે છે તે એજ છે કે મારા જેવી અનેક તરૂણ વિધવાઓના મર્મસ્થળો આ કુટીલ સમાજના મર્મ આઘાત કેમ સહન કરી શકતા હશે? આ પ્રમાણે હું મારૂં આયુષ્ય ગમે તેમ ગુજારતી હતી એટલામાં મારા ઉપર એક પ્રસંગ ગુજર્યો કે જેથી નિંદાખોર માણસોને પોતાની ટીકકાના બાણ છોડવામાં જબરો ઉત્સાહ મળ્યો. મારા ઉપર ભયંકર પ્રસંગ દુષ્ટ ગણપતરાવ તરફથી ગુજારવામાં આવ્યો હતો. તમે પુરૂષ જેવા પુરૂષ હોવા છતાં તમને પણ તેમણે ફસાવ્યા તો મારા જેવી અબળા ઉપર સંકટ ગુજારતા તેને કેટલીવાર? એક દિવસ હું દિગમ્બર સાધુના મઠ આગળથી મારે સાસરે જતી હતી તેટલામાં રસ્તામાં

તે મને મળ્યો અને મને કહ્યું કે મઠમાં એક સાધુ આવ્યો છે. તે માહત્માના દર્શન કરવા સેંકડો લોક જાય છે. આ પ્રમાણે ખોટી બીના જણાવી મને મઠમાં લઇ ગયો અને ત્યાં જઇ તો ન મળે ખરો સાધુ કે સન્યાસી! તે મઠમાંનું તોફાન જોઇ મારી હિમ્મત ઉડી ગઇ! એટલામાં તે ચંડાળે મને એક ઓરડીમાં કેદ કરી ત્રણ દિવસ પુરી રાખી. મેં મારા સતીત્વનું સંરક્ષણ કરવાને બનતી મહેનત કરી અને છુટવાનો કાંઇ પણ રસ્તો ન મળ્યો ત્યારે મઠના સાળ ઉપરથી જમીન ઉપર નખાવી દીધું અને મને બેશુદ્ધ હાલતમાં સચ્ચિદાનંદે પોતાના આશ્રમમાં આણી. હું શુધ્ધિમાં આવ્યા પછી સચ્ચિદાનંદે પોતાની સઘળી હકીકત મને જણાવી અને મારી હકીકત સાંભળી મને દીલાસો આપી મારી માતા પાસે મને પહોંચતી કરી.

હું બેશુધ્ધ જમીન ઉપર પડી હતી તે વખતે મારા સતિત્વનો ભંગ થયેલો હોવો જોઇએ એમ મને શુધ્ધિમાં આવ્યા પછી લાગવા માંડ્યું. હું મારે ગામ ગયા પછી મારી સમજ વધુ દ્રઢ થવા લાગી; કારણ કે લોકોના વાગ્બાણ જુદા સ્વરૂપમાં મારા હૃદય ઉપર ફેંકાવા લાગ્યા. તે દુષ્ટે મને ત્રણ દિવસ મઠમાં પુરી રાખી હતી તેટલી બીના ઉપરથી લોકોએ પોતાની અકકલ ખર્ચી નાંખી જુદી જુદી કલ્પનાઓ ચલાવી હતી. લોક મારા તરફ આંગળી બતાવી ગમે તેમ બોલવા લાગ્યા. જાણે કે મારી દયાજનક સ્થિતીનો વિચાર કરવાને લોકોને ઇશ્વરે હૃદયજ નહિ આપ્યાં હોય! મારી

માતાના મનમાં મારે માટે પહેલેથીજ ખરાબ વિચાર હતો. તેમાં લોકોમાં ચાલતી વાતોથી તેમની ખાત્રી થઇ કે હું મારા કુળને કલંક લગાડવાનેજ જન્મી હતી. તે દિવસથી તે પણ મારા તરફ દીલસોજીની લાગણીથી વર્તી નહિ. કેટલા દીવસ પછી મારી માતાની બુધ્ધિ બગડવા લાગી અને મને તેના ઉપર ગુસ્સો ઉત્પન્ન થયો. કૃષ્ણરાવ, આ વખતે મારી મનની સ્થિતી ઘણી ચમત્કારિક થઇ હતી. મને ખાવું, પીવું કાંઇજ સુઝતું નહોતું તેમ રાત્રે ઉંઘ પણ બરાબર આવતી નહોતી. જયારે માતાનીજ બુધ્ધિ બગડી ત્યારે હવે આ જગતમાં મારૂં કોણ રહયું ? આ વખતે મારી જુવાની મને વિષ કરતાં પણ વધુ ખરાબ લાગી. હું મારી ખુબસુરતી શ્રાપ સમાન ગણવા લાગી. છેવટે જે પુન્યવાન પુરૂષે મારો છુટકો કર્યો હતો તેના ચરણમાં જઇ માથું મુકવાને મેં ઠરાવ કર્યો અને મારી માતાને ખબર ન પડે તેવી રીતે ઘર છોડી હું સચ્ચિદાનંદના આશ્રમમાં જઇને રહી.

હું સચ્ચિદાનંદના આશ્રમમાં જઇને રહી તો પણ ત્યાં મારા મનનું સમાધાન થયું નહિ. મઠમાં બનેલો ભયંકર પ્રસંગ વારે વારે યાદ આવી મારૂં હૃદય ભરાઇ આવતું હતું. કેટલીક વખત તો એવો વિચાર આવે કે તે દુષ્ટ ઉપર વેર લેવું અથવા તો જીવ આપવો પણ આ બન્ને વસ્તુ આ આશ્રમમાં મારા સ્વાધીન નહોતી. આશ્રમમાં સચ્ચિદાનંદના દર્શન તથા ભાષણ સાંભળવાને લોકોના ટોળેટોળાં આવતા હતા, તેથી આપઘાત કરવાનું તો

ત્યાં બની શકે તેમ નહોતું. તે છતાં આત્મહત્યા કરવાનો મારો વિચાર દૃઢ થવા લાગ્યો. એક દિવસ ઝાડે દોરડું બાંધી ગળે ફાંસો દેવાનો વિચાર કર્યો અને તે પ્રમાણે કર્યું અને કોઇ ત્યાં આવી પહોંચ્યું નહિ હોત તો મારો પ્રાણ નિકળી ગયો હોત. થોડા વખતમાં પાંચ સાત માણસો ત્યાં આવી પહોંચ્યા અને તેઓએ મારો ફાંસો છોડી નાંખ્યો. તે વખતે મારા મનની કેવી સ્થિતી થઇ હતી તેની કલ્પના મને પોતાને પણ હાલ આવી શકતી નથી. મારા આ કૃત્યથી સચ્ચિદાનંદના મન ઉપર ઘણી સરસ અસર થઇ. તેણે મારા હિતની અનેક વાતો મને સમજાવી અને હું નિર્દોષ હતી એવી મારી ખાત્રી કરી આપી. કૃષ્ણરાવ, તમારા મત પ્રમાણે હું નિર્દોષ છું કે?'

કૃષ્ણરાવે પુજ્ય બુધ્ધિથી જવાબ આપ્યો-"હા, મનોરમા બ્હેન, તમે તદન નિર્દોષ છો એમ લાગે છે. તમને દોષીત કહેવા એ સમાજની ભ્રાંતીકારક ભુલ છે. જે દુષ્ટ, નીચ નરાધમે તમોને વિનાકારણ ત્રાસ આપ્યો, તેને શિક્ષા કરવાનું સમાજમાં સામર્થ્ય નહિ હોવાથી, તે તમારી દુર્બળતાનો લાભ લઇ તમોને બદનામ કરે છે. તે નીચ પશુ સમાજમાં ખુશાલ ફરે છે અને આપમતલબી સમાજ નિઃશંક-પણે જોઇ રહે છે, એ આ સમાજનું આંધળાપણાનું લક્ષણ છે. અને તેથીજ આપણી આંધળી હિંદુ સમાજની પ્રગતી થતી નથી. શ્રીમંત અને સત્તાવાન લોકો તરફ ઉંચી દૃષ્ટીએ જોવાની સમાજમાં હિમ્મત નથી. શ્રીમંત લોકો ગમે તેવા ખરાબ કૃત્ય કરે તોપણ સમાજમાં તેનું માન છે તેજ રહે-

વાનું. મનોરમા બ્હેન, સમાજે તમારી ગમે તેટલી નિંદા કરી તોપણ તેના તરફ લક્ષ આપવાનું તમારે કાંઇ પણ કારણ નથી. તમે ખાત્રીપુર્વક નિર્દોષ અને નિર્મળ છો.”

કૃષ્ણરાવનું બોલવું પુરૂં થતા મનોરમા બોલી-“કૃષ્ણરાવ, સચ્ચિદાનંદે, મને ગમે તેટલો ઉપદેશ કર્યો તોપણ જુવાની સંબંધી મારા મનમાં ઉત્પન્ન થયેલા કેટલાક વિચાર નાશ પામ્યા નહિ. કેટલાક ગ્રંથોનું અવલોકન કરવાથી અને સચ્ચિદાનંદ જેવા વિદ્વાનના ઉપદેશથી મારા મન ઉપર જે અસર થઇ તેથી નીચે પ્રમાણે મારો વિચાર નક્કી થયા છેઃ—

(૧) બારથી પંદર વરસની છોકરીને દેશસ્થિતી, તેનું શિક્ષણ અને શરીરસ્થિતી લક્ષમાં લેતા કુમારીકા સમજવી અને કુમારીકાનો વિવાહ કરવો એ શાસ્ત્ર વિરૂધ્ધ અને અમાનુષપણાનું કૃત્ય સમાજે ઠરાવવું.

(૨) તારૂણ્ય અવસ્થાનો આરંભ થતાં તેની સમંતીથી યોગ્ય પતી સાથે તેનો વિવાહ કરવો અને તે વિવાહ શાસ્ત્ર સંમત માની સમાજે કાયદેશીર ઠરાવવા.

(૩) કમ ભાગ્યે ગર્ભ ધારણ કરવા પહેલા અથવા અસંતાન સ્થિતીમાં કોઇ જુવાન સ્ત્રી વિધવા થઇ અને તેની ઇચ્છા હોય તો તેના પુનર્વિવાહ કરવાની સમાજે પરવાનગી આપવી.

આ મારા મનમાં જે વિચારો નક્કી કર્યાં છે તે સંબંધી હું રોજ વિચાર કરૂં છું. મારા લગ્ન સંબંધી વિચાર કરો તો મને વિધવા માનવી એ પણ એક ભુલ છે. એટલુંજ નહિ પણ તે અશાસ્ત્ર અને અમાનુપપણાનું કૃત્ય ગણાવું જોઇએ. હાલના વખતમાં તરૂણ વિધવાઓને બ્રહ્મચર્ય પાળવું; એ અત્યંત મુશ્કેલ કૃત્ય છે. બ્રહ્મચર્ય વ્રત પાળવું એમ ઘણાઓ ઉપદેશ કરે છે પણ તે શકય છે કે કેમ તેનો કોઇ વિચાર કરતું નથી. મનનું દુર્બળપણું, સ્વભાવિક અબળાપણાને લીધે ક્ષણે ક્ષણે વિધવાઓ તરફથી કેટલો અનાચાર થાય છે તે તરફ મુદામ આંખ મીંચી દુર્લક્ષ બતાવવું તે એટલી સમાજની દ્રષ્ટીએ નહિ પણ રાષ્ટ્રની દ્રષ્ટીએ પણ મોટી અધોગતીનું લક્ષણ છે. મારા લગ્ન, મારૂં વૈધવ્ય અને મારા ઉપર જે અનેક સંકટો ગુજર્યા તેથી મારા મનમાં નક્કી થયું છે કે યોગ્ય પતિ સાથે લગ્ન કરી તેના સહેવાસમાં રહેવા શિવાય મારે માટે અન્ય માર્ગ નથી. સચ્ચિદાનંદની વિદ્વતા, સમતા, ઉદાત્ત તત્વ અને ગંભીર મનોવૃતી જોઇ મેં તેમની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. સચ્ચિદાનંદ મારા તત્વો માન્ય કરે છે એટલુંજ નહિં પણ રાષ્ટ્રની દ્રષ્ટીએ આવશ્યક અને કલ્યાણકારક તેમને જણાયા છે. એક દિવસ મારો વિચાર મેં તેમને જણાવ્યો પણ માનસીક ધૈર્યની ખામીને લીધે મારી વિનંતી કબુલ નહિ કરતા તેઓ મુંબઇ આવવા નિકળ્યા. સચ્ચિદાનંદ રસ્તે પડયા કે મારા મનમાં આત્મહત્યાના વિચાર ચાલવા માંડયા અને મેં સમુદ્રમાં ફેંકાવી

દીધું, પણ સચ્ચિદાનંદે મને બચાવી અને મારી માંગણી સ્વીકારી. કૃષ્ણરાવ, આ મારૂં અભાગણીનું ચરિત્ર છે."

કૃષ્ણરાવે કૃતજ્ઞતાપુર્વક કહયું-"ખુલ્લા મને તમે તમારી હકીકત કહી તેથી હું તમારો ઘણો આભારી થયો છું પણ મનોરમા બ્હેન, કેશવરાવ હજી કેમ આવ્યા નહિ."

કૃષ્ણરાવનું આ છેવટનું વાકય હજુ પુરૂં થયું નહિ તેટલામાં કેશવરાવ, રમાલક્ષ્મી અને કમુ કૃષ્ણરાવ આગળ આવી ઉભા રહયા. રમાલક્ષ્મી પોતાના ભાઇને મળી અને કમુએ મામા, મામાના પોકારો કરી ખોલી ગજાવી મુકી."

---

## પ્રકરણ ૧૮ મું.

---

### ખુશાલી.

---

જાગીરદાર વિશ્વનાથના આનંદનો પાર રહયો નહોતો. પોતે એક નાચીજ મનુષ્ય પ્રાણી છે એ તદ્દન વિસરી ગયો હતો. અભિમાનના અંધાપાને લીધે પોતાનું વાહણ કયા ખડક તરફ ઘસડી જાય છે તે તેને દેખાતું ન હોતું. પોતે જે

કામનો આરંભ કરે છે તેમાં પોતાને યશ મળવો જોઇએ એમ તે માનતો હતો અને આ યશનું કારણ પોતાની કાર્ય કુશળતા શિવાય કાંઇ પણ બીજું છે એમ તેને લાગતું નહોતું. હવે તેને સ્વર્ગ દોઢ આંગળ દુર દેખાતું હતું. આ વખતે અવન્તીપુરમાં વેણીના લગ્નની ચર્ચા ચાલી રહી હતી. વિશ્વનાથ જાગીરદાર તરફના ભિક્ષુકોને ઘણો આનંદ થયો હતો. આ આશાવંત ભુતો વારમવાર જાગીરદાર પાસે આવી બોલતા કે "રાવ સાહેબ, તમને આ કામમાં જરા મહેનત તો પડી પણ છેવટે ઇશ્વરે તમને યશ આપ્યો એ ખુશી થવાજોગ બીના છે." જાગીરદાર જરા સ્મીતહાસ્ય કરી જવાબ આપતા— "એ સઘળો કાશી વિશ્વેશ્વરનો પ્રભાવ! પ્રયત્ન મારો, યશ તેમનો?" જેઓ આ પ્રમાણે જાગીરદારને ચણાના ઝાડ ઉપર ચઢાવતા તેઓની સાથે જાગીરદાર ખુશાલીથી વાતો કરતા અને તેમને પાનસોપારી આપી પુરતો આદર સત્કાર કરતા હતા.

વેણીનાં લગ્નને હવે ઝાઝા દિવસ રહ્યા નહોતા. આજે સાંજના ૭ વાગતે ગોરજ મુહુર્તે જાગીરદારના શાળા માધવરાવની વેણી સાથે જન્મની ગાંઠ બાંધવામાં આવનાર હતી. જાગીરદારને ત્યાં જબરી ગડબડ ચાલી રહી હતી. સગા સંબંધી, ઓળખીતા પાળખીતા જાગીરદારને ત્યાં મોટી સંખ્યામાં એકઠા થયા હતા. જાગીરદારનો મોટો વાડો માણસોથી ગાજી રહયો હતો. વાડાની બાહર મોટો સુશોભિત અને ભવ્ય મંડપ બાંધવામાં આવ્યો હતો. મંડપની ચારે બાજુ સુંદર કમાનો ઉભી કરવામાં આવી હતી

અને મંડપમાં ત્રણ ઠેકાણે રંગ બેરંગી ફુવારા ઉરાડવાની ગોઠવણ કરવામાં આવી હતી. મંડપમાં સેંકડો હાંડી ઝુમ્મર ટાંગવામાં આવ્યા હતા. મુંબઇથી ખાસ ઇંજીન મંગાવી વિજળીના દિવા કરવાની ગોઠવણ કરવામાં આવી હતી. તાલુકા તથા જીલ્લાના અમલદારો લગ્ન ઉપર આવવાના હોવાથી તેઓને માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. અવન્તી-પુરમાં તેની સત્તા ચાલતી હતી અને તે વળી ઓનરરી મેજીસ્ટ્રેટ હોવાથી લોકોએ પણ ગામમાં જાગીરદારને ખુશ કરવા શોભા કરી હતી. ટુંકમાં હાલમાં અવન્તીપુરમાં ગમે ત્યાં જાઓ વેણીના લગ્ન શિવાય બીજી કાંઇ પણ ચર્ચા સાંભળવામાં આવે તેમ નહોતી.

જાગીરદારને પોતાના શાળા માધવરાવની ઘણી કિંમત નહોતી. તેના લગ્નમાં આટલો બધો ખર્ચ કરવાની તેની બીલકુલ ઇચ્છા નહોતી. પણ ફક્ત પોતાની પ્રતિષ્ઠા અને પોતે જે બોલે છે તે ખરૂં કરી બતાવે છે એવી લોકો આગળ શેખાઇ મારવા માટે તેણે આ સઘળો પ્રયત્ન કર્યો હતો. ખરૂં પુછાવો તો માધવરાવના લગ્ન થવાનો બીલકુલ સંભવ ન હોતો અને કદાચિત થાય તો વેણી જેવી રૂપાળી કન્યા સાથે થાય એમ લોકો માનતા ન હતા પણ જાગીરદાર સાહેબે તેના લગ્નનો સવાલ હાથ ધરવાથી સુંદર, સુસ્વરૂપ, સુશીલ અને શિક્ષીત મોટી કન્યા મળી હતી. લગ્ન માટે આવેલા લોકો છોકરી જોઇને ખુશ થયા હતા. જાગીરદારના રાણી સાહેબ રાધાબાઇના આનંદની તો સીમા રહી નહોતી. તે નાકમાં

સુંદર મોતીની વાળી પહેરી જયાં ત્યાં બોલતી હતી કે "જોયું, મારા ભાઇના લગ્ન તો સુંદર અપસરા સાથે કરી આપ્યા!!"

આ લગનમાં પોતાની ચાલાકીના વર્ણનોના બાંકા જાગીરદારનો પુત્ર ગણપતરાવ જયાં ત્યાં ફુકયાં કરતો હતો. તેણે જો વેણીને ફસાવી નહિ હોત તો આ લગન થતેજ નહિ એમ તે ખાત્રી પુર્વક કહેતો. ગામના લોકો જેઓને લગન સાથે ઝાઝો સંબંધ નહોતો તેઓ પણ ખુશીમાં હતા કેમકે એક તો જાગીરદાર તરફથી મુંબઇથી બેંડ અને કલકતેથી ગાનારીઓ બોલાવવામાં આવી હતી તેનું ગાયન સાંભળવાને મળે અને ગામને જમાડવામાં આવનાર હોવાથી મીષ્ટાન ઉડાવવાનું મળે તેમ હતું. શું આ લાભ કાંઇ થોડો હતો !!

આ પ્રમાણે સઘળા આનંદમાં મગન હતા પણ બિચારી વેણીની શું સ્થિતી થઇ હશે? શિવ, શિવ! તેની પીડાની કાંઇ સીમાજ રહી નહોતી!! જાગીરદારના મકાનના ભોંય તળીએ એક અંધારા ઓરડામાં—કહો કે તુરંગમાં તે બીચારી રડતી પડેલી હતી. તેને ત્યાં ખાવાપીવાની કે વસ્ત્રની તાણ હતી એમ કાંઇ નહોતું; પણ માધવરાવ સાથે પોતાના લગન થશે એ કાળજીમાં તે ડુબી ગઇ હતી. વેણી એક સરખી રડતી હતી તે તરફ કોઇનું લક્ષ નહોતું. "ભલે રડે, અમારે તેના રડવાની શું દરકાર છે." એમ ઘરના સઘળા બોલતા હતા. જાગીરદાર તો ખુલ્લું કહેતો હતા કે "લગન સંબંધમાં છોકરીની અનુમતીની બીલકુલ જરૂર નથી." જયારે જાગીર-

દારનો પોતાનો આવો મત હોય ત્યારે બીજાઓ એ તરફ લક્ષ કેમ આપે? અરેરે!! હાલની હીંદુ સમાજમાં લગ્નની બાબદમાં આ કેવડો મોટો અન્યાય! આગલા વખતમાં તો સ્વયંવરો થતા હતા! ત્યારે આજે તેને પોતાના હીતાહીતનું ભાન નથી, પતિ એટલે શું એ જેને સમજ નથી, પિયર અને સાસરૂં શું એ જેને કલ્પના નથી એવી અજ્ઞાન બાળસ્ત્રીઓના આગળ પાછળનો કાંઇ પણ વિચાર કર્યા શિવાય ગમે તેની સાથે લગ્ન કરવામાં આવે છે તે આખા સમાજને અને રાષ્ટ્રને અધોગતીમાં લાવી મુકે તેમાં નવાઇ શું? રાષ્ટ્રની ખરી સંપત્તિ કહીએ તો સુમાતા એજ છે. સુમાતા રાષ્ટ્રની ખરી અને પવિત્ર શકતી છે. મોડરેટ અને એકસ્ત્રીમીસ્ટોને આપણા રાષ્ટ્રની અધોગતીના કારણો ગમે તે જણાતા હોય પણ અમોને તો રાષ્ટની અધોગતીનું ખરૂં કારણ સુમાતાનો અભાવ એજ લાગે છે. આપણા રાષ્ટ્રનો માનભંગ અને તેનો ભંગ જે ક્ષણે ક્ષણે થાય છે તેનું ખરૂં કારણ જો એકાદું હોય તો સુમાતાનો અભાવ એજ લાગે છે. આ અવનતીના મુળમાં વિશ્વનાથ જાગીરદાર જેવા સમાજ કંટકો હોય છે. આ મુળમાંનોજ સડો કાઢી નાંખ્યા શિવાય આપણા રાષ્ટ્રનું કલ્યાણ થઇ શકે તેમ નથી, હીંદુ સમાજમાંના દુરાગ્રહી અને ગતાનુગતીક લોકોએ લગ્ન જેવા પરમ મંગળ અને પવિત્ર કાર્યમાં કેટલીક ખરાબ રૂઢી દાખલ કરી આખા રાષ્ટ્રને નુકશાન પહોંચાડયું છે; એમ વિચારવંત પુરૂષોને જણાયા વગર રહેતું નથી. છોકરા છોકરીની સંમતી તરફ દુર્લક્ષ, તેઓના કુળ શીળ તરફ દુર્લક્ષ, તેઓની શારીરીક પ્રકૃતી

તરફ દુર્લક્ષ, તેઓના જ્ઞાન તરફ દુર્લક્ષ બતાવી સઘળા હિંદુ સમાજની દુર્દશા કરી નાંખી છે. આપણો રાષ્ટ્ર પરદેશી સત્તાને લીધે દુર્બળ અને દરિદ્રી થતો જાય છે એવો બડબડાટ કરવામાં જેઓ મોજ માને છે તેઓનો વિષમ લગ્નની વખોડી કાઢવા લાયક રૂઢીથી લોકો નિઃસત્વ અને તેજોહીન થતા જાય છે એ દેખાતું નથી એ મોટી આશ્ચર્યની બીના છે. આપણો રાષ્ટ્ર જો કે બેવડા પેચમાં સપડાયો છે તોપણ પ્રથમ કયો પેચ છોડવવો સહેલો અને આવશ્યક છે તેનો વિચાર કરવાની જવાબદારી હું તો વાંચકનેજ સોંપી દઉં છું.

વિષમ લગ્નના દુષ્પરીણામ ડગલે ડગલે દ્રષ્ટીએ પડવા છતાં તેના તરફ દુર્લક્ષ બતાવવું એ આપણી મુર્ખતા બતાવે છે. સુમાતાનો અભાવ એજ આપણા રાષ્ટ્રના દુર્દૈવનું કારણ છે તે કદી પણ વીસારી શકાય તેમ નથી. સુમાતાની પ્રાપ્તી માટે પ્રત્યેક ભારતવાસીએ પ્રયત્ન કરવો જોઇએ. નિર નિરાળા દેશના ઇતીહાસ, આપણો પ્રાચીન ઇતીહાસ એજ તત્વ સાબીત કરે છે. તને, મને બળવાન પુત્રોનો લાભ સુમાતા શિવાય ભારતને મળી શકે તેમ નથી અને વિષમ લગ્ન બંધ પડયા શિવાય સુમાતાની પ્રાપ્તી થઇ શકે તેમ નથી. તે પ્રાપ્તી માટે સમાજની પુષ્પવાટીકામાંથી સમાજ કંટકો દુર કરવા જોઇએ, અને તે સિવાય સમાજ સુધારો થઇ શકે તેમ નથી. વિષમ લગ્નને લીધે આપણી આટલી બધી અધોગતી થયા છતાં કેટલાક દુરાગ્રહી લોક પોતાની હઠ છોડવા કબુલ થતા એ આપણા દેશનું દુર્ભાગ્ય છે.

બીજે દિવસે માધવરાવ સાથે પોતાના લગ્ન થવાથી પોતાની કેવી સ્થિતી થશે તેના શોકાતુર વિચારમાં વેણી દીવાના સરખી થઇ ગઇ હતી. તેના મનમાં આવતા ભયંકર વિચારોને લીધે તેના બાહ્ય શરીરની પણ તેને શુધ્ધી રહી નહોતી. તેના ડોળામાંથી એક સરખા આંસુ ટપકતા હતા, શરૂઆતમાં તો તેણે તદન ખાવું પીવું છોડી દીધું હતું પણ ખાવા માટે તેના ઉપર સખ્તાઇ કરવામાં આવ્યાથી તે ગમે તેમ એક બે કોળીયા ખાતી હતી. લગ્નની ચિંતામાંજ તે ક્ષયરોગીની જેવી ફીક્કી અને શકતી હીન થઇ ગઇ હતી.

લગ્નને આગલે દિવસે વાજતેગાજતે જાગીરદાર સાહેબ લગ્નના નોતરા કરવા નિકળ્યા હતા. મોટું ભપકાભેર સરઘસ આગલે દિવસે કાઢયું હતું. ગામને એકદમ આંજી નાંખવા માટેજ તેણે સઘળી ગોઠવણ કરી હતી. લગ્નના નોતરા દેવા બેંડ વાજા સાથે પોતાની મિત્ર મંડળી સાથે તેઓ નિકળ્યા. જાગીરદારે વરઘોડાના નોતરા દેવાને જે સરઘસ કાઢયું તે ખાસ ઇંદીરાબાઇના ઘર આગળથી લઇ જવાની ગોઠવણ રાખી તેમજ બીજે દિવસે વરઘોડો પણ ત્યાંથી લઇ જવાની ગોઠવણ રાખી હતી. આ વખતે ઇંદીરાબાઇના ઘરમાં કૃષ્ણરાવના માતા પીતા અને શ્રીપાદ એટલા હતા. પોતાના બારણા આગળ બેંડ વાગવા માંડયું એટલે તે બેંડ શેનું વાગે છે તે નાદાન શ્રીપાદ શિવાય સઘળા સમજયા. શ્રીપાદ બેંડ સાંભળવાને ઘરની બાહર નિકળ્યો. વિશ્વનાથ જાગીરદારે ઇંદીરાબાઇનું ઘર ઉઘાડું જોતાં તે પોતાની સાથના બે ચાર માણસો લઇ તેમાં દાખલ થયો. અહંકારની

કાંઇ સીમા છે ! ગોવીંદરાવે તેને અંદર આવેલો જોઇ બેસવાને કહ્યું. જાગીરદારે જણાવ્યું કે આવતી કાલે અમારા શાળા માધવરાવના લગ્ન છે માટે તમે સહકુટમ્બ પધારજો. ઇંદીરા બાઇ અને ગોવીંદરાવને આ કેટલો દુઃખ ઉપર ડામ ! પરંતુ તેઓ ધૈર્યના ડુંગર, શાંતિના પુતળા, ક્ષમતાના સાગર હોવાથી જાગીરદારની નફ્ટાઇ સામે કાંઇ ગુસ્સો બતાવ્યો નહિ. તેઓ કાંઇ પણ નહિ બોલ્યા એટલે પોતાની ફ્-તેહ માટે મુછ આમળતો દુષ્ટ, ચાંડાળ, પશુ કરતાં પણ હલકટ જાગીરદાર છાતી કાઢી બોલ્યો—"અરે ઇંદીરા બાઇ, તમારે તો લગ્નમાં આવવું જોઇએ. જે માધવરાવને તમે વેણી આપવાના નહોતા તેની સાથે લગ્ન થનાર છે માટે તે જોવા તો તમારે આવવું જોઇએ. મેં જ્યારે વેણીની માંગણી કરી ત્યારે તમે હસી કાઢી મારી માંગણી નહી સ્વીકારી અને "અ-મારી સોના જેવી છોકરી શું કાળા સીધ્ધીને આપીશું ?" એમ કહેતા હતા પણ તેજ કાળા સીધ્ધી સાથ તમારી સોનાની પુતળીના લગ્ન થનાર છે માટે તમારે તે લગ્ન જોવા ખાસ આવવું જોઇએ."

આ પ્રમાણે જાગીરદાર જેમ આવ્યું તેમ ફાડ્ફાટુ બોલ્યો પણ ગોવીંદરાવ અથવા ઇંદીરાબાઇ તરફથી કાંઇ જવાબ મળ્યો નહિ. આથી જાગીરદાર વધુ ગુસ્સે થયો, પણ વધુ નહિ બોલતા તે ત્યાંથી નિકળ્યો અને વાજતેંગાજતે આખા ગામમાં નોતરાં દઇ આવ્યો."

# પ્રકરણ ૧૯ મું.

## લગ્ન.

લગ્નને આગળે દિવસે ગામમાં વરઘોડાના નોતરા પુરાં થયા પછી તે સરઘસ મંડપમાં આવી પહોંચ્યું. મંડપ વિજળીની બત્તીથી ઝળહળી રહયો હતો. રાતના મંડપમાં નાચ કરાવવામાં આવ્યો હતો. મોડી રાતના સઘળાઓએ સુંદર પકવાન ઉપર હાથ સાર્યો અને સુઇ ગયાં.

સઘળાં ભર નિંદ્રામાં ઉંઘી ગયા હતા. અડધી રાત થઇ ગઇ હતી. અંધકાર સર્વત્ર પ્રસરેલો હોવાથી વસુંધરાએ કૃષ્ણવસન પરિધાન કર્યાં હોય એમ જણાતું હતું. આકાશમાં તારાઓ ચમકી રહયા હતા. દિવસે થાકેલા લોક નિંદ્રાદેવીને વશ થયા હતા. સર્વ પ્રાણી વિશ્રાંતિ સુખનો લાભ લેતા હતા. અહોહો, વખત કેવો શાંત હતો! પણ બિચારી વેણીને શાંતિ નહોતી. તે બિચારી આવી શાંત વખતે પણ પોતાના ઉપર આવી પડેલી વિપત્તીનો વિચાર કરતી બેઠી હતી. તેની અવસ્થા ઘણી કઠણ થઇ પડી હતી. તેના ડોળામાંથી એકસરખાં આંસુ વહેતા હતા. આવડુ મોટું જગત્ પણ તેને માટે નકામું

હતું. તેની સઘળી આશાઓ નાશ પામી હતી. તે પોતાના કેદખાનામાં રડતી બેઠી હતી. તેની પાસે કોઇ બેસતું નહોતું તેમ તેના તરફ કોઇ ધ્યાન પણ આપતું નહોતું, તેની આગલી ભુવનમોહની અને સૌંદર્ય નાશ પામ્યાં હતાં. તે નિસ્તેજ દેખાતી હતી. જાગીરદારને ત્યાં કેદ પડયા પછી પંદર દિવસમાંજ તેનું રૂપ, તેજ અને શકતી નાશ પામ્યાં હતાં. પોતાની માતા કયાં હશે ? શ્રીપાદ કેમ હશે, કૃષ્ણરાવ શું કરતા હશે તે વિચાર ક્ષણે ક્ષણે તેને આવતા હતા. આ ઉપરાંત પોતાના લગ્નના વિચારથી તેનો જીવ બળી જતો હતો. જોરાવરીથી છળ કરી દુષ્ટો પશુના ગળે આવતી કાલે મને બાંધશે ત્યારે મારે શું કરવું એવો પ્રશ્ન તે દયામય પરમેશ્વરને અંતઃકરણ પુર્વક પુછતી હતી. તે ભયંકર પ્રસંગ ટાળવા માટે કૃપાનિધાનની અનન્ય ભાવે પ્રાર્થના કરતી હતી. હરિ, હરિ ! ગરીબ બિચારી નિષ્પાપ વેણી ઉપર આ કેવો ભયંકર પ્રસંગ !

આ પ્રમાણે તે પરમાત્માની પ્રાર્થના કરતી હતી તે વખતે એકાએક વિશ્વનાથ જાગીરદાર પોતાની પત્ની સાથે તેની ઓલીમાં દાખલ થયો. આ બન્નેના દર્શન થતા વેણી થરથર કંપવા લાગી. આ બન્ને રાજારાણી પોતાની ઓલીમાં કેમ આવ્યા હશે તેનો તે બિચારી તર્ક કરી શકી નહિ. બન્ને વેણીની સામે આવી બેઠા તોપણ વેણીએ પોતાની દ્રષ્ટી જે જમીન તરફ રાખી હતી તે ઉંચ્ચી સુધ્ધા કરી નહિ.

જાગીરદાર પોતાની સાથે દાગીનાનો દાબડો લાવ્યો હતો તે વેણીની આગળ મુકયો અને પોતાની પત્નીને કહયું—"આ સઘળા દાગીના વેણીને પહેરાવી જો, કયા નાના પડે છે, કયા મોટા પડે છે તે તપાસ એટલે સોનીને બોલાવી તેમાં ફેરફાર કરાવી શકાય."

વેણી ચૈતન્ય સુન્ય બેઠી હતી, તેનું સઘળું ધ્યાન કૃષ્ણરાવમાં હતું. જાગીરદાર એમ માનતો હતો કે આ કીમતી દાગીના જોઇ વેણીનું મન લલચાશે પણ મોટા મનની વેણીએ શુદ્ર દાગીના તરફ જોયું પણ નહિ. દાગીનાના દાબડામાંથી ચાંદીના નવી ફેશનના સાંકળા કાઢી રાધાબાઇ બોલી-"વાહ, કેવા સરસ સાંકળા છે! અમારા વખતમાં તો આવા સાંકળા સોનીને ઘડતા આવડતા નહોતા. જોઉં વેણી, તારા પગમાં કેવા લાગે છે?"

વેણી કાંઇ પણ બોલી નહિ તેમ સાંકળા પહેરવા માટે પોતાનો પગ પણ લાંબો કર્યો નહિ. રાધાબાઇએ ફરી કહયું-"વેણી, આ તારો કેવો હઠ્ઠી સ્વભાવ! સારૂં સોના જેવું સ્થળ મળ્યું તે છતાં આવી રીતે રડતી બેસે છે એ તે શું કહેવાય? અમારૂં ભર્યું ભાદરૂં ઘર! અહિંયા એવી રીતે રાતને દિવસ રડતી બેસ નહિ. પાણીની જેમ પૈસા ખર્ચી દાગીના તૈયાર કરાવ્યા તોપણ તું તો દુઃખીને દુઃખી!"

વેણી આટલો વખત સ્તબ્ધ બેસી રહી રાધાબાઇનું બોલવું સાંભળતી હતી. પણ હવે તેનાથી રહી શકાયું નહિ.

તે પોતાના લુગડાંના છેડાથી આંસુ લુછતી લુછતી બોલી–"રાધાબાઇ, તમે મારો આ પ્રમાણે છળ શા માટે કરો છો? તમારા પેટી ભરીને દાગીનાને મારે શું કરવા છે? મારૂં ખરૂં ભુષણ કૃષ્ણરાવ છે તે મને આપો એટલે થયું! એક કૃષ્ણરાવ શિવાય સઘળા પુરૂષ મને ભાઇ સમાન છે. માધવરાવને હું મારા ભાઇ સમાન ગણું છું. હું કાયા વાચા મને વતી કૃષ્ણરાવને વરી ચુકી છું. હવે મારા બીજા સાથે લગ્ન કેવી રીતે થઇ શકે? આ દાગીનાથી તો મારા કરતાં સુંદર છોકરીઓ માધવરાવ માટે મળી શકશે. આ પેટી ભરીને દાગીના કરતાં એક વાડકીમાં મને વીષ આપશો તો મારા ઉપર ઉપકાર થશે. આવા વિષમ લગ્નથી શું ફાયદો થશે?"

વેણીનું બોલવું સાંભળી જાગીરદાર જરા હસ્યો અને બોલ્યો–"જોયું કે એની ભાષણ કરવાની કેવી છટા છે? તને તો પુરૂં બોલતા પણ આવડતું નથી. અરે વેણી, માધવરાવ સાથે તારા લગ્ન કરવાના છે તે તારા ફાયદા માટે નહિ પણ તેના ફાયદા માટે છે સમજી કેની?"

વેણીએ જવાબ આપ્યો—"મારાથી તેને શું ફાયદો થનાર છે? હું તદન અશકત, દુબળી અને હંમેશ રોગથી પીડાઉં છું. મારો પ્રાણ કયારે જશે તેનો કાંઇ નિયમ નથી. મારાથી માધવરાવને શું સુખ મળશે? મારા કરતાં કોઇ બીજી છોકરી શોધશો તો તમને મળી શકે તેમ છે. મારી સાથે લગ્ન કરાવી તેને પાછો રંડાવો છો શું કરવા?"

વેણીના આ બોલવાથી રાધાબાઇને ચટકો ચડયો અને તે બોલી–"છોકરી, તને મરવું કેમ ગમે છે? મરવું હોય તો ખુશીથી મર! અમે તારા પ્રેત સાથે માધવરાવના લગ્ન કરીશું પણ તારા માબાપે દમામથી કહયું હતું કે અમારી સુંદર છોકરી કાળા સીધ્ધીને આપીશું નહિ. હવે તારી માતાને કહેજે કે છેવટે સીધ્ધી સાથેજ પરણી. અમે કાંઇ લગન કર્યા વગર રહેવાના નથી. માટે ફોગટ હઠ કરી ફજેતો શું કામ કરે છે, લોકો અમોને હસશે નહિ પણ તનેજ હસશે. એટલા માટે ગાંડપણ છોડી દઇ કયા દાગીના નાના મોટા પડે છે તે કહે એટલે સોની પાસે સુધરાવાય."

પોતાના માથા ઉપર હાથ અફાળી વેણી હતાશ થઇ બોલી–"રાધાબાઇ, મારી પાસે તમે લગન અને દાગીનાની વાત કાઢતા નાહ. મેં તમને એકવાર કહયું કે હું મારા મનથી કૃષ્ણરાવ સાથે વરેલી છું. માટે વારંવાર લગનની વાત કાઢી મારો છળ શું કામ કરો છો? તમે મારા ધર્મના માબાપ છો, મારા ઉપર એટલી દયા કરો. માધવરાવને હું મારા ભાઇ જેવો ગણું છું. તેની સાથે મારા લગન કરો નહિ. હું તમારે પગે પડું છું; હું તમારી પાસે મારો ખોળો પાથરૂં છું, મારા ઉપર એટલો જુલમ કરો નહિ. મારા માબાપ તમારી પાસે કાંઇ બોલ્યા હોય તો તેની હું તમારી પાસે ક્ષમા માંગું છું. આવી બળજબરીથી કરવામાં આવેલ: લગન શું લગન કહેવાય કે? જેને શાસ્ત્રની સંમતી નથી તેવા લગન શા માટે કરો છો?"

પાષાણ, પિશાચ અને રાક્ષસને કાંઇ દયા હોય છે કે? તેઓને કાંઇ વિચાર શક્તી હોય છે કે? તેઓને કાંઇ હૃદય હોય છે કે? તેઓને કાંઇ ઇશ્વરની બીક લાગે છે કે? આ બન્ને પશુ જેવા અંતઃકરણ ઉપર વેણીની કરૂણાજનક વાણીની કાંઇ અસર થઇ નહિ. ઉલટો જાગીરદાર ગુસ્સે થઇ બોલ્યો—''વેણી, ઇશ્વરની અને શાસ્ત્રની બીક તું કોને દેખાડે છે? હું શાસ્ત્ર તથા દેવને વધુ માનું છું સમજી કેની? તારા લગ્ન માધવરાવ સાથ થાય એ ઇશ્વરી સંકેત હોવાથી તે શાસ્ત્ર અનુસાર છે. તારા અને માધવરાવના જન્માક્ષર જોષીને બતાવ્યા હતા અને તેણે બરાબર તપાસી આવતી કાલનું લગ્નનું મુહર્ત આપ્યું છે અને તે લગ્નથી તું જરૂર સુખી થઇશ. તું સુખી થાય તેમાં નવાઇ પણ નથી. આવતી કાલે લગ્નની ભેટ તરીકે દશ હજાર રૂપીઆ હું માધવરાવને આપનાર છું. આટલો બધો તારો ફાયદો છતાં તારા ભીખારી ડોળા ઉઘડતા નથી. તું કહે છે કે તું મારી છોકરી છે, તને હું પણ તેમ કહું છું. મને કન્યાદાન કરવાનું મળે તેટલા માટે મેં આટલી ખટપટ કરી છે.''

વેણી રડતી રડતી બોલી—''છોકરીની સંમતી હોય યા નહિ હોય પણ જન્માક્ષર મળ્યા એટલે ખુશીથી લગ્ન કરી નાંખવા એ કાંઇ ખરી શાસ્ત્રની રીતી નહિ કહેવાય. આપણા હીંદુઓના સઘળાજ લગ્નો જન્માક્ષર મેળવીને કરવામાં આવે છે તે છતાં જુવાન વિધવાઓની સંખ્યા વધતી જાય છે એ

કરવાને બીલકુલ કબુલ રાખતી નથી. મારા માબાપ તેને કાળે સીધ્ધી કહેતા હતા તેમ હું પણ તેને તેજ કહું છું. તમારામાં જેટલી ક્રુરતા હોય તેટલીનો ઉપયોગ કરો તો પણ હું ડરતી નથી. મારો જીવ લેશો તો પણ હું તે સીધ્ધી સાથે લગ્ન કરવા કબુલ કરતી નથી. સત્તાના જોરથી ગમે તેટલો જુલમ કરવો સહેલો છે પણ તે સત્તા નાશ પામતા ભારે પડશે. તમારા આ ઘોર કૃત્યનું ફળ મળશેજ મળશે. વખત આવતાં રાવણ જેવાની પણ દુર્દશા થતા વાર લાગી નહિ તો તમારી શું ગણત્રી! તમારી સત્તાનું તમને ગમે તેટલું અભિમાન હશે પણ તે સત્તા બે દિવસની છે એમ મારૂં મન ખાત્રી પુરે છે. મારો ભરોસો દયામય ઇશ્વર ઉપર છે. તે મારો વાલી છે. તે મને સુખનો દિવસ દેખાડવા શિવાય રહેનાર નથી."

વિશ્વનાથ જાગીરદારે ગુસ્સે થઇ પોતાની અર્ધાંગીને કહયું—"અરે, એ ભીખારડી આપણું એમ સાંભળે તેમ નથી. આવતી કાલે ફડફડ લગાવી લગન કરી નાંખ્યા એટલે થયું? ચલ ઉઠ, દાગીનાનો દાબડો લેઇ લે. ઇશ્વર આવતી કાલે તેનો કેમ વાલી થાય છે તે જોઉં છું?"

જાગીરદાર આ પ્રમાણે બોલી પોતાની પત્નીને લઇને ત્યાંથી ચાલતો થયો.

રાત્રી પુરી થવા આવી હતી, ક્રમે ક્રમે એક વાગ્યો, બે વાગ્યા અને ત્રણ વાગ્યા. સવારનો ઠંડો

પવન ફુંકાવા લાગ્યો. કણબીની સ્ત્રીઓ સવારના પોતાના ધણીઓને ખેતીના કામે જવાનું હોવાથી વહેલી ઉઠી ઘર કામે લાગી હતી. ઘડીયાળમાં એક કલાક પછી ચારનો ટકોરો પડયો. ચાર વાગ્યા એટલે વિશ્વનાથ જાગીરદારના માણસ ચાકરો પણ ડોળા ચોળતા બેઠા થયા. રાત્રે જેઓએ જમણ ઉપર સારો હાથ માર્યો હતો તેઓ અજીર્ણને લીધે વહેલા ઉઠ્યા. ગામડા ગામમાં દિશાએ જવા માટે દરેક ઘરમાં સગવડ હોતી નથી તેથી જાગીરદારે પોતાના ઘરથી થોડે દુર ખાસ સગવડ કરાવી હતી. સવારના વહેલા ઉઠી કેટલાકો તે તરફ જવા લાગ્યા એટલે કાળા ડગલા પહેરેલા સીપાઇઓએ તેઓને દમ મારી કહ્યું:—"એઓ, ક્યાં જાઓ છો? ચલો પાછા જાઓ."

આ ડરાવણી સાંભળી કેટલાક તો ગભરાઇ ગયા. અને જરા હિમ્મતવાળા હતા તે આગળ આવી બોલ્યા—"અરે સીપાઇ દાદા, અમને જવા શા માટે દેતા નથી?"

આ પ્રશ્નનો સીપાઇઓએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. જાગીરદારના મકાનની આસપાસ સીપાઇઓએ ઘેરો ઘાલ્યો હતો. સો પોલીસ સીપાઇ, આઠ દશ સ્વાર, જમાદાર, ફોજદાર વીગેરે ઘેરો ઘાલવામાં હતા. સીપાઇઓ જાગીરદારના વાડાની અંદરના મનુષ્યને બહાર જવા દેતા નહોતા તેમ બહારનાને અંદર જવા દેતા નહોતા.

દિશાએ જવા માટે નિકળેલા લોકોને એમ લાગ્યું કે જાગીરદાર સાહેબને ત્યાં લગ્નની ધામધુમમાં બંદોબસ્ત રાખવાને આ સીપાઇઓ આવ્યા હશે તેથી કેટલાકોએ સીપાઇઓને કહ્યું-"અરે, અમે જાગીરદાર સાહેબના ઘરના માણસો છીએ. અમને જવા દેવામાં કાંઇ હરકત નથી."

આ પ્રમાણે તકરાર કરનારાઓ તરફ સીપાઇઓના જમાદારે ચાબુક ઉગામી કહ્યું-"જાઓ, સઘળા પાછા ફરો. જાગીરદારના ઘરમાં જોઇએ તો જંગલ જાઓ. અમે કોઇને જવા દઇશું નહિ. જાઓ સઘળા, એકદમ પાછા જાઓ."

બિચારાઓ નિરાશ થઇ સઘળા પાછા ફર્યા. શિવ, શિવ, આ કેવી ફજેતી! દુકાળીયાની જેમ રાતના ખાધેલું અને સવાર પડતા બાહર જવા ન દે તે કેવી ફજેતી! જાગીરદારના વાડામાં એકદમ ગડબડ થઇ રહી. નાના, મોટા, સ્ત્રીઓ તથ પુરૂષોમાં ભારે ચર્ચા ચાલી. જાગીરદાર પોતે ઉઠી તપાસ કરવા લાગ્યા. પોલીસના સિપાઇઓ આવ્યા છે એ સાંભળી એકદમ તેઓ પોતે પણ ગભરાટમાં પડયા. શું કરવું તે તેને સુજ પડતી નહોતી. ગમે તેમ ધૈર્ય ધરી, માધવરાવ તથા ગણપતરાવને પોતાની સાથે લઇ તેઓ ઇનસ્પેકટરને મળવા આવ્યા, નમસ્કાર કરી તેઓ બોલ્યા-" મારે ઘેર આજે લગ્ન છે, શુભ કાર્ય છે, તમે આવ્યા તે ઘણું સારૂં કર્યું. કલેકટર સાહેબ પણ આવવાના છે. આપ વાડામાં ચાલો. હું તમારી

ઉતરવાની વ્યવસ્થા કરૂં. આપ સઘળાંની ભોજનની ગોઠવણ કરૂં. લગ્ન ખલાસ થતા સુધી રહેશો તો આપને ખુશી કરી વિદાય કરીશ."

જાગીરદારે છેવટનું વાક્ય ઘણી ખુબીથી ઉચ્ચાર્યું હતું, પણ તે ઇનસ્પેકટર લાંચ ખાઉ નહિ હોવાથી તે તરફ દુર્લક્ષ બતાવી બોલ્યો—"આપનું નામ વિશ્વનાથ જાગીરદાર કે? આપને ત્યાં કોના લગ્ન છે?"

જાગીરદારે જવાબ આપ્યો—"હા, મારા સાળા માધવ-રાવના લગ્ન છે."

"ગણપતરાવ નામનો આપનો છોકરો છે તે ક્યાં છે?"

"આ તમારી સામે ઉભેલો છે, સાહેબ."

ત્રણેની બરાબર ઓળખ થતાં ઇનસ્પેકટરે જમાદારને કહ્યું—"જમાદાર, આ ત્રણે આરોપી હાજર છે. તેઓને પકડી બોટ ઉપર લઇ જાઓ."

હુકમ પ્રમાણે જમાદારે ત્રણેને કેદ કરી રસ્તો ખુલ્લો કર્યો. પોલીસે પોતાનું કામ પુરૂં થતાં મોટેથી બ્યુગલ ફુંક્યું એટલે બીજા સીપાઇઓ જે મકાનની આસપાસ ઉભા હતા તે ત્યાંથી નીકળી એકઠાં થઇ ગયા. જાગીરદાર પકડાયાની ખબર મળતાં તેને ત્યાં આવેલા પરોણાઓએ એકદમ વીખરાવા માંડ્યું. બ્રાહ્મણો તથા બીજાઓ જેઓ બે પૈસા

કમાવાની આશાએ આવ્યા હતા તેઓ નીરાશ થઇ ચાલતા થયા. થોડા વખતમાં લગ્નની ધમાલથી ગાજી રહેલું મકાન શુન્ય થઇ ગયું. રાધાબાઇએ પોલીસ ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો.

સુર્યોદય થયો. સુર્યના કીરણો સર્વત્ર પ્રસરી જ્યાં ત્યાં આલ્હાદકારક પ્રકાશ પડવા લાગ્યો. વેણી પોતાની ઓરડીમાં ઇશ્વરનું ધ્યાન ધરતી બેઠી હતી. બહાર પોલીસનું બ્યુગલ વાગ્યું એટલે એકદમ તેની છાતી ગભરાઇ. લગ્ન માટે મુંબઇનું લશ્કરી બેંડ આવવાનું હતું તે આવ્યું એમ તેને લાગ્યું. એકદમ ગભરાટને લીધે તેનું શરીર ધ્રુજવા લાગ્યું. આ વખતે આ તરૂણીની સ્થિતી ઘણી કષ્ટકારક થઇ પડી હતી. રડી રડીને તેના ડોળા લાલ થયા હતા. શરીર નિસ્તેજ થઇ ગયું હતું અને વસ્ત્ર મેલાં થયાં હતાં. દુઃખનો એક મોટો નિસાસો નાંખી તે બોલી:—હે કરૂણાનીધી, દયાઘના, આ કષ્ટમય જીવનને હું શું કરૂં? જે શરીરને પવીત્ર સુખની પ્રાપ્ત થતી નથી તે શરીર રાખીને હવે શું કામ છે? સઘળી આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. આજે છુટકો થશે, કાલે છુટકો થશે એમ કરતા લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો. બહાર વાજીંત્ર પણ વાગવા લાગ્યા. હવે મારે શું કરવું? હે દેવ, આવોજ તારા ઘરનો ન્યાય! આ અનાથ ગાંય ઉપર જે જુલમ થાય છે તે તું જોઇ કેમ રહયો છે! કૃષ્ણરાવ, તમે ખરેખર મરણ પામ્યા છો કે? ખરેખર એવુંજ કાંઇ અશુભ થયું હોવું જોઇએ નહિ તો તે મારો છુટકો કરાવ્યા વગર રહે નહિ. નહિ તો

મારી જેમ તે દુષ્ટે તમોને પણ કેમ કોઇ તુરંગમાં નહિ નાંખ્યા હોય? ઇશ્વર! મારા કૃષ્ણરાવને સુખી રાખ. તેમનાથી હું વીખુટી પડી તે છેવટ પર્યંતજ પડી. તેમના પવિત્ર ચર્ણના ફરી દર્શન મારા નશીબમાંજ નહિ હશે. કૃષ્ણરાવ, આ લોકમાં નહિ તો પરલોકમાં મારો સ્વિકાર કરજો. તમારી સર્વાંગ સુંદર મૂર્તી અંતઃકરણમાં રાખી, તમારા ચરણમાં લીન થઇ, હું આ કષ્ટમય જગતનો ત્યાગ કરૂં છું."

આ પ્રમાણે બોલી તે ખોલીમાં એક પથ્થર ઉપર વેણીએ પોતાનું માથું પછાડ્યું. તે તરતજ મુર્છા પામી, પ્રેતની જેમ જમીન ઉપર પડી. તે ખોલીમાં તરતજ કૃષ્ણરાવ શોધતો આવ્યો પણ વેણીને પ્રેતવત પડેલી જોઇ તે મોટેથી "હાય, હાય," એટલા શબ્દો બોલી જમીન ઉપર બેશુધ્ધ થઇ પડયો.

---

## પ્રકરણ વીસમું.

---

### યમુના.

---

સંધ્યાકાળનો મનોહર વખત હતો. સુર્ય અસ્તાચળ તરફ જતો હતો. વસુંધરા ઘણી રમણીય જણાતી હતી. પક્ષી ઝાડ પર બેસી મધુર સ્વરે ગાતા હતા. પશ્ચીમ દિશા તરફ આકાસે

વિસ્તવ જેવો લાલ રંગ ધારણ કર્યો હતો. સુર્ય તદન ક્ષિતીજમાં ગયેલો હોવાની હમણાજ સમુદ્રમાં ડુબકી મારશે કે કેમ એમ લાગતું હતું. આવી રમ્ય વખતે વિશ્વનાથ જાગીરદારના વાડાના ઓટલા ઉપર બે તરૂણ સ્ત્રી સમુદ્ર તરફ નજર કરી બેઠીં હતી. આમાંની એક સ્ત્રી વાંચકની પરિચીત યમુના હતી. તેથી પાસે બેઠેલી ગંગા નામની તેની બેહનપણી હતી. યમુનાનું મુખાવીંદ ચિંતામાં ડુબી ગયેલું જણાતું હતું. તેના ચહેરા ઉપર તેજ નહોતું. તેના ડોળા આંસુથી ભરાયલા હતા. માથાના બાળ અવ્યવસ્થિત સ્થિતીમાં હતા. તે સૌંદર્ય હીન દેખાતી હતી. નિરાશામય દ્રષ્ટીએ તે જગત્ તરફ સુન્ય દ્રષ્ટીએ જોતી હતી. આ સઘળાનું કારણ તેનો દુષ્ટ પતિ ગણપતરાવ હતો.

વેણીને ઘરમાં લાવી પુર્યા પછી યમુનાએ પોતાના પતી, સાસુ અને સસરાને વિનવી વિનવીને સમજાવ્યું હતું કે “આ સાધ્વીનો વિના કારણ છળ કરો નહિ. તેને ઘેર તેને પહોંચતી કરો. નહિ તો તે સાધ્વીના આપણે ભોગ થઇ પડશું.” આ પ્રમાણે વખતો વખત યમુના કહેતી હતી પણ તે બિચારીનું કોણ સાંભળે? સત્તાનું અભિમાન, પૈસાના મદથી જેઓના ડોળા છવાઇ ગયા હોય તેઓને સદ્ બુધ્ધિ કયાંથી સુજે? ઉલટાં તેઓ યમુનાને વધુ હેરાન કરતા હતા. હવે તેનો ઉત્સાહ મંદ પડી ગયો હતો. સંસાર સુખની તેને બીલકુલ આશા રહી નહોતી. પોતાના કપાળમાં કંકુનો ચાંદલો કાયમ રહેશે કે કેમ તેની ફીકરમાં તે દિવાની બની ગઇ હતી. તેનું સઘળું લક્ષ ગણપતરાવમાં હતું.

જ્યાં સુધી વિશ્વનાથનું ચલણ હતું ત્યાં સુધી તો જાગીરદાર સાહેબ, જાગીરદાર સાહેબ કહી તેઓનું થુંકયું ચાટવાને ઘણાઓ તૈયાર હતા પણ હવે વખત ફર્યો એટલે— "નવાબી લાંબો વખત ટકતી નથી." એમ તેઓજ કહેવા લાગ્યા. જેઓ જાગીરદાર જે કાંઇ કરતો તે "યોગ્ય, યોગ્ય" એમ કહેતા હતા તેજ હવે કહેવા લાગ્યા કે "પાપનો ઘડો કદી પણ ફુટયા વગર રહેતો નથી." હાલમાં આખા ગામમાં એજ વિષયની ચર્ચા ચાલતી હતી. બેચાર જણા એકઠા થતા કે ગામમાં એજ ચર્ચા ચાલતી હતી. પોલીસે પહેલાં ત્રણ જણને પકડયા હતા. પાછળથી જાગીરદારે પશ્ચાતાપ કરી સઘળું કબુલ કરવાથી સરકાર તરફનો શાક્ષી બનાવી તેને છોડવામાં આવ્યો હતો. કૃષ્ણરાવે પણ તેના તરફ દયા બતાવી. ગણપતરાવ અને માધવરાવ બન્નેને મુકદમો ચાલી સેશનસમાં કેટલાક વાંક માટે સાત વરસના કેદખાનાની સજા થઇ હતી. અપીલમાં કાંઇ વળે તેવું નહિ હતું તે છતાં રાધાબાઇની હઠને લીધે અપીલ કરવામાં આવી હતી. અપીલ નીકળતા કેટલીક મુદત હોવાથી તેઓને જામીન ઉપર છોડવવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો તેમાં મહા મહેનતે ભારે રકમના જામીન લઇ ગણપતરાવને જામીન ઉપર છોડવામાં આવ્યો હતો, આ વખતે જાગીરદારના પૈસા પાણીની જેમ ખર્ચાતા હતા, આઠ દિવસ તપાસ ચાલી તેમાં વકીલ બેરીસ્ટરોના ખીસ્સામાં દશ બાર હજાર રૂપીઆ પહોંચી ગયા હતા. રાધાબાઇ જ્યારે પોતાના વૈભવમાં ડુબતી હતી ત્યારે તે ઇશ્વરને કદી યાદ કરતી ન હોતી પણ હવે તે એક પછી એક દેવોની માનતા માનવા લાગી. તે

એમ ધારતી હશે કે દેવોને લાંચ આપવાથી દેવો એનું કાંઇ સાંભળે. ફક્ત ગણપતરાવના ભારે પાપો માટે દેવ પાસે દયા કેવી રીતે માંગવી તે યમુનાને સુઝતું ન હોતું. જેવા કર્મ તેવા ફળ એવો ઇશ્વરનો નિયમ તે જાણતી હતી. આજે પોતાનો પતિ જામીન ઉપર છુટી આવશે તેની તે રાહ જોતી ઓટલા ઉપર ઉભી હતી. ગણપતરાવ રાક્ષસની જેમ તેની સાથે વર્તતો હતો પણ તે સાધ્વી તેને પોતાના પરમ પ્રિય દૈવત પ્રમાણે સમજતી હતી. પતિ તરફથી એક તલભાર તેને સુખ મળે તેમ ન હોતું, તે છતાં તે પોતાના પતિના સુખ માટે અહનીંશ કાળજી કરતી હતી. કેવી વિલક્ષણ પતિ પરાયણતા! રાક્ષસ કરતાં પણ નિર્દય પતિ માટે અગાધ પ્રેમ, પશુ કરતાં પણ નિર્દય પતિ માટે નિરંતર મંગળ કામના, પોતાને થતો અસાધારણ ક્લેશ બાજુએ રાખી પતિ સેવામાં સદા તત્પરતા, પતિ એજ દૈવત, પતિ એજ સર્વસ્વ, એમ સમજનારી સ્ત્રી ખરેખર એક યમુના હતી. પોતાના પતિનું શું થશે એ વિચારથી તે વ્યાકુળ બની ગઇ હતી. લાંબો વખત જવા છતાં સમુદ્ર તરફ એક પણ મછવો આવતો જણાયો નહિ એટલે તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યા. તેને રડતી જોઇ ગંગા બોલી-"યમુના, આ પ્રમાણે શરીરને કષ્ટ આપવાથી તને શું ફાયદો થશે? આજ સાત દિવસથી તું નાહી નથી, અન્નને અડકી નથી તો આવી રીતે તું જીવી કેમ શકીશ? ચલ થોડું ખાઇ લે."

યમુના કાંઇ પણ નહિ બોલતાં ગંગાની ખાંધ ઉપર ડોકું નાંખી દઇ વધુ રડવા લાગી. ગંગા ફરી બોલી–"યમુના, આ પ્રમાણે રડી રડી તું તારો જીવ આપવા માંગે છે?"

યમુનાએ રડતા રડતાં કહ્યું–"ગંગા, એવું મારૂં નશીબ ક્યાં છે? હું મરવાને તૈયાર છું પણ મુવું મૃત્યુ મારાથી દુર દુર નાસે છે."

યમુનાના આવા જવાબથી ગંગાને દીલગીરી ઉપજી અને તે બોલી– "યમુના, તારી સ્થિતી ઘણી ખરાબ છે, પણ તેથી કરવું કેમ? સઘળી બીના ભુલી ગયા વગર તને છુટકો નથી."

યમુના બોલી–"ગંગા, હું મારા સુખને માટે રડતી નથી. મને હાલ જે દુ:ખ પડે છે તેના કરતા વધુ દુ:ખ પડે તો હું સોશવા તૈયાર છું પણ મારા પતિ સુખી થાય એટલે બસ, પણ તે આશા હવે ક્યાં રહી છે! તુરંગમાં તેઓને પુરૂં ખાવા પીવાનું પણ મળતું નહિ હશે. મારા મૃત્યુથી જો તેમનો છુટકો થાય તેમ હોય તો હું મરવા તૈયાર છું."

"યમુના, તું તદન ગાંડી છો, તારા મરણથી ગણપત-રાવનો થોડો છુટકો થાય તેમ છે? જો તેમ હોત તો આ ઘરમાં તું જીવવા પામત નહિ."

વવાનો છે? જો હું પતિને ઉપયોગી થઇ નહિ પડું તો લોક નિંદાને હું પાત્ર થઇશ. હમણાજ સાસુજી એમ કહેતા હતા કે ધણી કેદમાં દુઃખ ભોગવે છે અને સ્ત્રી ઘરમાં સુખે રાજ કરે છે."

યમુનાના આ વાક્યોથી ગંગાની આંખમાં પાણી ભરાઇ આવ્યા. તે બોલી—"બ્હેન, જે બનવાનું હતું તે બની ગયું તેને હવે તું શું કરનાર! તેણે ભયંકર અપરાધ કર્યા તેનું પ્રાયશ્ચિત મળ્યા શિવાય કેમ રહે? તેમણે નીચ કૃત્ય ગમે તેટલા કર્યા તેમાં તારો શું દોષ?"

"પણ લોક એમ કહે કેની કે આવી શાણી વહુ ઘરમાં હતી અને ધણીને ઠેકાણે લાવી શકી નહિ. લોકો મારે માટે ગમે તેવી વાત ફેલાવશે તે હું કેમ શહન કરી શકું? એક વખત હું મારી નિંદા થતી હશે તે સહન કરી શકીશ પણ મારા પતિની નિંદા મારાથી કેમ સહન થઇ શકે?

"યમુના, પતિની નિંદા થાય તેમાં તારો શો અપરાધ? આપણું માણસ બરાબર નહિ તેમાં લોકોને દોષ દેવાથી શું ફાયદો?"

"ગંગા બહેન, આ મોંઢા ઉપર લાગેલી મેષ જીંદગી સુધી કાયમ રહેવાની—આ કાળું મોઢું સાફ કરવા માટે આખી દુનિયાંનું પાણી વાપરીએ તો થોડું છે-"

"યમુના, તું તો ગાંડી છો. લોકો તારા પતિની ગમે તેટલી નિંદા કરે છે પણ તેઓને તારી તો સ્તુતી કરવી પડે છે."

"મારી સ્તુતીની મને ક્યાં જરૂર છે! સ્ત્રીઓને પોતાની સ્તુતીથી આનંદ થતો નથી. પતિની સ્તુતી સાંભળી તેઓને આનંદ થાય છે. પતિના ગુણાનુવાદ સાંભળી સ્ત્રીઓના મનનું સમાધાન થાય છે. પતિની કિર્તી તેજ સ્ત્રીની કીર્તી, પણ તેવું સૌભાગ્ય મારા નશીબમાં ક્યાં છે? મને મારા પતિ માટે અભિમાન લેવા જેવુંજ ક્યાં છે? આવી અપમાનકારક સ્થિતીમાં જીવીને શું કામ? લોકો મને પણ ફલાણાની સ્ત્રી એમજ કહેશે."

"ઇશ્વરે તારા પતિને ખરાબ મતી આપી તેમાં તું શું કરી શકનાર?"

"એમાં ઇશ્વરનો દોષ શા માટે કાઢવો જોઇએ? નાનપણમાં છોકરાઓને જેવું શિક્ષણ મળે છે તેવાં મોટપણે તેઓ થાય છે. મન ઉપર નાનપણમાં સંસ્કાર પડે છે તેવી મોટપણે છાપ ઉપડે છે. આ સઘળું ખરાબ શિક્ષણનું પરીણામ છે. તેમ છતાં સાસુજી કહે છે કે હું ઘરમાં આવી ત્યારથી ઘરનો નાશ થવો શરૂ થયો. ગંગા, શું હું એવા ખરાબ પગલાની છું?"

"યમુના, તને તારી સાસુનો સ્વભાવ બરાબર ખબર છે તો તેના બોલવા તરફ ધ્યાન શું કામ આપે છે?"

"મારી સાસુ ગમે તેવી હોય પણ મને તે પુજ્ય છે. હું તેમને વારમવાર કહેતી હતી કે આવા ભયંકર કૃત્યો કરો નહિ. પણ વૈભવ અને સન્તાના ઘેનમાં મને મુર્ખ ઠરાવી ન કરવાના કામો કર્યા અને તેનું આવું ભયંકર પરિણામ આવ્યું. મારૂં તો સાંભળ્યું નહિ પણ પોતાની બુધ્ધિ ચલાવવી હતી કેની? મામાજી કહે તે પ્રમાણે હંમેશા વર્તતા હતા."

"હા, તેના કહેવા પ્રમાણે ચાલવાથી આ પરીણામ આવ્યું."

"ગંગા બ્હેન, મામાજી સાસુના કાન ભંભેરે, અને સસરાના કાન તેઓ ભરતા હતા અને તેના પરિણામમાં આ સઘળાનો નાશ થયો. તેમના કૃત્યોનું આ સઘળું ફળ હોવા છતાં મારે માથે સઘળો ટોપલો ચઢાવવામાં આવે છે."

યમુનાના મોઢાંમાથી આટલા શબ્દો નિકળ્યા કે તેની સાસુ રાધાબાઇ ઓટલા ઉપર આવી પહોંચી. ગામમાં સઘળા લોક થુ, થુ કરતા હતા તેની તેને શરમ લાગતી ન હોતી. યમુના પોતાની નિંદા કરે છે એ જોઇ તેને પગના તળીયાથી માથા સુધી આગ લાગી. એકદમ પોતાનો પગ પછાડી, યમુનાનો કાન પકડયો અને બીજે હાથે તેની પીઠ ઉપર બેચાર મુકકી લગાવી દીધી અને બોલી–

"અવદશા, આટલુ સત્યાનાશ કાઢયું તોએ હજુ બીજાના નામ દે છે કે? આટલા દિવસ ઘરમાં બબડતી હતી તે હવે

બીજા લોકો આગળ અમારી નિંદા કરે છે કે? આજ કાલની છોકરીઓના માથા કેવા ફરેલા હોય છે? ધણી તુરંગમાં સડે છે અને બાઇને તેની લાજ પણ લાગતી નથી. ખુશાલ બીજાની સાથે ગપ્પાં મારે છે. આ સઘળું મારી શીખવણીથી થયું એમ કહે છે કે? હું તો ખરાબ હતી, પણ તારા સારા ગુણ બતાવવા હતાને? હું હંમેશા કહેતી હતી કે આ ભીખારીની છોકરી કદી સારા પગલાની નીકળવાની નથી અને અમારા ઘરમાં તેનો પગ મુકાયો ત્યારથી અમારી પડતી શરૂ થઇ."

રાધાબાઇની મુકકીઓથી યમુના અધમુઇ થઇ ગઇ હતી પણ શું કરે બીચારી! મુંગી મુંગી આંખમાંથી નીકળતાં આસું લુગડાના છેડાવતી લુછતી હતી. ગંગાને તેની ઘણી દયા આવી; પણ તે બિચારી શું કરે? તે છતાં તે ડરતી ડરતી બોલી–"રાધાબાઇ, આ ગાયનો વીનાકારણ શું કામ છળ કરો છો? આજ સાત દીવસમાં તેણે અન્નનો એક દાણો ખાધો નથી. થયું-તે થયું. હવે આ સાધ્વીની હત્યા માથા ઉપર ન લેતા. આ ઘરની લક્ષ્મી સાથે બરાબર વર્ત-વામાં આવ્યું હોત તો આવો વખત નહિ આવતે. માધવરા-વની શીખવણીથી તમે તમારા ઘરબારનો નાશ કર્યો."

ત્રાહિત માણસ આ પ્રમાણે પોતાના મોઢા ઉપર બોલે તે રાધાબાઇને ગમ્યું નહિ. તે એકદમ સંતાપથી લાલ થઇ બોલી–

"ગંગા, તારે ઘેર કાંઇ કામ હોય એમ જણાતું નથી. પોતાના ઘરનું ખાઇ, બીજા લોકોની નીંદા કરવી એ કેટલીક સ્ત્રીઓને ટેવ હોય છે. તારે કાંઇ મારા ઘરની બાબદમાં વચ્ચે પડવાની જરૂર નથી. તે મારી વહુ છે અને હું તેની સાસુ છે. હું તેને ગમે તે કહીશ, મને લાગશે તો હું તેને મારી પણ નાંખીશ તેમાં તારે વચ્ચે બોલવાની જરૂર નથી. તેના પગલા કેવા ખરાબ છે તેની તને શું ખબર? આવો સોના જેવો ધણી હતો અને તેની સાથે એક દિવસ ખુલ્લા મને બોલી નથી અને હવે જયારે ડોળા ઉઘડયા ત્યારે રડતી બેઠી છે. તેને રડતી જોઇ તને દયા આવતી હોય તો તે તદન ખોટી છે. કરવું કાંઇ અને બતાવવું કાંઇ એ તો તેનો સ્વભાવ છે. અમારા ઘરમાં તેના પગલા થયા તે દિવસથી અમારી પડતી શરૂ થઇ છે. આવી વહુ મરે તો હું સત્ય નારાયણની પુંજા કરીશ. મારા છોકરાને વહુ મળશે નહિ એમ તો કાંઇ નથી કેની?"

ગંગાને બોલવાનું કાંઇ કારણ નહોતું પણ યમુના માટે તેનું અંતઃકરણ બળતું હતું તેથી બોલ્યા શિવાય તેનાથી રહી શકાયું નહિ. રાધાબાઇનો ગડગડાટ બંધ પડયો એટલે તે બોલી—"રાધાબાઇ મને તો લાગે છે કે તમે આ ઘરનો સઘળો નાશ કર્યો—તમારા શત્રુ પણ યમુનાની સ્તુતી કરે છે. આખા ગામના લોક યમુનાને તમારા ઘરની લક્ષ્મી સમજે છે. તમારો છોકરાએ સુશિક્ષણ સંપાદન કર્યું નહિ એ શું યમુનાનો દોષ કે? ઘરમાં

લક્ષ્મી જેવી સુશીલ, સુશિક્ષીત સ્ત્રી છતાં તમારા છોકરાને કદરૂપી રંગુ પસંદ પડી તેમાં પણ યમુનાનો દોષ છે? ઘરમાં સોના જેવું ખાવાનું છોડી આઠે પહોર માંસ અને દારૂ પી રસ્તાઓમાં ફર્યા કરવું એમાં પણ યમુનાનો દોષ છે? પાર-ની છોકરી વેરણી, જેના ઉપર તમારો તલભાર પણ હક હોતો તેનો છળ કર્યો તેમાં પણ યમુનાનો દોષ છે? તેની રજી વિરૂધ્ધ માધવરાવ સાથે તેના લગ્ન કરવા નિકળ્યા હતા તે પણ શું યમુનાએ નક્કી કર્યું હતું છે? બિચારા ગોવી દરાવે, બે શિખામણની વાત કરી તે માટે તેના ઘરને આગ લગાડી તે પણ યમુનાએ છે? તમારી સામે કદી જેણે કારો કાઢ્યો ન હોતો તે કૃષ્ણરાવને તમે દરીયામાં ધકેલાવી દીધો, તે પણ યમુનાએ ભુલ કરી છે? રાધાબાઇ તમને તો એમજ લાગ્યું કે આપણું રાજ્ય છે! પણ ઇશ્વરને ઘેર પણ કાંઇ ન્યાય હોય છે, સારાને સારા અને ખરાબને ખરાબ લોક કહેવાના. યમુના જેવી સુશિક્ષીત અને સુશીલ સ્ત્રી તો ભાગ્યેજ મળે છે. ધણી તરફથી આટલો ત્રાસ તોપણ તેના ચરણમાં સદા લીન રહેતી હતી. સાસુ સસરાની આજ્ઞા માથે ઉઠાવવા સદા તત્પર રહેતી હતી. યમુના મનુષ્ય નહિ પણ ખરેખર દેવ છે. તેના પગ ધોઇને રોજ આર્ય મહિલાએ પીવા જોઇએ. દેવ લોકની લક્ષ્મી તમોને મળી પણ તમે તે ધુળ-ધાણી કરી નાંખી. તમે હમણા કહ્યું કે મારે વચ્ચે બોલવું નહિ, પણ હું શા માટે બોલું નહિ? શું હું સ્ત્રી નથી?

શું હું હિંદુ નથી? સાસરામાં પડતી અડચણો શું મને ખબર નથી? વહુ તરીકે શું મને અનુભવ મળ્યો નથી? સાસુ કેવી હોય છે તે શું મને ખબર નથી કે? મને શું દયા માયા નથી? યમુના જેવી નિષ્કલંક, નિષ્પાપ, પવિત્ર સ્ત્રી માટે શું મને અભિમાન નહિ હોવું જોઇએ? હીંદુ સમાજમાં સાસુ શબ્દ ઉચ્ચારવામાં આવતાં શરીર ઉપર કાંટા ઉભા થાય છે તેથી શું રીસ મને નહીં આવે? યમુના જેવી સાધ્વી સ્ત્રી માટે જેના હૃદયમાં દયા હોય તેવી સ્ત્રી તમારી સાથે વંઢયા વગર રહેજ નહિ. આવી અભાગીણીની દયા રાખવી તે પ્રત્યેક સમજુતદાર સ્ત્રીનું કર્તવ્ય છે. રાધાબાઇ, તમને ગુસ્સો ઉપજ્યો હોય તો મને 'દશ ગાળ ખુશીથી દો, પણ તેથી હું મારૂં કર્તવ્ય બજાવવામાં કદી ચુકવાની નહિ. હમણાજ તમે તેને પશુની જેમ નિર્દયપણે મારી એ તમે સારૂં કર્યું નહિ. આ માટે પશ્ચાતાપ કરવાનો વખત તમારે માટે ઇશ્વર જલદી લાવશે. રાધાબાઇ, તેને માટે હું તમારા પગે પડી માગુ છું કે તમે તેનો છળ કરો નહિ."

એટલું બોલીને ચાલતી થઇ. તે ગઇ એટલે રાધાબાઇ બોલી–"ડાકણ, તારૂં મોઢું છે કે તોપખાનું! અરે રાંડે કેવા તોપના ગોળા છોડયા હતા!"

# પ્રકરણ ૨૧ મું.

## માતા.

અહાહા માતા, માતાની મોટાઇનું વર્ણન કરવામાં મનુષ્યની જીભ તદન અસમર્થ છે. સુમાતાની યોગ્યતાનું પુરેપુરૂં વર્ણન કરવાને ઇશ્વરી પ્રસાદ મેળવેલી કલમજ જોઇએ. તો પછી માતાની મોટાઇનું વર્ણન કરવામાં આ નબળી કલમ કાંઇ પ્રયત્ન કરે તો તે હાસ્યાસ્પદ ગણાય. મોટા મોટા સંતો, કવીઓ માતાની મોટાઇ વીષે વર્ણન કરી ગયા છે.

આજે આપણી વેણીને અત્યંત આનંદ થયો હતો. તેના મનને ભારે સમાધાન લાગતું હતું. તેના કેદખાનામાંથી છુટકો થયો તેથી જે આનંદ થયો હતો તેના કરતાં પણ આજે તેને વધુ આનંદ લાગતો હતો. કૃષ્ણરાવને જીવતો જોયાથી તેને જે આનંદ થયો હતો તેના કરતાં આજનો આનંદ જુદા પ્રકારનો હતો. વેણીનો છુટકો થયા પછી કેટલેક વખતે કૃષ્ણરાવ અને તેના લગ્ન થયા હતા. લગ્ન જાગીરદારને ત્યાંના જેવા ધામધુમીયા નહોતા અને ઘણા થોડા માણસોએ હાજરી આપી હતી તેથી તેવા સાદા લગ્નમાં વાંચકને પણ રસ પડતે કે

કેમ એ શક છે. લગ્નની ધામધુમ જે એ ગરિબડા ઘરમાં થઇ હતી તે પુરી થયા પછી આજે મા દીકરી ઘણા વખતે એકાંતમાં વાતચીત કરતા બેઠા હતા અને આ મા અને દીકરી એકાંતમાં મળવાથી જે આનંદ થયો હતો તે તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

વેણીના કૃષ્ણરાવ જોડે લગ્ન થયાને બે દિવસ થઇ ગયા છે. લગ્ન સભારંભ મુંબઇના ચોપાટી ઉપરના કેશરાવના બંગલામાં કરવામાં આવ્યો હતો. વેણી કેટલાક દિવસ પોતાના છુટકા પછી બીછાના વશ રહી હતી અને તે પછી લગ્નની ગડબડમાં પડવાથી તેની માતાને તેની સાથે બે ઘડી વાત કરવાની પણ તક મળી નહોતી. મો દીકરી એક કોચ ઉપર એકાંતમાં બેઠા હતા એટલે વેણી બોલી—''બા, આવો સુખનો વખત આવશે એવી મને બીલકુલ આશા નહોતી. પણ ઇશ્વરની કૃપાથી આજનો આનંદનો દિવસ ઉગ્યો.''

વેણીના ડોળા આંસુથી ભરાઇ આવ્યા. પાછળ બનેલા બનાવોથી તેની આવી સ્થિતી થાય તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ઇંદિરાબાઇએ પોતાના લુગડાના છેડાથી તેના આંસુ લુછતા લુછતા કહયું—''વેણી, હવે શા માટે ડોળામાં આસું લાવે છે ? જે થઇ ગયું તે થઇ ગયું. સઘળું વીસરી જા. તારામાં હજુ પુરી શકતી આવી નથી. માથા આગળનો જખમ જોકે પુરાવા આવ્યો છે તોપણ હજુ નવું લોહી આવવાનું છે. ડોકટર કહે છે કે તારે હજુ કેટલાક દિવસ સંભાળીને રહેવું જોઇએ.

પોતાનું માથું પોતાના માતાના ખોળામાં મુકી વેણી બોલી—"બા, હવે કાંઇ ફીકર કરવા જેવું નથી. આવડો મોટો જખમ પણ ડોકટરે કેટલો જલદીથી સારો કર્યો."

વેણીના ગાલ ઉપર હાથ ફેરવતા ફેરવતા તેની માતા બોલી—"વેણી, ડોકટર કહેતો હતો કે હવે કાંઇ કાળજી રાખવા જેવું નથી. આવડો મોટો જખમ પણ ડોકટરોએ કેટલો જલદીથી ભરી નાંખ્યો."

વેણીના ગાલ ઉપર હાથ ફેરવતા ફેરવતા તેની માતા બોલી—"વેણી, ડોકટર કહેતો હતો કે આ જખમ ભરતા બે મહીના લાગશે પણ બે અઠવાડીયામાં તારો જખમ ભરાવા આવ્યો ત્યારે તે પણ અજાયબ થઇ ગયો. તેં પથ્થર સાથે માથું અફાવી ઘણું અવિચારી કૃત્ય કર્યું. ઇશ્વરની મહેરબાનીથી તું બચી ગઇ, નહિ તો અમને સઘળાને દુઃખના ડુંગરમાં દાટી જતે."

"બા, હું તે કેદખાનામાં બીજું શું કરી શકું તેમ હતી? મરણ શિવાય મારે માટે બીજો રસ્તો નહોતો. મને તે વખતે એટલુંજ લાગતું હતું કે હું તેમના ચર્ણના છેવટ સુધી દર્શન કરી શકી નહિ, પણ ઇશ્વરની કૃપાથી સઘળું બરાબર પાર પડયું. બા, તે નીચ ગણપતરાવે બિચારી મનોરમા ઉપર પણ તેવોજ પ્રસંગ ગુજાર્યો હતો અને છેવટે તેણે પણ બારીએથી ફેંકાવી દઇ આપઘાત કરવાને નક્કી કર્યું હતું. તેને સચ્ચિદાનંદે બચાવી હતી. બા, તે

બન્ને કેવાં ભલાં છે. હું તેનું શું વર્ણન કરૂં ? મને તો તે લોકો દેવલોકના મનુષ્ય જેવા દેખાય છે. મનોરમા તો સાક્ષાત્ લક્ષ્મી છે. કેટલો ભલો સ્વભાવ અને કેવો પવિત્ર પ્રેમ ! મને તો એમ લાગે છે કે બન્નેની હંમેશા દેવની જેમ પુંજા કરૂં. સચ્ચિદાનંદ અને તેના થોડા વખતમાં પુનર્લગ્ન થનાર છે. મનોરમાએ જયારે તેની પાસે વાત કાઢી ત્યારે તેણે પણ પહેલા અનુમતી આપી નહોતી.''

''એ દોષ કાંઇ સચ્ચિદાનંદનો નથી. લોકોમાં એક રીવાજ રૂઢ થયો હોય તેથી એકાદ સારો અને નવો રીવાજ દાખલ કરવાને નિતી ધૈર્યથી પુર્ણ મનુષ્ય ઘણી વખત ડગમગી જાય છે. ઠીક પણ સચ્ચિદાનંદ લગ્ન કરી ગ્રહસ્થાશ્રમી થયા પછી શું કરનાર છે ?''

''બા, તેની પાસે પુષ્કળ પૈસો છે. આ દરિદ્રી હિંદુસ્તાનની ઉન્નતી થવા માટે તે પ્રયત્ન કરનાર છે. તેમણે જુદા જુદા દેશોમાં પ્રવાસ કરેલો છે. જાપાન, જર્મની, અમેરિકા, ફ્રાંસ અને ઇંગ્લાંડ વિગેરે દેશોમાં જઇ તે દેશોની ચડતી સ્થિતી કેવી રીતે થઇ તેનું નિરીક્ષણ કર્યું છે. સ્વતંત્ર દેશોના શિક્ષણ, આચાર, વિચાર અને પધ્ધતિ આ દેશમાં શરૂ થયા શિવાય આ દેશને રાષ્ટ્રીયત્વ આવશે નહિ એવું તેમનું મજબુત માનવુ છે. લોકોને ખરૂ શિક્ષણુ આપવા માટે તેઓ રાષ્ટ્રીય વિદ્યાલય સ્થાપનાર છે અને તેમાં પોતાના પૈસા તથા વખતનો ભોગ આપનાર છે. જુવાન પ્રજાના મન સારા સંસ્કાર પામે અને તેઓ પોતાના દેશને સર્વસ્વ સમજે તે માટે તેઓ ખટપટ કરે છે.

મનોરમા પણ સચ્ચિદાનંદ જેવી વિદવાન અને ઉદાર વિચારની છે. છોકરીઓને નિશાળમાં મુગલ બાદશાહની વંશાવળી મોઢે કરાવવામાં આવે છે પણ રામાયણમાં સતી સીતાનો ઇતિહાસ છોકરીઓ જાણુતી નથી તેથી તેઓ ઘણા દલગીર થાય છે. જે શિક્ષણની આવસ્યકતા નથી એવું શીક્ષણ શાળામાં છોકરીઓને આપવામાં આવે છે તેથી હાલ સમાજને, અને કુટમ્બને, હાલના સ્ત્રી વર્ગથી કાંઇ પણ ફાયદો થતો નથી, એ ખામી દુર કરવા માટે પણ મનોરમા કાંઇ પ્રેયત્ન કરનાર છે. મનોરમાને આવા ઉદાન્ત જ્ઞાનની પ્રાપ્તી રામાયણ, ભારત, વિગેરે રાષ્ટ્રીય ગ્રંથો વાંચવાંથી થઇ છે એ સાંભળી એ ગ્રંથો નહિ વાંચવા માટે મને દલગીરી થવા લાગી હતી. પણ જયારથી આ ગ્રંથો વાંચવાનું શરૂ કર્યું છે ત્યારથી મારા મનને ઘણું સમાધાન થયું છે."

"સ્ત્રીઓને જે શિક્ષણ મળવું જોઇએ તે મળતું નથી એ ખરેખર મોટી ખામી છે. સંસારમાં પડની મુશ્કેલી કેમ દુર કરવી તે આપણે સમજી શકતા નથી પણ ઇંગ્લાંડનો ઇતિહાસ મોઢે બોલી જઇએ છીએ અને તેથીજ ડગલે ડગલે આપણને સુખને બદલે દુઃખ મળે છે. ઇશ્વર, મનોરમાના પ્રયત્નને યશ આપો."

આ પ્રમાણે બન્ને વચ્ચે વાત ચાલતી હતી. એટલામાં રમાલક્ષ્મી ત્યાં આવી પહોંચી અને વેણીએ કૃતજ્ઞતા બતાવી કહ્યું–"બા, મારે ખાતર રમાલક્ષ્મી બહેને ઘણી મહેનત કરી છે. હું તેમનો પાડ કેવી રીતે વાળી શકીશ?"

રમાલક્ષ્મી બોલી–"ભાભી, મેં એમાં શું માટું કર્યું છે? મારી ફરજ મેં બજાવી છે, તેમાં વળી મારા કૃષ્ણરાવનું હિત હોવાથી અમે તો અમારો સ્વાર્થ સાધ્યો છે. એમાં મને મોટાઇ આપવાની કાંઇ જરૂર નથી."

ઇંદીરા બોલી–"જાગીરદારે અમારા ઉપર આટલો જુલમ કર્યો પણ તેનું પરિણામ કાંઇ ખરાબ આવ્યું નહિ. તારી અને મનોરમા વચ્ચે ઓળખાણ પડી તેનું કારણ પણ જાગીરદાર છે. આપણે તેના પણ તે બાબદમાં આભારી છીએ.

એટલે વેણી બોલી–"બા, હવે ગણપતરાવનું શું થશે?"

"તેને સાત વરસના કેદખાનાની સજા કરવામાં આવી છે. તેના બાપે અપીલ કરી છે. હવે અપીલમાં શું થશે તે જણાશે."

"બા, કેદીઓ સાથે તુરંગમાં કેવી રીતે વર્તતા હશે?"

"વેણી, તુરંગ આ લોકનું નર્ક છે. ત્યાં કેદીઓ સાથે ઘણી સખ્તાઇથી કામ લેવામાં આવે છે. પથ્થર ફોડાવે છે, દળાવે છે, અને ઘાણીએ બળદની જેમ જોડી તેલ કઢાવે છે. જાડું અન્ન ખાવા આપવામાંઆવે છે, જાડા કપડા પહેરાવવામાં આવે છે, અને અનેક રીતે તેઓ ઉપર સખ્તાઇ કરી તેઓ ભવિષ્યમાં સુધરે તે માટે સખ્તાઇ કરવામાં આવે છે."

"બા, તે શ્રીમંતનો છોકરો છે અને આવા દુ:ખ કેમ

સહન કરી શકશે ? આપણે જો તેને માફ કરીએ તો નહિ ચાલે ?

"વેણી, તેણે કેવા ભયંકર અપરાધ કર્યા છે તેની તને કલ્પના નથી. જેવું કર્મ કરવું તેવું ફળ ભોગવવું. આ દુનિયાનો તે ન્યાય છે."

"મારાથી ક્ષમા આપી શકાતી હોય તો હું તેના સઘળા અપરાધોની ક્ષમા આપવા તૈયાર છું."

"પણ તેથી તેની સજામાં ઘટાડો થઇ શકે તેમ નથી."

"બા, ગોવીંદરાવના મકાનને આગ લાગી હતી તેનું શું થયું."

રમાલક્ષ્મી વચ્ચે બોલી "ભાભી, ગોવીંદરાવનું મકાન એમ શું કામ કહો છો ? તમારૂં પોતાનું મકાન કહોને. જાગીરદારે પચ્ચીસ હજાર રૂપીયા નુકશાનીના આપવા કબુલ કર્યાથી તેની સામેની ફરીયાદ ખેંચી લેવામાં આવી છે."

વેણી બોલી—"રમા બહેન, આ કામમાં કેશવરાવે પણ પણ ઘણો શ્રમ લીધો છે. અમે તેના જન્મો જન્મ આભારી થયા છૈએ. કમુ પછી તમને છોકરો આવે તો અમે ઘણા ખુશી થઇશું.

"વેણી તારે લીધે મારા પીતૃવંશની વૃદ્ધી થશે તેથી હું પણ ખુશી થઇશ."

ઇંદીરા બાઇએ વેણીની પીઠ ઉપર હાથ મુકી તેને કહયું "વેણી, તારા કરતા ઉમ્મરમાં આ રમાલક્ષ્મી મોટી છે તેથી તેમની સાથે તેમનું માન સાચવી વર્તજે. ગોવીંદરાવના કુટુમ્બમાં એક છોકરીની જેમ તું ઉછરી છે તેથી એક વહુ તરીકે વર્તતા તને મુસ્કેલી પડશે. કૃષ્ણરાવ સાથે પહેલા તું રમતી હતી પણ હવે તે મારા પતિ થયા છે તે ધ્યાનમાં રાખ. સાસરામાં કેવી રીતે વર્તવું જોઇયે એ મારે તને શીખવવું પડે તેમ નથી; પણ મને કહયા વગર ચાલતું નથી. પતિ એજ સ્ત્રીનું મુખ્ય ભુષણ છે; પતિ એજ સ્ત્રીનો દેવ છે; પતિની હમેશા સેવા કવી જોઇએ. આપણી ભુલથી પતિ અસંતુષ્ટ થાય એવું કદી આચરણ કરવું નહિ. પતિ અને પત્ની જયાં આનંદમાં રહેતા હોય ત્યાં હંમેશા સુખ રહે છે. શાંતી પણ તેજ કુટમ્બમાં દ્રષ્ટી પડે છે. સંસારના ગાડાના પતિ અને પત્ની એ બે ચાક છે. આ બન્ને ચાક સ્વભાવે જ્ઞાને, સમજણે અને વિચારે સરખા હોય તો સંસારનું ગાડું સરસ રીતે ચાલે છે. તારા નશીબે તને રૂપે, ગુણે અને જ્ઞાને તને જોઇએ તેવો પતિ મળી રહયો છે. તારા સસરા તને પોતાની પેટની છોકરી બરોબર ગણે તેવા છે. તારી સાસુ તારા ઉપર મારા કરતાં પણ અધિક પ્રેમ રાખે તેવી છે. સારા મનુષ્યનો સહેવાસ એજ સ્વર્ગના સુખ બરાબર છે. આ સુખ તને હંમેશા મળો એવી ઇશ્વર પાસે મારી માંગણી છે. તું તારા ગુણથી બધાની માનીતી થઇ પડે, તારા આચરણથી સઘળા જને ચાહે અને પતિની સેવાથી તું પાવન થાય એ હું જોઉં એટલે મારા

જીવ્યાનું સાર્થક થયું.

"વેણીએ નમ્રપણે કહયું–'બા તારો આ ઉપદેશ હું કદી ભુલીશ નહિ."

---

## પ્રકરણ ૨૨ મું.

---

### પશુ.

---

યમુના પોતાની ખોલીમાં પોતાના પતિ વીષે કાળજી કરતી બેઠી હતી. તેનું હૃદય ચિંતાથી ગ્રસ્ત થયું હતું. "પતિ" એ એકજ વિષય તેના મનમાં રમી રહયો હતો. પતિ તરફથી આજ સુધીમાં કદી તેને સુખ લેશ માત્ર અનુભવ્યું નહોતું અને ભવિષ્યમાં અનુભવવાની વકકી નહોતી તે છતાં પતિનું શું થ શે તેના વિચારમાં તેનું ચિત્ત રોકાયલુ હતું. પતિ તરફથી તેને વારંવાર અત્યંત ત્રાસ થતો હતો, પણ તે છતાં તેને પતિના દર્શનથી આનંદ થતો હતો અને પતિની સેવા કરવાની મળે તો પોતાને સુખ મળ્યું એમ તે માનતી હતી, પણ હવે તો તેની તે આશા પણ નષ્ટ થઇ હતી. પોતાનો જન્મ અત્યાર સુધીમાં જેવા સંકટમાં ગયો તેવાજ સંકટમાં ભવિષ્યમાં જશે એવી તેની ખાત્રી થઇ હતી; તો પણ સ્ત્રીનું કર્તવ્ય માનીને તે રાત

દિવસ ઇશ્વર પાસે પતિની મંગળકામના માટે પ્રાર્થના કરતી હતી. તે એક સરખી ફીકરમાં ડુબેલી હતી. પહેલાં તે ઘણી દેખાવડી હતી પણ ઘરમાં બનતા બનાવોથી આજે તેના મોંઢા ઉપર ફીકાશ આવી જવાથી કૃષ અને સૌંદર્ય હીન થઇ ગઇ હતી. ખાવા પીવા ઉપરથી મન ઉઠાડી નાખ્યું હતું અને રાત્રે બરાબર ઉંઘતી પણ નહોતી.

બીજા હાથ ઉપર તેની સાસુ રાધાબાઇ તો આગળ માફક જેવી હતી તેવી હતી. આવો મોટો દુઃખનો ડુંગર તુટી પડયા છતાં તેના વર્તન તથા સ્વભાવમાં બીલકુલ ફરક પડયો નહોતો. પહેલાં કરતાં યમુનાનો તે બેવડો છળ કરતી હતી. તેની એવી પકકી ખાત્રી થઇ હતી કે આ સઘળો પ્રતાપ યમુનાના ખરાબ પગલાંનો છે. તે જો મરણ પામે તો તેની સ્થિતિ આગળ માફક પાછી સુધરે. જોશી ભુવા દરેકને તે વખતો વખત પોતાની દશા માટે તે પુછતી હતી. તે લોકો તેના મનની સ્થિતિ જોઇ કહેતા હતા કે, "તારી વહુ ઘણા ખરાબ પગલાની છે. તેના જન્મ વખતે ઘણા ખરાબ ગ્રહ પડેલાં છે. તે જેના ઘરમાં હોય તેનું સત્યનાશ થાય તેવા છે." આ ઠગારા લોકોના બોલવા ઉપર વિશ્વાસ રાખી તેની દૃઢ સમજુતી થઇ હતી કે યમુના મરણ પામ્યા શિવાય તેના ઘરમાં પાછું સુખ પ્રાપ્ત થશે નહિ.

શુભ શુકન અને અપશુકન, ખરાબ પગલાના માણસ અને સારા પગલાના માણસ, અમુક દિવસ સારા અને અમુક દિવસ ખરાબ એવા વહેમોને લીધે હિંદુ સમાજમાં ક્ષણે ક્ષણે કેટલું

નુકશાન થાય છે તેની કલ્પના થઇ શકે તેમ નથી. આવી અજ્ઞાનતાને લીધે મોટા મોટા કામો માથે ઉઠાવી શકાતા નથી અને યમુના જેવી નિરપરાધી સ્ત્રી લોકોના છળનો ભોગ થઇ પડે છે. રાધા બાઇની વિલક્ષણ ટોચણીને લીધે, પોતે ખરાબ પગલાની છે કે કેમ એવી યમુનાને પણ શંકા થવા લાગી હતી. તે પોતે વારંવાર બોલતી હતી કે "મારે લીધે જો આટલું નુકશાન થયું હોય તો હું મરી જાઉં તેજ ઉત્તમ છે." પણ યમુનાના આ વિચાર તેદન મિથ્યા હતા. તેને અભણ ગણનારા મુર્ખ હતા, તેને ખરાબ પગલાની કહેનાર નીચ હતા અને તેની નિંદા કરનારા ખાત્રીપુર્વક રાક્ષસ અથવા પશુ હતા.

યમુના જેવી વહુ, યમુના જેવી સાધ્વી સ્ત્રિ અમે આપણા હિંદુ સમાજનું મોટું ભુપણ સમજીએ છીએ. પતિ માટે પોતાનું સર્વસ્વ સમજનારી યમુના જેવી સ્ત્રી માટે અમને અભિમાન ઉપજે છે. યમુનાની સ્તુતી ગમે તેટલી કરીએ તોપણ થોડી છે કેમકે તેનું હૃદય અતી ઉદાર, તેના વિચાર અત્યંત ઉદાત્ત, પ્રીતિ, સ્નેહ, પ્રણેય, મમતા વીગેરે મનોવિકાર અતી પવિત્ર, સ્વભાવ ઘણો સમતાળુ અને આખું સ્વરૂપ અને વર્ણ ખાસ મનોહર, સંસાર સકટ વેહેવામાં સર્વથા યોગ્ય- તેમજ કાર્યદક્ષ, સુશીલ, શાંત અને ચતુર હતી પરંતુ ગણપતરાવ જેવો પશુવત્ પતિ બીચારીને મળવાથી તેના સઘળા ગુણો ઉપર પાણી ફરી વળ્યું હતું. આ પવિત્ર હીંદુ રમણીનો—માત્ર ગણપતરાવને લીધે—તેના કુટુંમ્બને, હીંદુ સમાજે, તેમજ આપણા રાષ્ટને કાંઇપણ લાભ

થઇ શકયો નહિ. પતિના એકાદ મીઠ્ઠા શબ્દથી પોતાની જાતને તેણે ધન્ય માની હોત, પણ તે ચાંડાળ તેની સાથે કદી એક સારો શબ્દ વટીક બોલ્યો નહોતો. તે કુલાંગાર યમુનાની બીલકુલ કાળજી રાખતો નહોતો, એટલુંજ નહિ પણ તે બીચારીને હમેશા સતાવતો હતો. તેટલું છતાં પણ યમુના પતિનું મંગળ થાય એવું હમેશા ચિંતન કરતી હતી. પતિને સુખી જોઇને તેને સારૂ લાગતું હતું. પતિને આનંદમાં જોઇ તેને આનંદ થતો હતો.

ગણપતરાવ યમુનાનો ગમે તેટલો છળ કરતો હતો તો પણ તે પતિને દેવ પ્રમાણે સમજી, તેની મુર્તિ નિરંતર હૃદયમાં રાખી, તેને પુજય સમજી તેની ભકતીભાવથી સેવા કરતી હતી. બિચારી રાત્ર દિવસ પતિ પતિ એમ માળા જપતી હતી. લોકો ગણપતરાવની નિંદા કરે તેથી તેની આંત રડી કળકળતી હતી. તે તુરંગમાં ગયો ત્યારથી તેના હૃદયમાં ઝેર રેડાયું હોય તેવી વેદના થતી હતી. યમુના, તારી કેવી ઉત્તમ પતિ ભકતી ! તારૂં કેટલું ઉદાર અંતઃકરણ ! તારા તેજથી રત્નો પણ ઝાંખા પડે ! અહિલ્યા, તારા, સીતા, મંદોદરી એવી મહાન સ્ત્રીઓના જેવી તારી યોગ્યતા ! પણ હાલની અમારી હીંદુ સમાજ રચનાને લીધે હીંદુ સમાજને જરા પણ ફાયદો થયો નહિ. આ ભયંકર નુકસાનીનું કારણ સમાજના સમાજ કેટકો છે. આપણા સમાજને તેનાથી કાંઇ પણ ફાયદો થયો નહિ તે છતાં અમે તેને આપણા સમાજની ભુપણ રૂપ સમજીએ છીએ.

યુમુનાનું દુઃખ ઓછું કરવાને તેના બાપે પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને યશ મળ્યો નહિ. યમુનાનો નાનો ભાઇ વામન હવે સમજણો થયો હતો. બાપ ગરીબ છતાં પોતાના પ્રયત્નથી બી. એ. થયો હતો પણ પોતાનો આગળ અભ્યાસ ચાલુ રાખ્યો હતો. તેને યુમુના ઉપર ગુજરતા સંકટની ખબર મળતા તે તેની પાસે આવ્યો હતો.

યમુના ભાઇએ કહ્યું–"યમુ, પિતાજીએ તને આપણે ઘેર આવવાને કેટલીક વખત સમજાવી પણ તેં તેમના કહેવાને માન આપ્યું નથી પણ હવે આ ઘરમાં રહેવું તને શોભે તેમ નથી."

"વામન, અમો સ્ત્રીઓને શોભા અને ગૈરશોભા તરફ લક્ષ આપવું કેમ પાલવે ? મારે મારૂં કર્તવ્ય કરવું જોઇએ અને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ."

"આટલા દિવસ તારૂં કહેવું બરાબર હતું પણ જે પતિપર તારી ભક્તિ હતી તે સાત વરસ કેદમાં ગયાથી હવે તું અહિંયા રહી શું કરશે ? તારી કલાંઠ સાસુ તારો હંમેશા છળ કરશે, આવા દુઃખમાં પડી રહેવામાં ફાયદો શું ! તું આપણે ઘેર ચાલ. હું જાગીરદાર ઉપર અન્ન વસ્ત્રનો દાવો કરી તારી સઘળી વ્યવસ્થા કરી આપીશ."

"વામન, તું એ ગાંડા સરખું શું બોલે છે ? અમારો સ્ત્રીઓનો ધર્મ ઘણો કઠણ છે. મને અહિંયા ગમે તેટલું દુઃખ હોય, તોપણ આજ ઘરમાં મારે મારી જીંદગી પુરી કરવી જોઇએ. હું આ દુઃખ મટાડવાને તારે ઘેર આવી રહું

તો તેથી મને કાંઇ સુખ મળે નહિ. ઉલટું લોક મારી નિંદા કરશે. પતિની સેવા કરવાનું મારા નશીબમાં નથી તો ભલે પણ આ ઘરમાં રહી તેમની મંગળ કામના માટે હું ચિંતવન કરી શકીશ. વળી સાસુ સસરાની થોડી સેવા કરીશ જેથી મારા મનને થોડું સમાધાન મળશે.

"બહેન, તું ઉદાત્ત વિચારથી પ્રેરાઇ જે બોલે છે તે બરાબર છે પણ પતિ, સાસુ, સસરા એ ત્રણે તારી વિરૂદ્ધ છે તો અહિંયા રહેવામાં શું ફાયદો ?

"તારે ઘેર આવી રહેવા કરતાં પુષ્કળ ફાયદો છે. એક તરફ પતિ તુરંગમાં દુઃખમાં દિવસો કાઢે છે અને થોડું કષ્ટ ચુકાવવાને માટે પવિત્ર મંદિર જેવા ગણાતા શ્વશુરાલયને છોડવાને હું કદી કબુલ થઇશ નહિ. મારા સાસુ સસરા મારી ગમે તેટલા વિરૂદ્ધ હોય તોપણ મને તે દેવ પ્રમાણે પુજ્ય છે. તેની સેવા ચાકરી કરવી તેજ પુત્ર વધુનું કર્તવ્ય છે. આ કર્તવ્ય કરવાનો ઉપદેશ કરવાનો છોડી દઇ તું મને કર્તવ્ય ભ્રષ્ટ થવાને જે બોધ આપે છે તે મારા ભાઇના મોઢાંમાં તો શોભતો નથી,"

"બહેન, જેવી તારી ઇચ્છા. મારા ટુંક બુદ્ધિના વિચારથી તને ગુસ્સો ઉપજયો હોય તો ક્ષમા કરજે."

ભાઇ બહેન વચ્ચે ઉપર પ્રમાણે વાતચીત ચાલે તેટલામાં એક ચાકરડીએ આવી ખબર આપી કે "નીચે ગણપતરાવ

આવ્યા છે." આ ખબર સાંભળી વામન પોતાની બહેનની રજા લઈ જવા નિકળ્યો. પતિ જામીન ઉપર છુટીને આવ્યાનું સાંભળી યમુનાને ભારે આનંદ થયો એ સ્વભાવીક હતું. ચાર આઠ દિવસ પતીનું દર્શન થશે એ વિચારથી તેના મનનું સમાધાન થયું. તેની આંખમાં પાણી ભરાઈ આવ્યા. પતિના ક્યારે દર્શન થાય એવું તેના મનમાં થઈ રહ્યું હતું. તે દાદરેથી હેઠળ જવા જતી હતી તેટલામાં જોયું તો નીચે ઓરડામાં સાસુ તથા પતિ કાંઈ વાત કરે છે એટલે તે દાદરમાં ઉભી રહી. ગણપતરાવ ઘરમાં આવ્યો- કે તરતજ રાધાબાઈએ તેને મળી નીચે પ્રમાણે બોધ આપવો શરૂ કર્યો હતો.

"બેટા, આ આઠ દિવસમાં તારા કેવા હાલ, તારી આવી સ્થિતી કરનાર મુખ્ય કારણ તારી વહુ છે. તે અવદશા ઘરમાં આવી ત્યારથીજ ઘરનો નાશ થવો શરૂ થયો છે."

ગણપતરાવના ડોળા લાલ થયા હતા. ગામમાં આવતા પહેલું કામ તેણે દારૂવાળાની દુકાને થઈ પોતાની કેટલાક દિવસની તરશ છીપાવી હતી. પોતાની માતાએ પોતાની સ્રીનું નામ કાઢતાજ તેનો ગુસ્સો એકદમ તપી ગયો અને બોલ્યો–"તે ચંડાળે બાતમી ફોડયાથીજ આ સઘળું થયું."

રાધાબાઈ બોલી–'તે અને તેની બ્હેનપણી ગંગાએજ સઘળો નાશ કર્યો. નહિ તો આજે મારા ભાઈના બેને બદલે ચાર હાથ થયા હોત. પણ યમુનાના કહે-વાથી ગંગાએ કૃષ્ણરાવને ખબર આપી હતી. કૃષ્ણ-

તો તેથી મને કાંઇ સુખ મળે નહિ. ઉલટું લોક મારી નિંદા કરશે. પતિની સેવા કરવાનું મારા નશીબમાં નથી તો ભલે પણ આ ઘરમાં રહી તેમની મંગળ કામના માટે હું ચિંત્વન કરી શકીશ. વળી સાસુ સસરાની થોડી સેવા કરીશ જેથી મારા મનને થોડું સમાધાન મળશે.

"બહેન, તું ઉદાત્ત વિચારથી પ્રેરાઇ જે બોલે છે તે બરાબર છે પણ પતિ, સાસુ, સસરા એ ત્રણે તારી વિરૂદ્ધ છે તો અહિંયા રહેવામાં શું ફાયદો ?

" તારે ઘેર આવી રહેવા કરતાં પુષ્કળ ફાયદો છે. એક તરફ પતિ તુરંગમાં દુઃખમાં દિવસો કાઢે છે અને થોડું કષ્ટ ચુકાવવાને માટે પવિત્ર મંદિર જેવા ગણાતા શ્વશુરાલયને છોડવાને હું કદી કબુલ થઇશ નહિ. મારા સાસુ સસરા મારી ગમે તેટલા વિરૂદ્ધ હોય તોપણ મને તે દેવ પ્રમાણે પુજય છે. તેની સેવા ચાકરી કરવી તેજ પુત્ર વધુનું કર્તવ્ય છે. આ કર્તવ્ય કરવાનો ઉપદેશ કરવાનો છોડી દઇ તું મને કર્તવ્ય ભ્રષ્ટ થવાને જે બોધ આપે છે તે મારા ભાઇના મોઢાંમાં તો શોભતો નથી,"

"બહેન, જેવી તારી ઇચ્છા. મારા ટુંક બુદ્ધિના વિચારથી તને ગુસ્સો ઉપજયો હોય તો ક્ષમા કરજે."

ભાઇ બહેન વચ્ચે ઉપર પ્રમાણે વાતચીત ચાલે તેટલામાં એક ચાકરડીએ આવી ખબર આપી કે. " નીચે ગણપતરાવ

આવ્યા છે." આ ખબર સાંભળી વામન પોતાની બહેનની રજા લઇ જવા નિકળ્યો. પતિ જામીન ઉપર છુટીને આવ્યાનું સાંભળી યમુનાને ભારે આનંદ થયો એ સ્વભાવીક હતું. ચાર આઠ દિવસ પતીનું દર્શન થશે એ વિચારથી તેના મનનું સમાધાન થયું. તેની આંખમાં પાણી ભરાઇ આવ્યા. પતિના ક્યારે દર્શન થાય એવું તેના મનમાં થઇ રહયું હતું. તે દાદરેથી હેઠળ જવા જતી હતી તેટલામાં જોયું તો નીચે ઓરડામાં સાસુ તથા પતિ કાંઇ વાત કરે છે એટલે તે દાદરમાં ઉભી રહી. ગણપતરાવ ધરમાં આવ્યો કે તરતજ રાધાબાઇએ તેને મળી નીચે પ્રમાણે બોધ આપવો શરૂ કર્યો હતો.

"બેટા, આ આઠ દિવસમાં તારા કેવા હાલ, તારી આવી સ્થિતી કરનાર મુખ્ય કારણ તારી વહુ છે. તે અવદશા ઘરમાં આવી ત્યારથીજ ઘરનો નાશ થવો શરૂ થયો છે."

ગણપતરાવના ડોળા લાલ થયા હતા. ગામમાં આવતા પહેલું કામ તેણે દારૂવાળાની દુકાને થઇ પોતાની કેટલાક દિવસની તરશ છીપાવી હતી. પોતાની માતાએ પોતાની સ્ત્રીનું નામ કાઢતાજ તેનો ગુસ્સો એકદમ તપી ગયો અને બોલ્યો—"તે ચંડાળે બાતમી ફોડયાથીજ આ સઘળું થયું."

રાધાબાઇ બોલી—'તે અને તેની બ્હેનપણી ગંગાએજ સઘળો નાશ કર્યો. નહિ તો આજે મારા ભાઇના બેને બદલે ચાર હાથ થયા હોત. પણ યમુનાના કહેવાથી ગંગાએ કૃષ્ણરાવને ખબર આપી હતી. કૃષ્ણ-

રાવને જે દિવસે સમુદ્રમાં ધકેલી દેવાનું નકકી થયું હતું તે દિવસે ગંગાએ તેને ખબર આપી હતી. આગ બાબદ ફરી યાદ થઇ હતી તે માંડી આવવાની તેણીએ સલાહ આપી. મેં તે-ના કહી તે છતાં તારા બાપ ગોવીંદરાવને પચ્ચિસ હજાર રૂપીયા આપી આવ્યા અને વળી તેના કલાવાલા કર્યા તે જુદા.”

આ હકીકત સાંભળતાં ગણપતરાવના શરીરમાં બળતરા બળવા લાગી અને એકદમ હોઠ દબાવી તે બોલ્યો–“ બુઢ્ઢાની હવે અકકલજ ખસી ગઇ છે. એકદમ પચ્ચીસ હજાર રૂપીયા ઘરમાંથી આપી દીધા તે શું કહેવાય! ગોવીંદરાવે ફરીયાદ કરી હોત તો બીજા ચાર વરસ વધુ શિક્ષા થતે. પણ પેલી અવ-દશાની હવે ખબર લેવી જોઇએ. અમારા ઘરમાં માણસ સાર્યો હોય તો તે કોઇને ખબર પડે નહિ પણ ઘર ફુટે ઘર જાય તેમ એણેજ બધે ખબર આપી. આટલું પ્રાક્રમ પાણીમાં ગયું અને ઉલટો અમને અપયશ મળ્યો. તે અવદશાએજ મામાના લગ્નમાં ફાંસ મારી. તે લગ્ન થઇ ગયા હોત તો ગોવીંદરાવ અને ઇંદીરા બાઇની મીલકત પણ છેવટે આજ ઘરમાં આવતે.”

રાધાબાઇ બોલી–“આટલા દિવસે તું ઘેર આવ્યો છે તે છતાં તે માળ ઉપરથી હેઠી ઉતરતી નથી.”

ગણપતરાવ હાથમાં જાડો સોટો લઇને બોલ્યો–“ક્યાં છે તે અવદશા, હું તેની બરાબર ખબર લઉં છું.”

આ પ્રમાણે બોલી તે દાદરો ચઢવા જતો હતો એટલા યમુ-નાને તેણે દાદરામાં જોઇ. તેને જોતાજ તેનો હાથ ઝાલી નીચે

ખેંચી અને તેની પીઠ ઉપર એક સોટો ખેંચી કાઢયો, અને બોલ્યો– "કુલટા તને ઘરનો ભેદ ફોડવાની ટેવ પડી છે."

આશાતુર અને પતિનાં દર્શન માટે ઉત્સુક થયેલી યમુના પતિનો કોપાનળ સળગાવવાને કારણભુત થઇ. તે ચંડાળે એક સોટો જે ખેંચી કાઢયો તેના ફટકાથી તે અધમુઇ થઇ ગઇ હતી, તોપણ તેનું સઘળું લક્ષ પતિના પગની ધુળ વંદન કરવાને મળી તે તરફ હોવાથી તે પતિના ચરણપર મસ્તક મુકી સર્વ દુઃખ વીસરી ગઇ, પણ તે ચંડાળે તેને લાત મારી દુર હાંકી કાઢી તોપણ તે પતિ નજદીક આવી બોલી–" જો મારો અપરાધ હોય તો મને ક્ષમા કરો અથવા શિક્ષા કરો, પણ આપ થાકીને આવ્યા છો તો જરા વિશ્રાંતી લો. જરા ખાઓ, કરો પછી મને ગમે તે શિક્ષા કરો."

પોતાના લાળચોળ ડોળા ફેરવી ગણપતરાવ બોલ્યો– "ચંડાળણી, તને કાયમની વિશ્રાંતી આપ્યા શિવાય હું વિશ્રાંતી લેનાર નથી. તારા સઘળા અપરાધની એકદમ ક્ષમા કરૂં છું."

આ પ્રમાણે બોલી ગણપતરાવે હાથમાંનો સોટો એક જાનવર ઉપર લગાવે તેમ લગાવા માંડયો. તે દીન બીચારી ગાય રડવા લાગી. સખ્ત મારથી કેટલેક વખ્તે તે મુર્છીત થઇ, જમીન ઉપર નિચેષ્ટ થઇ પડી. તે જમીન ઉપર પડી એટલે તે કુલાંગાર તેને લાતો મારવા લાગ્યો. તે બિચારી તરૂણી અધમુઇ થઇ ગઇ.

તેના ડોળા સફેદ થઇ ગયા, તેનો શ્વાસોશ્વાસ ઝપાટાથી ચાલવા લાગ્યો, અને દાંત ખીલી પડી ગઇ. હાય, હાય, યમુના ! આ તારી કેવી અવસ્થા ! આ નરપશુ રાક્ષસ તારા ઉપર આટલો જુલમ કરે છે તોપણ તેને કોઇ છોડવવા પણ આવ્યું નહિ. તેની કરૂણા કોઇને પણ આવી નહી. અનાથનો બેલી ઇશ્વર કહેવાય છે તેના તરફથી પણ આ વખતે કોઇ જણાયુ નહિ. રાધાબાઇ નજદીકમાં ઉભી હતી તેને તો દયા આવવાને બદલે તે ખુશી થતી જણાતી હતી. યમુના જેમ જેમ કાંસતી હતી તેમ તેમ તેને ગીલ ગીલીયા છુટતા હતા. ગણપતરાવને તો એમજ લાગતું હતું કે આજે તેણે મોટું પરાક્રમ કર્યું. યમુનાના શરીરમાંથી પ્રાણ કયારે નિકળી જાય તેની બન્ને જણા ઉત્સુકતાથી રાહ જોતા હતા.

ગણપતરાવે ઘરમાં આવી તોફાન કરવું શરૂ કર્યું એટલે ચાકરડી જાગીરદારને શોધવા ગઇ. તે પોતાના મિત્રોને ત્યાં બેઠો હતો ત્યાં જઇ ચાકરડીએ ગણપતરાવે મચાવેલા તોફાનની હકીકત કહી સંભળાવી. જાગીરદાર અને તેના મિત્રો એકદમ દોડતા ઘેર આવ્યા. જુવે છે તો યમુના નિચ્ચેષ્ટ પડેલી હતી અને મા દીકરા તેની પાસે સ્વસ્થ ઉભા હતા. બે ચાર જણા સમજાવીને ગણપતરાવને બહાર લઇ ગયા. કોઇ વૈદને બોલાવી લાવ્યો અને યમુનાને ઔષધ ઉપચાર શરૂ કરવામાં આવ્યા. આ સઘળો બનાવ જોઇ જાગીરદારની છાતી બેસી ગઇ. તે પોતાના કપાળ ઉપર હાથ મારી બોલ્યો—"યમુના આ તારી કેવી સ્થિતિ ! તારા જેવી સાધ્વીના છળથી અમારા

ઉપર આટલું દુઃખ પડયું છે અને હજુ આ નાપાકના ડોળા ઉઘ ડતા નથી; તેથી જણાય છે કે અમારૂં દુર્દૈવ હજુ પુરૂં થયું નથી.''

યમુના ભાઇ વામનના કાન ઉપર આ સઘળી હકીકત ગઇ. તે એકદમ ગુસ્સે થઇ યમુનાની ખબર લેવા આવ્યો. તે પોતાની સાથે પોલીસને લઇ આવ્યો હતો. યમુનાની આવી સ્થિતિ જોઇ પોલીસે ગણપતરાવ ઉપર ખીજી ફર્યાદ માંડી.

યમુનાની શોકજનક કથાનું કયાં સુધી વર્ણન કરવું? ગણપતરાવ અને યમુના વચ્ચે દામ્પત્ય પ્રેમ એ એક નવાઇજ હતી. વિધાતાએ જગતમાં કેટલા પ્રકારની નવાઇઓ ઉત્પન્ન કરી છે તેની કોને ખબર છે?

---

## પ્રકરણ ૨૩ મું.

---

### રૂઢી.

---

વેણી અને કૃષ્ણરાવના લગ્ન થયા પછી ચાર દિવસે, મનોરમા અને સચ્ચિદાનંદના પુનર્લગ્ન કરવામાં આવ્યા. એ બન્નેએ પુનર્લગ્ન કરવામાં જે માનસીક ધૈર્ય બતાવ્યું તે માટે

તેને મુબારકબાદી આપવાને માધવદાસ રૂઘનાથદાસના હોલમાં એક મેળાવડો તેમના મિત્રો તરફથી કરવામાં આવ્યો હતો.

મેળાવડાની જો કે આમંત્રણ પત્રીકા કાઢવામાં આવી હતી પણ વર્તમાનપત્ર મારફતે ખબર આપવામાં આવી હતી કે સુધારાના હીતેચ્છુને આ સભામાં હાજર થવાને આમંત્રણ કરવામાં આવ્યા હતા જેથી પુનર્વિવાહ હોલ નાનો હતો તે છતાં સંખ્યાબંધ ગ્રહસ્થોએ હાજરી આપી હતી. સ્ત્રીઓએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. નિયમીત વખતે સચ્ચિદાનંદ અને મનોરમા આવી તેઓને માટે ખાસ રાખેલી જગ્યાએ તાળીઓના અવાજ વચ્ચે બેઠક લીધી. તે પછી કેશવરાવે ઉભા થઇ જણાવ્યું–"સભ્ય ગ્રહસ્થો, આજનો દિવસ ઘણા આનંદનો ચિરસ્મરીણીય છે. આવા ખુશાલી ભર્યા પ્રસંગ આ હોલમાં ઘણી વખત ઉજવવામાં આવ્યા છે પણ આજનો પ્રસંગ ખાસ મહત્વનો અને પુનર્લગ્નના ઇતીહાસમાં નોંધી લેવા લાયક છે. પુનર્લગ્ન કરનાર જોડાંની ટુંક હકીકત વર્તમાનપત્રમાં આવી ગઇ છે, અને તેથી આજનો પ્રસંગ કેટલો અગત્યનો છે તે જણાઇ આવે છે. પુનર્લગ્નના વિરોધીઓ હંમેશા એવી તકરાર કરે છે કે પુનર્વિવાહ કરવા તૈયાર થનાર લોક અશિક્ષીત, અસમજુ, અને વિષયી હોય છે. સ્ત્રીઓના સૌંદર્ય ઉપર મોહી પડી, સંસારી અથવા કામકાજની અડચણ દુર કરવા જેવા શુદ્ર ફાયદા માટે કેટલાક પુનર્વિવાહ કરવા તૈયાર થાય છે પણ વિરૂધ્ધ પક્ષનો આ આક્ષેપ કેટલો અસત્ય છે તે આ

પુનર્લગ્ન ઉપરથી સહેજ જણાઇ આવે છે. સચ્ચિદાનંદ જેવા સાધુ, સુશીલ, સંસારને તુચ્છ માનનાર, વેદાંત અને ધર્મ શાસ્ત્રના વિષયમાં પરિપુર્ણ, ખરી જુવાનીમાં કામ ક્રોધાદિક ષડરીપુને જેણે પોતાના દાસ બનાવ્યા છે, એવા મહાન મનુષ્ય પુનર્લગ્ન કરવા તૈયાર થયા તે ઉપરથી પુનર્લગ્નમાં પણ કાંઇ પવિત્રપણું છે એમ અમારા શત્રુ પક્ષને પણ કબુલ કરવું પડશે. આ લગ્ન ધનલોભ થી થયું એમ જો કહેવામાં આવે તો મનોરમા જન્મથી દરિદ્રી છે. સચ્ચિદાનંદે તો પોતાની સઘળી મીલકત રાષ્ટ્રીય વિદ્યાલયને સ્વાધીન કરેલી હોવાથી તે પણ હાલ નિષ્કાંચન સ્થિતીમાં છે તેથી આ લગ્ન દ્રવ્ય લોભથી થયું એમ તો કહી શકાય તેમ નથી. ખરા લગ્નમાં જે તત્વ લગ્ન કરવા માટે જણાવવામાં આવે છે તે ઉદાત્ત તત્વો ધ્યાનમાં લઇ આ લગ્ન કરવામાં આવ્યા છે. આ લગ્ન મનોવિકારના પ્રાબલ્યને લીધે થયું નથી પણ આપણા અધોગતી તરફ જતા રાષ્ટ્રને સુમાતાની અને સુસંતતીની પ્રાપ્તી થાય એટલા માટેજ આ લગ્ન થયું છે. તરૂણ, સુશીલ અને સુશિક્ષીત વિધુર અને વિધવાઓએ સન્યાસ ગ્રહણ કરી, એકલ ડોકલપણે સમાજ અને રાષ્ટ્રથી નિરાળા રહેવામાં તેઓને તેમજ રાષ્ટ્ર તેમજ સમાજને કાંઇ ફાયદો નથી. સારા સુવાસીક ફુલો ઝાડપરને ઝાડપર સુકાઇ જવાથી ઝાડને જેમ ફાયદો નથી તેમ તરૂણ વિધુર તથા વિધવાથી રાષ્ટ્રને કાંઇ ફાયદો થતો નથી. અમારા ટીકાકાર પુનર્લગ્ન એ ગાણ લગ્ન છે એમ પ્રતિપાદન કરે છે. પુનર્લગ્ન એ ગૌણ છે એમ

અમે પણ કબુલ કરીએ છીએ; પરંતુ જયાં સુધી બાળલગ્નની ભયંકર રૂઢી આપણા સમાજમાં છે ત્યાં સુધી પુનર્લગ્નની પધ્ધતી ગૌણ છે એમ કહી શકાય નહિ. જે સમાજમાં બાળ-લગ્નની રાક્ષસી ચાલ છે તે સમાજમાં તે રૂઢીના ખરાબ પરિણામનો નાશ કરવા માટે પુનર્લગ્નને સંમતી આપવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે. લગ્ન એટલે શું, પતિ એટલે શું? સંસાર એટલે શું એ જેને ખબર નથી એવી છોકરીઓના લગ્ન તેના અજ્ઞાનપણાનો લાભ લઇને કરવાં; એટલે રાક્ષસી વિવાહ પધ્ધતિ સ્વિકારવા સરખું થાય છે. આવી છોકરીનો જો પતિ મરણ પામે છે તો પોતા ઉપર શું પ્રસંગ ગુજર્યો છે તે પણ તે સમજતી નથી તે છતાં તે બાળીકાને લોકો વિધવા, વિધના, કહે એ ખરેખર શું અમાનુપ પણું નથી?

વૈધવ્ય દશાને પ્રાપ્ત થયેલી છોકરીઓએ પોતાના દિવસો આગળ કેવી રીતે ગુજારવા એનો વિચાર જો સરળ અંતઃ કરણે જુના વિચારના લોકો કરશે તો તેઓને પણ પોતાના અમાનુપપણાનો તિરસ્કાર આવ્યા વગર રહેશે નહિ. વાસ્તવીક જેઓને પુનર્લગ્નની રૂઢી પસંદ નથી તેઓએ બાળલગ્નની પૃથા બંધ કરવાને પ્રયત્ન કરવો જોઇએ પણ ખરી ગમ્મત તો એ છે કે એક તરફ બાળલગ્નની રૂઢી કાયમ રાખવી છે અને બીજી તરફ પુનર્લગ્નની સખ્તાઇ પણ કાયમ રાખવી છે. આ બેવડું અમાનુષપણું છે. મનોરમાના ચરિત્ર ઉપર આપ શાંતપણે વિચાર કરશો તો આપની ખાત્રી થશે કે તરૂણ વિધવાઓને

પોતાના સતિત્વનું સંરક્ષણ કરવાનું કામ અત્યંત મુશ્કેલ છે. સમાજમાં સઘળા પ્રકારના લોક વસે છે. તેમાં કેટલાક દુષ્ટ, ભયંકર દુરાચરણી હોય છે. તેવા લોકોથી વિધવાઓએ પોતાનું સંરક્ષણ કેવી રીતે કરવું? કેટલીક વિધવા સ્ત્રીઓ એવા ચમત્કારીક કૃત્યો કરે છે કે જેથી તેના સગા વાહલાને દુનિયામાં મોઢું બતાવવું ભારે પડી જાય છે. પાછળથી આ લોકોને એમ થાય છે કે તેના કરતા આ છોકરીએ પુનર્લગ્ન કર્યું હોત તો સારૂં. આવો પ્રશ્ચાતાપ કરવાનો ધણાઓને પ્રસંગ આવે છે. આવી રીતે લોકોમાં ફજેતી થાય તેના કરતાં પુનર્લગ્ન શું ઉત્તમ નથી કે? પોતાની છોકરીઓ વૈધવ્ય અવસ્થામાં કૃષ્ણ કૃત્ય કરે; તે પોતાની જાતને, કુળને અને એકંદર સમાજને બટ્ટો લગાડે તે શું કોઇને યોગ્ય લાગે છે કે? જેઓ ઉપર કમભાગ્યે આવા પ્રસંગ આવી પડે છે તેમાંથી જગતને મોઢું નહિ બતાવતા કેટલાકો આત્મહત્યા કરે છે. આ સઘળું શેનુ પરિણામ છે? આવા પ્રકારનો પ્રસંગ આવતા પહેલાં પુનર્લગ્નને સંમતી આપવી એજ શ્રેષ્ટ માર્ગ છે. અમારા વિરોધીઓની મુખ્ય દલીલ એટલીજ છે કે પુનર્લગ્નને શાસ્ત્ર સંમતિ નથી. કદાચ તેમ હશે પરંતુ શાસ્ત્ર સંમતિ એ વિષયનો વિચાર સમાન દ્રષ્ટીએ કરવો જોઇએ. હૃદયમા પવિત્ર સમતા રાખી જો શાસ્ત્રનો વિચાર કરવામાં આવે તો આ શાસ્ત્રો પણ આપણને અનુકુળ છે એમ દેખાયા વગર રહે નહિ. જે વખતે શાસ્ત્રો લખાયા તે વખતે દેશની જેવી સ્થિતી હતી તે સ્થિતીને અનુસરીને રૂષી મુનીઓ તે લખી ગયા હતા. આપણા શાસ્ત્રો જે વખતે લખાયા તે વખતે આપણા

ભાગ્યવાન દેશની એવી સ્થિતી હતી કે એક હજાર કુટુમ્બમાં એક પણ વિધવા મળવી મુશ્કેલ હતી. આવી સ્થિતીમાં પુનર્લગ્નનો પ્રશ્ન નિકળવો શક્ય નહોતો. પણ આજે જ્યારે ઘેરઘેર તરૂણ વિધવા દ્રષ્ટીએ પડે છે ત્યારે આ સંબંધી વિચાર કરવો નહિ જોઈએ કે? વિધવા સ્ત્રીઓ મનુષ્ય પ્રાણીથી વ્યતિરીક્ત છે એમ કાંઈ નથી. બીજા પ્રાણીની જેમ તેને પણ મનોવિકાર છે. તે મનોવિકારના તાબામાં નહિ સપડાતાં સન્યાસ દિક્ષા વીધવાઓએ પાળવી એમ કહેનારાને મનુષ્ય સ્વભાવની સમજ નથી એમજ કહેવું પડશે. સમતાની દ્રષ્ટીથી વિચાર કરીશું તો જે શાસ્ત્રથી આપણું કલ્યાણ થાય તે આપણું શાસ્ત્ર. શાસ્ત્ર, શાસ્ત્ર કરી આપણી સમાજ તથા રાષ્ટ્રને નુકશાન કરવું એ ડાહ્યા પુરૂષનું કામ નથી. જેના યોગથી આપણી ઉન્નતી થાય તે આપણું શાસ્ત્ર, જે શાસ્ત્રથી આપણને રાષ્ટ્રીયત્વ પ્રાપ્ત થાય તે આપણું શાસ્ત્ર દક્ષિણના મહાન ભગવત્ ભક્ત તુકારામે એક ઠેકાણે કહ્યું છે કે દુઃખમાં ડુબી ગયેલા હિંદવાશીઓને સંકટમાંથી મુક્ત કરે તેજ ખરો શાસ્ત્રવેત્તા અને તેના વચનો અમે શાસ્ત્ર પ્રમાણે માનીએ. આ ઉપરથી હું આગલા શાસ્ત્રોનો તિરસ્કાર કરૂં છું એમ કોઈએ સમજવું નહિ. આગલા શાસ્ત્રમાંથી ભાંગ્યા તુટયા શબ્દો લઈ આપણી ઉન્નતીની સાગે જેઓ થાય છે તેઓ ઉપર મારો કટાક્ષ છે. આ લોકો સમતા સહૃદયતા, અને મનુષ્યત્વ એ દ્રષ્ટીએ આ પ્રશ્નનો વિચાર કરશે તો આપણા સમાજ તથા રાષ્ટ્રને પુષ્કળ ફાયદો થશે.

સભ્ય ગ્રહસ્થો, આપ સમજુ છો તેથી લંબાણથી અત્રે બોલવાની જરૂર નથી. જેઓને મારા વિચારમાં ભુલ જણાય તે આ સ્થળે મારી ભુલ બતાવશે તો તેઓનો ઉપકારી થઇશ.”

કેશવરાવનું ભાપણ પુરૂ થતા કોઇ વિરૂધ્ધ બોલ્યું નહિ. તે પછી કેશવરાવે મનોરમા તથા સચ્ચિદાનંદના ગળામાં પુષ્પ હાર પહેરાવી તેમનો યોગ્ય સત્કાર કર્યો. બાદ મેળાવડો બરખાસ્ત થયો. પુનર્લગ્નના સ્વાલ ઉપર કેટલાક દિવસ સારી ચર્ચા ચાલી. કેટલાક જુના વિચારના પત્રોએ પોતાની હંમેશની રૂઢી મુજબ પુનર્લગ્ન કરનાર જોડાને ઉતારી પાડવા સાથે કેશવરાવ સામે પણ પ્રસંગને ન છાજતી કેટલીક ટીકકા કરી. પણ આવા પત્રોમાં આવતી ટીકકાઓ જેમ હંમેશા કચરાની ટોપલીને સ્વાધીન કરવામાં આવે છે તેમ સુધારકોએ તેની પરવા કરી નહિ. સુધારકોએ જયારે તેની પરવાર નહિ કરી ત્યારે પોતાની મેળે ભસ્તા કુતરાની જેમ તેઓ ચુપ થઇ ગયા.

---

## પ્રકરણ-૨૪ સું.

### મૃત્યુ.

---

હાય, હાય, નિરપરાધી, નિષ્પાપ, નિર્દોષ યમુનાની આ કેવી ભયંકર સ્થિતી થઇ હતી! નરપશુ ગણપતરાવે ભયંકર

રીતે મારેલી હોવાથી તેના આખા અંગમાં સખત વેદના થતી હતી. તેની વેદના અસહ્ય હતી. તેનો શ્વાસોશ્વાસ માહ કષ્ટે ચાલતો હતો. તેની દ્રષ્ટી ફરી ગઇ હતી. તેની નાડી મંદ ચાલતી હતી. આવી ભયંકર યંત્રણા ભોગવવાનો પ્રસંગ ફક્ત તેના પતિને લીધે તેના ઉપર આવ્યો હતો. જેના તરફથી સુખની આશા રાખવી તેણેજ તેને દુઃખમાં દાટી દીધી હતી. જેની પ્રીતીના સહવાસનો તેને ભરોસો હતો તેણે તેને ભયંકર યંત્રણાને સ્વાધીન કરી હતી અને જેને તે પતિ, પતિ કહી પોતાનું સર્વસ્વ સમજતી હતી તેજ તેની સાથે છેવટ સુધી શત્રુ પ્રમાણે વર્ત્યો હતો.

યમુનાના માંદગીના બીછાના આગળ બેસી બે વૈદ્યો કાંઇ ઉપચાર કરતા હતા. નજદીકમાં જાગીરદાર પોતે ભારે ચિંતામાં વ્યાકુળ થતો માથા ઉપર હાથ દઇ બેઠો હતો. ગણપતરાવ અને રાધાબાઇ શિવાય ઘરના ચાકર નોકરો પણ યમુના પાસે ચિંતામાં બેઠા હતા. જાગીરદાર યમુના તરફ જોઇ બોલ્યો—"હે ઇશ્વર! મારી યમુનાની તેં આ કેવી સ્થિતિ કરી! હે કરૂણાનિધે મારી લાજ રાખવાને તારા શિવાય કોઇ સમર્થ નથી. વૈદરાજ, તમે પણ નિરાશ થયા કે? શું હવે કાંઇ ઉપાય નથી!"

વૈદ્ય યમુનાની નાડી તપાસી અને તે તદન નિરાશ થઇ બોલ્યો— 'જાગીરદાર સાહેબ, તમે બધું સમજો છો અને ગાંડાની માફક આમ શું કરો છો? તેનો બચવાનો હવે બીલકુલ ભરોસો નથી. આ દુનીયામાં હવે તે થોડા વખતની પરોણી છે.'

યમુનાની આવી દુઃખમય સ્થિતિ જોઇ જાગીરદાર ખરેખર દિવાનો થઇ ગયો હતો. વૈદ્યના ઉપલા શબ્દોથી તે વધુ દલગીર થઇ બોલ્યો–"શું? મારી યમુના નહિ બચે? શું કાંઇ ઇલાજ નથી? મારા ઘરનું એ રત્ન છે."

યમુના પથારીમાં હાથ પગ પછાડતી હતી. તેને છેવટનો વાયુ થયો હતો. ફરી તેની નાડી જોઇ વૈદ્ય બોલ્યો–"છે, હવે બચવાનો કાંઇ ભરોસો નથી. કાંઇ પુન્ય કરાવવું હોય તે જલદી કરાવી લો."

સઘળા દલગીર થઇ રડવા લાગ્યા. જાગીરદાર પોતે પણ બચ્ચાની જેમ રડવા લાગ્યો. કોઇ કહે તેના મોઢામાં તુલશી પત્ર મુકો, કોઇ કહે ગંગાજળ રેડો. જાગીરદારને બચ્ચાંની જેમ રડતાં જોઇ એક શખસ બોલ્યો–"જાગીરદાર, આપણો હવે કાંઇ ઉપાય છે? એટલોજ ઇશ્વરનો પાડ માનો કે કપાળમાં કંકુ સાથે જાય છે એજ સારૂં છે."

જાગીરદારે પોતાના કપાળ ઉપર હાથ મારી કહ્યું–"કપાળ મારૂં! એમાં શું સારૂં! મારા જેવો બુઢ્ઢો પાછળ રહે અને મારી સોના જેવી વહુ જાય એ સારૂં કે? તમારી વહુ કેમ મરી ગઇ એમ કોઇ મને પુછે તો શું મોઢે હું જવાબ આપું? જીંદગી સુધી મારૂં મોઢું કાળું થયું. લોકો મારી ગમે તેવી નિંદા કરશે અને હવે મારાથી ઘરની બહાર મોઢું કઢાશે નહિ. મને ડગલે ડગલે સારી રીતે વર્તવાને કહેતી હતી પણ મેં વૈભવના મદમાં તેના બોલવાની દરકાર ન કરતાં

રાધાબાઇએ કર્કશ સ્વરે કહ્યું—"રાત્રી દિવસ દવાદારૂ કરતાં જરા પણ ઉંઘ આવી નહિ અને જરા પડખું વાળીને પડી હતી તેટલે આ વળી બોલાવી. તેમની તો તદન અકકલ ગઇ છે. છોકરા ઉપર આવું સંકટ આવી પડયું છે તેની કાળજી ન કરતાં વહુ પાછળ વૈદ્ય ડોકટર બોલાવી પૈસા પાણીની જેમ ખર્ચી રહયા છે. મારાથી એ કાંઇ સહન થતું નથી. તું તારે જા. હું કાંઇ આવતી નથી."

શિવ, શિવ, આ કેવી નિર્દયતા અને શત્રુતા!! સાસુ-પણાનું આથી વધુ ખરાબ ચિત્ર શું હોઇ શકે? બિચારી બોલાવવા ગઇ હતી તે સ્ત્રિ પાછી આવી પણ તેણે રાધબાઇનો જવાબ કોઇને કહી સંભળાવ્યો નહિ. યમુનાની બહેનપણી ગંગા ત્યાં બેઠી હતી. તેના તરફ ફરી યમુના ફરી બોલી—"તેમના દર્શન......"

તેનાથી વધુ બોલાઇ શકાયું નહિ તેણે એક મોટો નિઃસાસો નાંખ્યો. હાજર રહેલા સઘળાની આંખમાં આંસુ આવ્યાં. યમુના ફરી બોલી—"તેમનો કાંઇ દોષ નથી."

એક ક્ષણ પછી વળી મહા કષ્ટે બોલી—"ઇશ્વર, તેમનું કલ્યાણ કરો."

તેનો સાદ બેસી ગયો. તેનાથી વધુ બોલી શકાયું નહિ. તેના ડોળાં સ્થિર થયા. હાથ પગમાંથી ઉષ્ણતા જવા લાગી. મહા પરિશ્રમે તે બોલી—"સ્વામી......"

ખલાસ થયું. ધીમે ધીમે તેના ડોળા મીંચાઇ ગયા. પ્રાણવાયુ શરીરને છોડી ગયો. ગુલાબની કળી સુકાઇ ગઇ. ''સ્વામી, સ્વામી, પતિ, પતિ'' બોલતાંજ તે બીચારીએ પ્રાણ છોડયો. પાષાણ, પશુ, ચંડાળ કરતા પણ વધુ ચંડાળ, ગણપતરાવે આખો જન્મ તેને દુઃખી કરી પણ અંતકાળે પતિદર્શન શિવાય બીજી કાંઇ પણ ઇચ્છા રહી ન હોતી પરંતુ તે નરકુળ કલંક મુર્ખ શીરોમણીએ તે સાધ્વીને છેવટના દર્શન પણ આપ્યા નહિ. છેવટ પર્યંત કષ્ટ અને કલેશ એ શિવાય કોઇ પણ પ્રકારના સુખનો અનુભવ તેને મળ્યો નહિ. અંત કાળે પંચ પ્રાણ પીડાતો હતો તોપણ તેની ગણપતરાવની મંગળ કામના શિવાય બીજી કાંઇ કામના ન હોતી. કેવડી આ વિલક્ષણ પતિભકતી, આવું પતિભકતીનું ઉદાહરણ દુનિયામાં કશે પણ મળી શકશે નહિ. પશ્ચિમની લલનાઓ તો છાશવારે ને છાશવારે ન્યાયની કોરટમાં જઇ ધસ્ટક્રોટ મેળવે છે તો તે દેશમાં આવા ઉદાહરણ કયાંથી મળે? આર્યભુમીના ઇતિહાસ અને પુરાણમાં અનેક સતી સ્ત્રીઓના ચરીત્ર વાંચવામાં આવે છે તેમાં પણ યમુનાની પતિભકતીની બરોબરી ઘણા થોડા કરી શકે તેમ છે. પોતાને સુખ આપનાર પતિની પાછળ પ્રેમને લીધે સતી થવાથી ઇચ્છા થાય એમાં કાંઇ નવાઇ નથી પણ અહનીંસ અમાનુષપણે છળનારા પતિ માટે આટલો બધો પ્રેમ હોય એ અનુપમેય છે. પતિની અજ્ઞાનતા જોઇને તે કદી હસ્તી નહોતી. પતિની મુર્ખતા તરફ કદી તીરસ્કાર દર્શાવ્યો નહોતો. તે ગમે તેમ બોલતો હતો તે છતાં એક શબ્દ એવો બોલી નથી કે જેથી તેનું મન દુભે.

જાગીરદારના વાડામાં યમુનાનું પ્રેત બાંધવાની તૈયારી ચાલતી હતી. જાગીરદારના શત્ર અને મિત્રો યમુનાના મરણની ખબર સાંભળી દલગીર થયા હતા. જાગીરદારના સામું નહિ જોઇ પણ મરનાર તરફની લાગણીને ખાતર પુષ્કળ લોક એકઠું થયું હતું. આ પ્રમાણે પ્રેત યાત્રાની સઘળી તૈયારી થઇ રહી હતી તેટલામાં દારૂના ઘેનમાં ડોલતો ડોલતો ગણપતરાવ ઘેર આવ્યો. આવતાંની સાથે યમુનાનું પ્રેત જોઇ તે બોલી ઉઠયો—અરે, આ અવદશા મરી ગઇ ખરી કે? પણ તેનું માથું હજુ આખું છે. તેનું માથું પહેલાં ફોડી નાંખવું જોઇએ."

એ પ્રમાણે બોલી પોતાની લાકડી યમુનાના પ્રેત - ઉપર મારવા જતો હતો એટલામાં કેટલાકોએ તેનો હાથ પકડયો. જાગીરદાર મોટેથી બોલી ઉઠયો—"અરે, આ ચંડાળને કોઇ બાહર કાઢો નહિ તો પ્રેતને બગાડશે."

ગણપતરાવનો ક્રોધાગ્નિ એકદમ ભડકો લઇ ઉઠયો હતો, પોતાનો હાથ જેઓએ પકડયો હતો તેના હાથમાંથી પોતાનો હાથ છોડવી મોટેથી બોલ્યો—"ચુપ રહે બુઢયા, મારી સ્ત્રી છે હું તેનું ગમે તે કરીશ."

એમ કહી ગણપતરાવે હાથમાની લાકડી પ્રેતના મસ્તક ઉપર મારી. જાગીરદારે મોટેથી બુમ મારી કહયું—"અરે, આને કોઇ પકડો. આ પ્રેતની વીટંબણા કરશે."

ગણુપતરાવ એકદમ બાપ તરફ ધસી ગયો પણ એકદમ એકઠા થયેલા લોકોએ તેને પકડી ઓરડામાં પુર્યો અને તે પછી પ્રેત દહન ક્રીયા માટે લઇ જવામાં આવ્યું.

યમુના તું ગઇ પણ તારૂં ચરિત્ર પાછળ અક્ષય રહ્યું છે. જીવતાં તું સમાજ તથા રાષ્ટ્રને ઉપયોગી થઇ પડી નહિ પણ તારૂં ચરિત્ર ભવિષ્યની પ્રજાને ખાસ ઉપયોગી થઇ પડશે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પુર્તી.

---

જાગીરદાર આ સંસારથી કંટાળી કાશી ચાલી ગયા. તેણે પોતાની સઘળી સ્થાવર જંગમ મીલકત ધર્માદા કરી નાંખી. રાધાબાઇ અને ગણુપતરાવને એક કોડી પણ આપી નહિ.

માધવરાવ અને ગણુપતરાવ ઉપર બે ત્રણ આરોપ હતા. તે માટે સેશન્સમાં લંબાણ તપાસ ચાલી. સઘળા આરોપો પુરવાર થયા અને ગણુપતરાવને ૧૪ વરસની અને માધવરાવને ૧૧ વરસની સખ્ત મજુરી સાથની છેવટે કેદની શીક્ષા થઇ. હજુ તેઓ તુરંગમાં છે. તેઓએ બીછાવેલી પ્રપંચ જાળમાં તેઓજ ફસાયા છે.

# વસંત–લીલા.

ખ્રીસ્તી મીશનરીઓના હાથમાં ફસાયલો હિંદુ ગ્રેજયુએટ, મીશનરી લલનાની મોહજાળ, યુરોપીયન લલનાને બદલે સાહેબે દેશી ખ્રીસ્તી બાનુ સાથે કરાવેલાં લગ્ન, સુધરેલા લગ્નનો ફજેતો, ખરા સ્વરૂપમાં જણાયલી મીશનરી લલના, હિંદુ અબળાની ચતુરાઇ સંસારમાં ખરૂં સુખ કયાં છે અને હિંદુ સંસારનું ષ્ટત્વ, ખ્રીસ્તી ધર્મનો પરિત્યાગ, વીગેરે રસીલી બાબદો આ સુંદર નવલકથામાં આવી છે.

કિમ્મત રૂપૈયો એક.

રતનલાલ આત્મારામ શાહ,

ઠે૦–અમૃતવાડી ગીરગામ પોસ્ટ,

મુંબઇ,

અથવા

એન. એમ. ત્રીપાઠી,

કાલબાદેવી, મુંબઇ.

# કડક બંગાળી.

---

મુંબઇમાં ચાલતી પોલમપોલ, લીમીટેડ કંપનીઓનાં ભોપાળાં, ટ્રસ્ટીઓ તરીકે ચલાવવામાં આવતી ઠગાઇ, બનાવટી વીલ, વૃદ્ધ લગ્નની મોહકાણ, પુત્રવધુ ઉપર જુલમ, આખરે આપઘાત, વીગેરે મુંબઇના ઢમઢોલ માંહે પોલ જેવા શેઠયાઓના ચિતારો આપવામાં આવ્યા છે. લીમીટેડ કંપનીનો એક પણ શેર ધરાવનારે ખાસ વાંચવા લાયક છે.

**કિમ્મત રૂપીયો દોઢ.**

**રતનલાલ આત્મારામ શાહ,**

ઠે૦ અમૃતવાડી, ગીરગામ પોસ્ટ,

મુંબઇ;

અથવા

**એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની,**

કાલબાદેવી, મુંબઇ.